# 1. ગુજરાતના લોકનૃત્યો

→ મૂળ સંસ્કૃત શબ્દ **"નૃત"** ઉપરથી નૃત્ય શબ્દ ઊતરી આવ્યો છે. તાલ અને લય સાથે સૌંદર્યની અનુભૂતિ કરાવવાનું સાધન નૃત્ય છે.

→ નૃત્યકળા મોહેજોદડો અને હડપ્પાના વખતથી વિકસી અને પાણિનિ-કૌટિલ્યના સમયમાં સમાજનું સબળ અંગ બની. તેને માટે નિયમો નિશ્ચિત થયા અને પછી તેને શાસ્ત્રનું રૂપ આપવામાં આવ્યું.

→ ભારતમાં જેટલા પ્રદેશો છે તેટલાં નૃત્યો છે. કાશ્મીરથી માંડીને કન્યાકુમારી તથા સૌરાષ્ટ્રથી માંડી આસામ સુધી પ્રસરેલા પ્રદેશોમાં વિવિધ પ્રકારનાં લોકનૃત્યોનો સમાવેશ થાય છે. જેવો પ્રદેશ અને જેવું વાતાવરણ તેવી જ અસરો ત્યાંના લોકનૃત્યમાં પડેલી જણાય છે.

→ બધા લોકનૃત્યોમાં એક પ્રકારનું સામ્ય હોવા છતાં પણ ભાષા, રીતિરિવાજ, પોશાક અને કુદરતી વાતાવરણ વગેરેની ભિન્ન-ભિન્ન અસરોને લીધે દરેક પ્રદેશનું નૃત્ય વિવિધ સંગીત અને વિવિધ પ્રકારમાં જોવા મળે છે.

→ ભરત મુનિનો **"નાટ્યશાસ્ત્ર"** નૃત્યકળાનો પ્રથમ પ્રામાણિક ગ્રંથ માનવામાં આવે છે. આને **"પંચવેદ"** પણ કહેવાય છે.

→ નાટ્યશાસ્ત્ર બધા માનવીય ભાવોને 9 (નવ) રસોમાં વિભાજિત કરે છે.

(1) શ્રૃંગાર રસ (2) વીર રસ (3) રુદ્ર રસ (4) ભય રસ (5) બીભત્સ રસ (6) હાસ્ય રસ (7) કરુણ રસ (8) અદ્‌ભુત રસ (9) શાંત રસ

## ★ શાસ્ત્રીય નૃત્ય

### (A) ભરતનાટ્યમ

→ ભરતમુનિ રચિત **"નાટયશાસ્ત્ર"** અને નંદીકેશ્વર રચિત **"અભિનવ દર્પણ"** એ બે ગ્રંથો ભરતનાટ્યમના આધારસ્રોત છે.

→ હડપ્પા સભ્યતાના સ્થળ મોહેજેદડોમાંથી મળેલ **"નૃત્યકરતી મહિલાની મૂર્તિ"** માં પણ આ નૃત્ય જોવાં મળે છે.

→ તમિલનાડુનો તાંજોર જિલ્લો એ ભરતનાટ્યમ નૃત્યશૈલીનું ઉદ્‌ભવ સ્થાન ગણાય છે.

→ ભરત મુનિના નાટ્યશાસ્ત્રમાં વર્ણવેલાં 108 નૃત્યકરણોમાંથી ઊતરી આવેલી નૃત્યકલા મોઢેરા, રાણકી વાવ અને જૈન દેરાસરોમાં જોવાં મળે છે. દેલવાડાનાં જૈન દેરાસરોમાં પણ આ કરણો જોવા મળે છે. ખાસ કરીને વસ્તુપાળના દેરાસરમાં સભામંડપની છતમાં 108 કરણો કોતરેલાં દેખાય છે. આ ઉપરથી એવું તારણ કાઢી શકાય કે તે યુગમાં શાસ્ત્રીય નૃત્યપ્રકાર ગુજરાતમાં પ્રચલિત હતો.

→ ભરતનાટ્યમ નૃત્યનું જે સ્વરૂપ આજે જોવાં મળે છે. તેનો યશ **"ચિન્નયા", "પોન્નયા", "શિવનંદમ્" અને "વડીવેલું"** નામના ચાર ભાઈઓને ફાળે જાય છે. ભરતનાટ્યમ નૃત્યનાં પદચલનો, તેના આંતરઘટકોની બંદિશો આ ચાર ભાઈઓએ રચી.

→ વડીવેલુ એ ભારતીય શાસ્ત્રીય સંગીતમાં **"બેલા"** (વાયોલિન) નો પ્રવેશ કરાવ્યો.

→ ભરતનાટ્યમનો ક્રમ નીચે મુજબ હોય છે -

- **અલારીપુ (અલ્લારીપુ) :**

→ આ દેવતા, ગુરુ અને દર્શકોની સ્તુતિ માટે કરવામાં આવે છે. આમાં નર્તક પોતાના આરાધ્યની આરાધના કરીને નૃત્ય આરંભ કરે છે.

- **જતિસ્વરમ્ :**

→ આમાં વિવિધ પ્રકારે અંગ અને મુદ્રાઓનું પ્રદર્શન ડાબી-જમણી બાજુ સમન્વયાત્મક રૂપે સ્વર અને તાલના માધ્યમથી કરવામાં આવે છે.

- **શબ્દમ્ :**

→ આમાં કાવ્ય દ્વારા ઈશ્વરની વંદના કરવામાં આવે છે એટલે કે ઈશ્વરનું કીર્તિગાન છે.

- **વર્ણમ્ :**

→ આમાં નૃત્ય અને વૃત્તનું સુંદર મિશ્રણ જોવાં મળે છે. વિશુદ્ધ હાવભાવો દ્વારા રસની અભિવ્યકિત થાય છે. આ ભરતનાટ્યમની સૌથી અઘરી નૃત્યકૃતિ છે. વર્ણમ્‌માં કલાકારની કલાસાધનાની કસોટી થાય છે.

- **પદમ અને જાવળી :**

→ વર્ણમ્ પછી પદમ્, જાવળી વગેરેમાં વિવિધ નાયિકાઓની વિરહ-મિલન આદિ અવસ્થાઓનું - નવ રસોનું - આકર્ષક અને આનંદપ્રદ દર્શન થાય છે.

- **તિલ્લાના :**

→ નૃત્યનો અંત તિલ્લાનામાં રજૂ થાય છે. આમાં તાલની રમઝટ સુંદર રીતે પ્રસ્તુત કરી દર્શકોને આકર્ષિત કરવાનો પ્રયાસ કરવામાં આવે છે.

→ તિલ્લાના પછી અંતે ભરતનાટ્યમની પૂર્ણાહુતિ મંગલમ્ નામક સ્તુતિપરક રચનાથી થાય છે અને તે દ્વારા નૃત્યકાર સર્વેનું મંગળ થાઓ એવી ઈશ્વર પાસે પ્રાર્થના કરે છે.

→ ઈ. કૃષ્ણા અય્યર અને શ્રીમતી રુકિમણી દેવી અરુણ્ડેલ જેવી પ્રતિભાઓના અથાગ પરિશ્રમથી તે વખતની પ્રજા અને નૃત્યાર્થીઓનાં મનમાં નૃત્ય વિશે પ્રીતિ જાગ્રત થઈ.

★ **ગુજરાતમાં ભરતનાટ્યમ :**

→ વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડના દરબારમાં નૃત્ય માટે તંજાવૂરથી નર્તિકાઓ અને સંગીતવાદ્યના નિષ્ણાંત ગુરુઓને બોલાવવામાં આવે છે. તે ગુરુઓ વડોદરામાં સ્થાયી થઈ જાય છે.

→ તે ગુરુઓમાંથી કુબેરનાથ તંજાવૂરકર થકી ગુજરાતમાં પ્રથમવાર ભરતનાટ્યમનો ઉદય થાય છે.

→ વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીમાં ભરતનાટ્યમમાં અધ્યક્ષ તરીકે **"અંજલિ મેઢ"** હતાં. તે મુંબઈમાં ભરતનાટ્યમના વર્ગો ચલાવતાં હતા.

→ **મૃણાલિની સારાભાઈ અને દર્પણ :**

- કેરળપુત્રી તરીકે પ્રખ્યાત મૃણાલિની સારાભાઈના લગ્ન ડૉ. વિક્રમ સારાભાઈ સાથે થતાં ગુજરાતમાં તેઓ સ્થાયી થયાં અને ગુજરાતને પોતાની કર્મભૂમિ બનાવી.
- વિખ્યાત નૃત્યગુરુ મીનાક્ષી સુંદરમ્ પિલ્લાઈ પાસેથી તેમણે ભરતનાટ્યમની નૃત્યદીક્ષા લીધી હતી.
- તેમના નૃત્યમાં ભરતનાટ્યમનું શુદ્ધ સ્વરૂપ જોવા મળે છે.
- મૃણાલિનીબેન સારાભાઈ ગુર્જરી (હસ્તઉદ્યોગ અને હાથવણાટ કોર્પોરેશન)ના ચેરમેન, નેશનલ સેન્ટર ઑફ પરફોર્મિંગ આર્ટ્સ, ગુજરાત સંગીત નાટક અકાદમી જેવી અનેક રાષ્ટ્રીય અથવા ગુજરાત વ્યાપી સંસ્થાઓમાં અધ્યક્ષ કે સભ્ય તરીકે સક્રિય સેવાઓ આપી છે.
- મૃણાલિની સારાભાઈએ ઈ.સ.1949માં અમદાવાદમાં **"દર્પણ"** નામની સંસ્થાની સ્થાપના કરી.
- દર્પણ સંસ્થા દ્વારા દક્ષિણ ભારતના ભરતનાટ્યમ ઉપરાંત કથકલિ, મોહિનીઅટ્ટમ્ અને કુચીપુડી નૃત્ય પ્રચલિત કર્યા છે.
- ગુજરાતમાં નૃત્યકલા પ્રત્યે અભિરુચિ કેળવવામાં દર્પણનો મોટો ફાળો છે.
- દર્પણ દ્વારા સાંસ્કૃતિક ક્ષેત્રનાં સાત પ્રકાશનો પ્રગટ થાય છે.
- **"નટરાણી"** - દર્પણનું થિયેટર છે, તેમાં નાટયપ્રયોગો થાય છે.
- નટરાણી દર વર્ષે ડિસેમ્બર મહિનામાં **"ધ વિક્રમ સારાભાઈ ઈન્ટરનેશનલ આર્ટ્સ ફેસ્ટીવલ"** ઊજવે છે.

→ ભરતનાટયમની બીજી પણ સંસ્થાઓનો પછી ઉદય થયો છે. તેમાં ઈલાક્ષી ઠાકોરની **"નૃત્યભારતી"** સંસ્થા, તેમની શિષ્યા હરિણાક્ષી દેસાઈની **"ભરતનૃત્યકલાંજલિ"**, ઉપરાંત કેરળથી જ આવી ગુજરાતમાં સ્થિત થયેલાં ભાસ્કર અને રાધા મેનની **"મુદ્રા સ્કૂલ ઑફ કલાસિકલ ડાન્સિંગ"** જાણીતી છે. ભરતનાટ્યમના અન્ય ગુરુ તરીકે વડોદરાની મ્યુઝિક કોલેજમાં વારાણસીથી ચંદ્રશેખરને બોલાવવામાં આવ્યા હતા.

**(B) કથક :**

→ **"કથા કહે સો કથક કહાવે"** એમ ઉત્તર ભારતમાં કહેવત છે.

→ અઢારમી સદીના ઉતરાર્ધમાં અવધના નવાબ **"વાજિદઅલી શાહે"** પોતાના દરબારમાં કથક નૃત્યને આશ્રય આપીને આ કલાને પુનર્જીવન બક્ષ્યું. તેમના જ શાસનકાળ દરમિયાન કથક નૃત્યના લખનૌ ઘરાણાનો ઉદય થયો.

→ કથક નૃત્યનો ક્રમ નીચે મુજબ હોય છે -

(1) ઠાઠ - નૃત્યની શરૂઆત, ઠાઠ મુખ્ય નૃત્યની રજૂઆતની માનસિક અને શારીરિક પૂર્વતૈયારી રૂપે હોય છે.

(2) આમદ - નૃત્યનું પ્રગટીકરણ, આમદમાં ધીમા લયમાં નૃત્ય કરવામાં આવે છે.

(3) ટુકડા - બોલોની બંદિશો, તબલાંની સંગત સાથે સશબ્દ અથવા નિઃશબ્દ ક્રિયાઓ કરીને બોલી બતાવે છે.

(4) પરમલુ - આની રચના વિવિધ વાદ્યોના અવાજ અને નૃત્તના બોલના મિશ્રણમાંથી કરવામાં આવે છે.

(5) પરન્ - આની રચના પખવાજ નામના વાદ્ય પરના બોલ દ્વારા રજૂ થાય છે.

(6) તત્કાર - કથકની તાલીમ જ તત્કારથી શરૂ થાય છે. આ કથક નૃત્યમાં ખૂબ જ મહત્વનું સ્થાન ધરાવે છે. જેનો અર્થ થાય છે. પૈર બજાના

★ **ગુજરાતમાં કથક :**

★ **કુમુદિની લાખિયા અને કદમ્બ :**

→ કુમુદિની લાખિયા એ કથકના સુપ્રસિદ્ધ કલાગુરુ શંભુ મહારાજ પાસેથી બે વર્ષ સુધી લખનૌ ઘરાણાની તાલીમ લીધી હતી.

→ ઈ.સ.1967માં અમદાવાદમાં **''કદમ્બ''** નામની કથક નૃત્યની સંસ્થા કુમુદિની લાખિયાએ સ્થાપી.

→ કુમુદિની લાખિયાને તેમની કલા પ્રતિભાના કારણે વિવિધ પુરસ્કારો મળ્યા છે.

(1) પદ્મશ્રી (1987) (2) ગુજરાત રાજ્ય સંગીત નાટક અકાદમી એવોર્ડ (1979) (3) નગર ભૂષણ એવોર્ડ - અમદાવાદ (1997) (4) કાલિદાસ સન્માન (2002)

### (C) <u>કથકલી</u>

→ કથકલીનું મૂળ ધામ **''કેરળ''** છે.

→ આ નૃત્ય કેરલની યોદ્ધા જનજાતિ નાયરમાં પ્રચલિત એક પુરુષ- પ્રધાન નૃત્ય છે.

→ કથકલી શબ્દમાં કથ એટલે કથા અથવા વાર્તા અને કલી એટલે નૃત્ય (નાટ્ય). કેરળના આ નૃત્યપ્રકારનો શબ્દાર્થ નાટયવાર્તા થાય છે.

→ આ નૃત્ય શૈલીમાં બે પ્રકારના પાત્ર હોય છે. પ્રથમ વર્ગ **''પાચા''** (ઉદાત્ત નાયક) નું હોય છે અને બીજું વર્ગ **''કેટી''** (રાક્ષસ) નું હોય છે. આ બન્ને પાત્રોના માધ્યમથી અસત્ય પર સત્યની વિજયનો સંદેશ આપવામાં આવે છે.

→ કથકલી નૃત્યશૈલીની રજૂઆતમાં વાચિક અભિનય, આંગિક અભિનય, રસાભિનય અને આહાર્ય અભિનય મહત્વનો ભાગ ભજવે છે.

→ આ નૃત્યશૈલીમાં કથાવસ્તુમાં મુખ્યત્વે રામ-રાવણ યુદ્ધ, જટાયુ-વધ, રાવણ-મંદોદરીનો સંવાદ, નળ દમયંતીની કથા દૃષ્ટિગોચર થાય છે.

→ કથકલીના ગીતોની ભાષા **''મલયાલમ''** છે.

### (D) <u>કુચિપુડી</u>

→ આંધ્રપ્રદેશમાં કૃષ્ણા નદીના તટ પર કુચિપુડી નામના ગામમાં જ કુચિપુડી નૃત્યશૈલી વિકસી અને પ્રસાર પામી. ગામના નામ ઉપરથી જ આ શૈલીનું નામ પડ્યું છે.

→ તીર્થનારાયણ યતિ અને તેમના શિષ્ય સિદ્ધેન્દ્ર યોગી એ કુચિપુડીના વિકાસમાં મહત્વની ભૂમિકા ભજવી હતી. આ બન્ને કૃષ્ણ ભકત હતા. આ બન્ને ઉચ્ચ કોટીના નૃત્ય અને સંગીતના વિશારદો હતા. તીર્થનારાયણએ રચેલી **''કૃષ્ણલીલા તરંગિની''** અને સિદ્ધેન્દ્ર યોગીએ રચેલી **''શ્રૃંગાર પારિજાતાપહરણ''** કૃતિઓ સૂક્ષ્મ લય અને તાલ માટે ખૂબ અનુકૂળ હતી.

★ <u>**ગુજરાતમાં કુચિપુડી :**</u>

→ આંધ્રથી પરંપરાગત ઊતરી આવેલા કુચિપુડી નૃત્યના ગુરુ આચાર્યુલુને અમદાવાદ લાવ્યા અને તે પણ અહીં જ સ્થાયી થઈ ગયા.

→ એમની પાસેથી કુચિપુડી શૈલીની તાલીમ પામેલી શિષ્યાઓમાં મલ્લિકા સારાભાઈ તથા સ્મિતા શાસ્ત્રી છે.

→ સ્મિતા શાસ્ત્રીએ **''નર્તન સ્કૂલ ઑફ કલાસિકલ ડાન્સિસ''** નામે પોતાની સ્વતંત્ર સંસ્થા સ્થાપી છે.

### (E) <u>મણિપુરી</u>

→ પૂર્વ ભારતના મણિપુર રાજ્યમાં ઉદય પામેલું મણિપુરી નૃત્ય આ રાજ્યની ઓળખ છે.

→ આશરે પંદરમી સદીની આસપાસ ચૈતન્ય મહાપ્રભુનો ગૌડીય સંપ્રદાય અહીં પ્રસર્યો અને મણિપુરની પ્રજાએ વૈષ્ણવ ધર્મના અનેક પંથોનો અંગીકાર કર્યો.

→ મણિપુરી નૃત્યના માળખાને હાલનું સ્વરૂપ આપવામાં રાજા ભાગ્યચંદ્રે (ઈ.સ.1764) મુખ્ય ભાગ ભજવ્યો છે. રાજા ભાગ્યચંદ્રે નૃત્યશૈલીના પાઠ્યપુસ્તક જેવું **''ગોવિંદ-સંગીત લીલા વિલાસ''** પુસ્તક લખ્યું છે.

★ <u>**ગુજરાતમાં મણિપુરી નૃત્ય :**</u>

→ અમદાવાદમાં સારાભાઈ કુટુંબમાં જ પ્રથમ મણિપુરી નૃત્ય પણ આવ્યું. તેના ગુરુ નબકુમાર સિંહે પછી મુંબઈમાં મેઘા યોધ અને અન્ય શિષ્યાઓને આ શૈલીમાં તૈયાર કરી.

→ <u>**સવિતાબેન મહેતા :**</u>

- મણિપુરી નૃત્યના રાષ્ટ્રીય - આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરનાર
- પિતાનું નામ નાનજી કાલિદાસ મહેતા
- ગુજરાતમાં પોરબંદર સ્થિત પરંતુ મુંબઈને પણ કર્મભૂમિ બનાવનાર સવિતાબેને મણિપુરી શૈલીનાં બધા પલ્લાં આત્મસાત્ કર્યા છે.
- તેમને મણિપુરના મહારાજા દ્વારા **''ઉતમ મણિપુરી નર્તન''**નો, ગુજરાત રાજ્ય સંગીત નાટક નૃત્ય અકાદમી દ્વારા તામ્રપત્ર વગેરે અનેક એવોર્ડ- પુરસ્કારો મળ્યા છે.

→ પ્રીતિ પટેલે પારંપરિક મણિપુરી નૃત્યમાં **''થાંગ-ટા''** (એક પ્રકારનું માર્શલ આર્ટ) નું સંયોજન પણ કર્યું છે.

→ <u>**ઝવેરી બહેનો :**</u>

- નયના ઝવેરી, રંજના ઝવેરી, સુવર્ણા ઝવેરી અને દર્શના ઝવેરી બહેનોનું મણિપુરી નર્તનક્ષેત્રમાં મહત્વનું આગવું પ્રદાન છે.

- આ ઝવેરી બહેનોના ગુરુ બિપિનસિંહ જેવા પ્રતિભાશાળી વ્યક્તિ હતા.

- ઝવેરી બહેનોએ ગુરુ બિપિનસિંહ તથા કલાવતીદેવીના સાથથી મણિપુરી નૃત્યમાં શિક્ષણ અને સંશોધનના કાર્યને વેગ આપવા મણિપુર, કલકતા અને મુંબઈમાં **"મણિપુરી નર્તનાલય"** નામની સંસ્થા સ્થાપી.

### (F) મોહિની અટ્ટમ

→ મોહિની અટ્ટમ નૃત્યનું કેન્દ્ર **"કેરળ"** છે.

→ મોહિની અટ્ટમ નૃત્ય કેરળની નૃત્યશૈલીનો મહત્વનો પ્રકાર છે. જેમાં લાસ્ય અને તાંડવ નૃત્યમુદ્રાઓ સમાયેલી છે.

→ આ નૃત્યશૈલીમાં કથકલી શૈલીનો આભાસ થાય છે, જે વ્યક્તિગત રૂપે રજૂ કરી શકાય છે.

→ આ નૃત્યનો ઉલ્લેખ ઈ.સ.934 ના નેદુમપુરાતલી શિલાલેખમાં મળે છે.

→ મોહિનીઅટ્ટમનું વિચારબીજ સ્વાતિ તિરુનાલના દરબારમાંથી મળ્યું. 19 મી સદીમાં સ્વાતિ તિરુનાલના દરબારમાં મુખ્ય સંગીતકાર પરમેશ્વર ભર્ગાવતારે અને વાડીવેલું બન્નેએ મળીને નૃત્યનો નવો પ્રકાર વિકસાવ્યો, જેમાં ભરતનાટયમ્ નૃત્યશૈલી અને કથકલી નૃત્યશૈલીના કેટલાંક અંશોને લીધા. આ સમિશ્રણ નૃત્ય એટલે મોહિનીઅટ્ટમ.

### (G) ઓડિસી

→ ઓડિસી નૃત્યનું કેન્દ્ર ઓડિસા (ઓરિસ્સા) છે.

→ ઓડિસી શાસ્ત્રીય નૃત્ય છે જે નાટયશાસ્ત્રમાં વર્ણવેલ ઓદ્ર નૃત્ય પર આધારિત છે. જે એક પ્રાચીન નૃત્યશૈલી છે.

→ ઈ.સ. પૂર્વેની પહેલી શતાબ્દીની ઓરિસ્સાની ઉદયગિરિ - ખંડગિરિ નામની પહાડીઓની **"રાનીગુમ્ફા ગુફા"** ની મૂર્તિકલાથી નર્તન કરતી નર્તિકાઓ જોવા મળે છે.

→ ઓડિસી નૃત્ય હિન્દુ મંદિરોમાં અને શાહી દરબાર બન્નેમાં વિકસિત થયું હતું. ઓડિસાના અસંખ્ય મંદિરો અને તેરમી સદીના કોણાર્ક મંદિરમાં બનેલ નાટયમંડપથી ઓડિસી નૃત્યની એક મહત્વપૂર્ણ પરંપરાની જાણ થાય છે.

→ અગિયારમી સદીના મહાન કવિ જયદેવ (1077-1147) ના ગીતગોવિંદમાંથી ગીતો ગાવાની પ્રથા હજી અક્ષુણ્ણ રહી છે. ભગવાન જગન્નાથના મંદિરમાં થતા છત્રીસ પ્રકારના નિયોગ દૈનિક પૂજાવિધિ પ્રસંગે માહારીઓનું રોજનું નૃત્ય પણ એક અગત્યનું અંગ હતું. આ માહારીઓના નર્તનમાંથી ઓડિસી નૃત્યનો જન્મ થયો છે.

## ★ ગુજરાતના લોકનૃત્યો

→ લોકનૃત્ય એ આદિવાસી નૃત્યનું સંવર્ધિત સ્વરૂપ છે. લોકનૃત્ય શીખવા માટે કોઈપણ જાતની ખાસ તાલીમ લેવી પડતી નથી. લોકો અનુકરણ કે સંસ્કારથી શીખે છે.

→ ગુજરાતમાં લોકજાતિઓ, લોકબોલીઓ અને વસ્ત્રાભૂષણોમાં જેટલું વૈવિધ્ય છે એટલું જ વૈવિધ્ય એનાં લોકગીતો, લોકઉત્સવો અને લોકનૃત્યોમાં પણ જોવા મળે છે.

→ લોકનૃત્યો એ લોકોની સંસ્કૃતિનો એક મહામૂલો પરિપાક છે.

→ લોકનૃત્યો લોક ઉત્સવો અને ધાર્મિક પરંપરાઓ સાથે જૂના કાળથી જોડાયેલાં છે.

→ ગુજરાતના ગરવા લોકજીવનમાં લોકનૃત્યોનો ભરપૂર ભંડાર ભર્યો પડ્યો છે. લોકનૃત્યોની સાથે લોકગીતો અને લોકવાદ્યો પણ જોડાયેલા છે.

→ વિવિધ જાતિનાં લોકનૃત્યોમાં સામ્ય હોવા છતાં વિવિધ પંથકોની બોલી, ઉત્સવો, વાદ્યો અને વસ્ત્રાભૂષણોને કારણે સ્થાનિક રંગોની છાંટ સાથે લોકનૃત્યોમાં ભારે વિવિધતા જોવા મળે છે.

### 1. ગરબા (ગરબો)

→ ગરબો ગુજરાતના અતિ પ્રાચીન લોકપ્રિય નૃત્યનો એક પ્રકાર છે.

→ ગરબો એટલે ગર્ભદીપ - ઘડામાં મૂકાયેલો દીવો. દેવીની માનતારૂપે પ્રગટાવતો નવ દિવસનો અખંડ દીવો ગરબો કહેવાય છે. આ દીવાને છિદ્રોવાળી માટલીમાં પ્રગટાવવામાં આવે છે. દીવો ઓલવાઈ ન જાય તે રીતે તેને સુરક્ષિત ગોઠવવામાં આવે છે. આ ગરબાને માથે લઈને મહિલાઓ ગીતો ગાઈ નૃત્ય કરે છે.

→ ગરબો આદ્યશક્તિ મહામાયાની પૂજાનું જૂનું સ્વરૂપ છે. આ દેવીપૂજા એ જ ગરબાની ઉત્પતિનું મૂળ છે.

→ પ્રત્યેક સ્ત્રી પોતાની મનોકામના પૂર્ણ થાય તેવા મા પાસે આર્શીવાદ મનોમન માગે છે.

→ ગરબાના ગીતો દેવીને ઉદ્દેશીને બનાવેલાં હોય છે સમય જતાં તેમા તાળી અને ચપટીની જગ્યાએ અનેક સાધનો વપરાવા લાગ્યા. દા.ત.ખંજરી, મંજીરા, દીવાની થાળ, બોઘરણાં વગેરે.

→ તળ ગુજરાતમાં ગરબો લોકનૃત્યના અંગ સાથે સાથે શિષ્ટ સાહિત્ય અને સંગીતના અવનવા તત્વો પ્રદર્શિત થાય છે જ્યારે ગામડાંમાં કે સમાજના ઉપલા થર સિવાય એ લોકવાણીમાં રજૂ થાય છે.

→ એક તાળી, ત્રણ તાળી, તાળી-ચપટી વગેરે ગરબાના પ્રકારો છે.

→ ગરબામાં સારંગ, કાલિંગડો, ધનશ્રી, કાફી, પીલુ, મ્હાડ વગેરે રાગોનું મિશ્રણ હોય છે.

→ વલ્લભ મેવાડાના ગરબા પ્રખ્યાત છે. નરસિંહ, દયારામ, સુંદરમ્, ઉમાશંકર અને અવિનાશ વ્યાસના ગીતોનો ગરબામાં ભરચક ઉપયોગ થયો છે.

## 2. <u>ગરબી</u>

→ ગરબો અને ગરબી - બન્ને નૃત્ય પ્રકારો નવરાત્રિના ઉત્સવ સાથે સંકળાયેલા છે.

→ ગરબો એ સ્ત્રીઓનું નૃત્ય છે, તો ગરબી એ પુરુષોનું નૃત્ય છે. એ બંને સંઘનૃત્યના જ પ્રકારો છે.

→ ગરબી નૃત્ય સાદા પગલાં અને તાળીઓથી સમૂહમાં ગીત ગાતાં ગાતાં પુરુષો વર્તુળમાં કરે છે.

→ ગરબી એટલે લાકડાની માંડવડી (માંડવી)

→ ગરબાની આરાધના માતાજીની આરાધનાથી જ શરૂ થઈ, પરંતુ ગરીબીનો સંબંધ વિશેષ કૃષ્ણભક્તિ સાથે જોડાયેલો છે, કારણકે જે ગરબીઓ ઉપલબ્ધ છે તેમાંના મોટાભાગમાં કૃષ્ણ-ગોપીનો શ્રૃંગાર સારા પ્રમાણમાં આલેખાયો છે.

→ ગુજરાતના ભકતકવિ **"દયારામે"** કૃષ્ણને ઉદ્દેશીને ગરબીની રચનાઓ કરેલી, વલ્લભ કવિએ પણ માતાની ગરબી રચી હતી.

→ ગરબી નવરાત્રિ ઉપરાંત જન્માષ્ટમી, જળઝૂલણી અગિયારસ જેવા ઉત્સવોના પ્રસંગે ગવાય છે. તેમાં દાંડિયા, ઢોલ, નરઘાંને મંજીરાનો ઉપયોગ થાય છે.

## 3. <u>રાસ</u>

→ રાસ એ સૌરાષ્ટ્રનું એક આગવું અને સર્વોત્તમ લોકનૃત્ય છે.

→ રાસના બે પ્રકાર મહાભારતમાં વર્ણવાયેલાં છે -

(1) હલ્લિસક રાસ (2) દાંડિયા રાસ

→ સૌપ્રથમ દાંડિયા રાસ શ્રી કૃષ્ણની લીલાના રાસ ગોપ-ગોપીઓ ભેગાં મળીને કરતાં, પાછળથી જુદી-જુદી જાતિઓ આ રાસમાં પોતાની વિશેષતાઓ ઉમેરતી ગઈ.

→ મુસ્લિમ કાળમાં શાસકોની બીકને કારણે સ્ત્રીઓ રાસ રમતી અટકી ગઈ.

→ સૌરાષ્ટ્રમાં 14મી કે 15મી સદીથી નરસિંહ ભગત, મીરાં વગેરે જેવાંની અસરની લીધે વૈષ્ણવ ધર્મના સંસ્કારે શ્રીકૃષ્ણના રાસને સજીવ કરવા પ્રેર્યા

→ નવરાત્રી, શરદપૂર્ણિમા, જળઝૂલણી અગિયારસ, સાતમ-આઠમ પ્રસંગે, ગુરુની પધરામણી વખતે વગેરે તહેવારોમાં આ નૃત્ય ગોળાકારમાં થતું હોય છે. નર્તનકારોનાં બંને હાથમાં દાંડિયા હોય છે. આ દાંડિયા જોડીઓ જોડીઓ સાથે તાલબદ્ધ રીતે ઠોકી કોઈવાર જોડી બદલી અથવા તો જુદી-જુદી જોડીઓની અદલાબદલી કરી ગોળ ફરતાં જઈ નૃત્ય કરતા હોય છે.

→ આ રાસ સાથે વાજિંત્રોમાં ઢોલ, નરઘાં, પાવો, ઝાંઝ, તબલાં, મોટાં મંજીરા અને શરણાઈનો ઉપયોગ થાય છે.

→ દાંડિયારાસમાં દોઢિયા, પંચિયા, અઠિયા, બારિયા, ભેટિયા, નમન, મંડલ લેવાય છે.

→ રાસમાં ગવાતાં ગીતોને અનુલક્ષીને આકાર-પ્રકારો પણ રચાતા ગયા છે જેમ કે ગીતોમાં માતાજીનું વર્ણન હોય તો માતાજીના પ્રતીકો ધજા, સ્વસ્તિક, ત્રિશૂળ વગેરે આકારો રાસ રમતાં રમતાં રચાતાં જાય. કૃષ્ણ-ગોપીનું ગીત હોય તો કૃષ્ણ બંસી વગાડે તેવી રચના રચાતી જાય. આમ, અનેકવિધ વિવિધતાઓ અવિષ્કાર પામતી જાય છે.

→ દાંડિયારાસ મોટેભાગે પુરુષો લે છે પણ હવે તો સ્ત્રીઓમાં પણ તે પ્રચલિત થવા લાગ્યા છે.

→ રાસમાં બીજી પણ એ ખાસિયત જોવા મળે છે કે જે કોમ દ્વારા એ પ્રદર્શિત થાય તેનું આગવું અંગ એમાં ઉમેરાય; જેમ નળકાંઠાના પઢારોના રાસમાં સમુદ્રની સ્ફૂર્તિ જોવાં મળે, તો કાઠિયાવાડના કોળી કોમ વ્યવસાયે શિકારી હોઈ તેમાં ચાંચલ્યપણું અચૂક જોવા મળે. આમ જ આયરો, કણબી, રજપૂતો, રાસમાં અવળાંસવળાં ચલન લઈ બેઠક મારી ફુદરડીઓ લગાવે છે ત્યારે તેમના રાસમાંની પ્રચ્છન્ન છટા બહાર આવી ખીલી ઊઠે છે.

→ જન્માષ્ટમી પ્રસંગે ભરવાડ અને રબારીઓ દાંડિયારાસને ગીતો વિના રમે છે જેમાં ઢોલ અને શરણાઈ જ વગાડવામાં આવે છે.

→ રાસ દાંડિયા સાથે અને દાંડિયા વિના પગના ઠેકા અને હાથના હિલોળા અને અંગમરોડ સાથે પણ લેવાય છે.

### 4. <u>રાસડા</u>

→ લોકજીવનમાં ખૂબ જાણીતા રાસ અને રાસડા વચ્ચે ભેદ છે.

→ રાસમાં નૃત્યનું પ્રાધાન્ય હોય છે, જ્યારે રાસડામાં સંગીતનું.

→ સૌરાષ્ટ્રમાં રાસ મોટેભાગે પુરુષો લે છે જ્યારે રાસડા સ્ત્રીઓ લે છે.

→ સ્ત્રીઓમાં આજે એક તાલીના અને ત્રણ તાલીના રાસડા વધુ જાણીતા છે.

→ ગરબા જેવો જ એક પ્રકાર રાસડા છે. તેમાં સામાન્ય સામાજિક વિષયને લઈ ગીત રચાયું હોય છે અને તે ગીત ગાતાં ગાતાં સ્ત્રીઓ નૃત્ય કરે છે. એક ગવડાવેને બીજા બધાં ઝીલે. નૃત્યમાં સ્ત્રીઓ ગોળ ફરતી જઈ તાળીઓ અને ચપટીઓ વગાડતી જુદી-જુદી રીતે આકારો કરતી નૃત્ય કરે છે.

→ રાસ અને ગરબી પુરુષપ્રધાન, જ્યારે રાસડા નારીપ્રધાન નૃત્યો છે.

→ શરદપૂર્ણિમા, જન્માષ્ટમી, લગ્નપ્રસંગે, મેળાઓમાં અને વ્રતોત્સવ પ્રસંગે સ્ત્રીઓ રાસડાની રંગત જમાવે છે.

→ કોળી અને ભરવાડ કોમમાં સ્ત્રી-પુરુષો સાથે રાસડા લે છે.

→ રાસમાં જેટલી વિવિધતા, તરલતા, જોમ અને જુસ્સો જોવાં મળે છે તે રાસડામાં નજરે પડતાં નથી.

→ રાસડાએ લોકનારીના જીવનના આનંદ અને ઉલ્લાસને અભિવ્યકત કરવાનું માધ્યમ બની રહ્યું હોવાથી ધર્મની સાથે તેનો સંબંધ નહિવત્ છે.

→ રાસડામાં મોરલી, શરણાઈ, પાવો, ઉપરાંત ઝાંઝ, કરતાલ, મંજીરા જેવા ધનવાદ્યો તથા ઢોલ, ઢોલક, ખંજરી જેવાં ચર્મવાદ્યોનો ઉપયોગ થાય છે.

### 5. <u>મેર નૃત્ય</u>

→ સૌરાષ્ટ્રના મેર જાતિના નૃત્યનું લડાયક ખમીર અને આકર્ષક બાહુબળ નિરાળું છે. ઢોલ અને શરણાઈ પણ એમનાં શૂરાતનને બિરદાવતાં હોય તેમ લાગે, મેર લોકોમાં પગની ગતિ તાલબદ્ધ હોવા છતાં તરલતા ઓછી છે. શિસ્તબદ્ધ સિપાઈની જેમ તેમનાં પગલાં ઉપડે છે.

→ મેર લોકોના દાંડિયા જાડા પરોણાના હોય છે. તેમના દાંડિયા રાસ ઢોલને શરણાઈના તાલે તાલે ચાલે છે તેમાં સમૂહગીતો હોતાં નથી.

→ મેરની દાંડિયા વીંઝવાની છટા એ તલવારના ઝાટકાની કલામય છટા છે. તેઓ હાથની તાળીઓથી પણ રાસ લે છે.

→ દાંડિયારાસમાં લેવાતી ફુદરડીઓએ મેરના દાંડિયારાસનું આગવું આકર્ષણ છે. એક સાથે પચાસ પચાસ આદમીનાં મરદાનગીભર્યા મરોડો ખેંચાઈ રહે છે. કયારેક કયારેક એકથી દોઢ મીટર જેટલાં ઊંચા તેઓ ઊછળે છે ત્યારે અનોખું દૃશ્ય ઊભું કરે છે.

→ મેરનાં દાંડિયારાસમાં મોરલી, પાવા, કરતાલ, મંજીરા, ઝાંઝ, ઘૂઘરા વગેરે લોકવાદ્યોનો ઉપયોગ કરવામાં આવે છે.

→ અઢાર વર્ષના દૂધમલિયા જુવાનિયાથી માંડીને એંસી વર્ષના ધોળી દાઢી ફરકાવતા વૃદ્ધો ફાવે તેમ મુકત રીતે નાચે તેને **"ચાબખી"** કહેવાય છે.

### 6. <u>હાલી નૃત્ય</u>

→ આ નૃત્ય સુરત અને તાપી જિલ્લાના **"દૂબળા જાતિ"** ના લોકો કરે છે.

→ આ નૃત્યમાં જુદી-જુદી વાર્તાના પ્રસંગ હોય છે.

→ આ નૃત્યમાં બે ટુકડીઓ હોય છે એક પુરુષ અને એક સ્ત્રી એવી ગોઠવણીમાં એકબીજાની કમ્મરે હાથ રાખી નૃત્ય કરે છે. સાથમાં ઢોલ અને થાળીઓ કે પુંગીની અથવા ભૂંગળીનો સૂર કાઢી સાથ આપવામાં આવે છે.

### 7. <u>ચાળો નૃત્ય</u>

→ દક્ષિણ ગુજરાતમાં એક કહેવત પ્રખ્યાત છે કે -

**"ગાયનું તરતું**
**ઘોડાનું ચરતું**
**અને આદિવાસીનું નાચતું"**

એટલે કે ગાયને તરતાં, ઘોડાને ચરતાં અને આદિવાસીને નાચતાં શીખવવું ન પડે. એ તો એને જન્મજાત આવડતું જ હોય છે.

→ ડાંગ વિસ્તારના આદિવાસીઓનું નૃત્યને **"ચાળો"** કહેવામાં આવે છે.

→ ડાંગી નૃત્યના 27 જાતના તાલ છે. તેઓ મોર, ચકલી, મરઘી કે કાચબા જેવા પંખીઓ કે પ્રાણીઓની નકલ નૃત્ય સ્વરૂપે કરી દેખાડે છે.

→ માળીનો ચાળો નૃત્યમાં ડાંગી પુરુષો ગોળાકારે ઊભા રહી જાય છે. તેમના ખભા પર બે જુદી-જુદી સ્ત્રીઓના એક એક પગ હોય છે. થાપી, ઢોલક, મંજીરા કે પાવરી નામના વાજિંત્રોમાંથી સૂરો વહેતા થાય એટલે સ્ત્રી-પુરુષો નાચવા માંડે.

→ આદિવાસીઓને તાલ-ઠેકાની વ્યવહારુ જાણકારી અને કોઠાસૂઝને આધારે જ પોતાના દ્વારા નૃત્યોમાં રમાતા ચાળાઓની બહુ ઓછી સમજણ હોય છે. તેમને પૂછો તો કહેશે કે **''અમારે તો નાચવા સાથે નાતો. અમે તો ચાળાઓને ઠેકાના આધારે જ ઓળખીએ. એના નામ વિશે અમને ગમ ની પડે, બસ અમે તો રાત બધી નાસી જાણીએ.''**

→ આમ, આદિવાસી નૃત્યોમાં વિશિષ્ટ પ્રકારની સભાનતા ભળી નથી. તેથી તેમનાં નૃત્યોમાં મૌલિકતા, પારંપરિકતા અને કુદરતનું સાંનિધ્ય જળવાઈ રહ્યું છે.

## 8. ધેરિયા નૃત્ય (ધેર નૃત્ય)

→ દક્ષિણ ગુજરાતના દુબળા આદિવાસીઓનું લોકનૃત્ય છે.

→ આ લોકોને માતા કાલિકા અને માતા અંબાજીમાં ગાઢ શ્રદ્ધા હોય છે તેથી નવરાત્રિના સમયે તેઓ **''ઘેર-નૃત્ય''** કરે છે.

→ ધેર એટલે કે માતાજીની આસપાસ ધેરો કરીને કરવામાં આવતું નૃત્ય. ધેર બાંધનાર માતાના ખેરા કહેવાય છે.

→ આ સમયે વીસ-પચીસ જુવાનિયાઓ તેમજ પ્રૌઢ પુરુષો સ્ત્રીઓનાં કપડાં પહેરે છે. ગળામાં, હાથમાં, કાંડા ઉપર તેમજ પગની પાનીએ સ્ત્રીઓ જેવાં ઘરેણાં પહેરે છે. કાનમાં ગલગોટાના ફૂલોનો શણગાર કરે છે. કેડ ઉપર ચામડાનો પટ્ટો બાંધે છે અને તેની ઉપર પિત્તળની ઘૂંઘરીઓ બાંધેલી હોય છે.

→ ધેરના પ્રથમ દિવસે માતાને મરઘાનો ભોગ આપી ભૂવો કહે ત્યાં મરઘાનું માથું દાટી નૃત્ય કરવામાં આવે છે તેમના એક હાથમાં મોરના પીછાં અને બીજા હાથમાં તલવાર પકડેલી હોય છે. ધેરના નૃત્યનો આ પ્રકાર યુદ્ધના નૃત્યને મળતો આવે છે.

→ ધેરિયાઓ નૃત્ય કરતાં કરતાં પારણું, પવાડા કે માતાના ગરબા ગાય છે.

→ આમ, ધેરિયા નૃત્ય ધાર્મિક તહેવારનું એક અંગ છે. દેવ-દેવીઓ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવા આ નૃત્ય કરવામાં આવે છે.

## 9. તડવીઓનું ધેરિયા નૃત્ય

→ ધેરિયા નૃત્ય પંચમહાલ, ભરૂચ, વડોદરા, નર્મદા, તાપી, સુરત જિલ્લામાં વસતા તડવીઓનું ખૂબ લોકપ્રિય નૃત્ય ગણાય છે.

→ હોળીને બીજે દિવસે એટલે કે ધૂળેટીના દિવસે, તડવી જાતિના કેટલાક જુવાનિયા શરીરે આગલા દિવસની હોળીની રાસ ચોળીને ધેરિયા બને છે.

→ કોઈ શરીરે ચૂનાનાં તલકાં કરે છે, કેટલાક ભોઈરીગણીનાં બીની માળા બનાવીને ગળામાં પહેરે છે, કોઈ લીમડાના પાનનો ટોપો બનાવીને માથે પહેરે છે, કેટલાક નાનીમોટી ઘંટડીઓ કે ઘૂગરાઓ હાથે તથા કેડે બાંધીને વિવિધ વેશ ધારણ કરી નૃત્ય કરતા કરતાં પાંચ દિવસ સુધી ગામેગામ ફરે છે અને હાસ્યરસ પણ ઉત્પન્ન કરે છે.

→ આ નૃત્યપ્રસંગે એક-બે પાત્રો શરીરે મેશ ચોપડીને પોતાનું મોં કાળુ કરીને કાલીમાસી બને છે. તે ફાટેલાં - તૂટેલાં કપડા અને ઘાઘરો પહેરી હાથમાં સૂપડું લઈને નાચે છે. કોઈ ઘેર ન આપે તો તે સૂપડું લઈ તેની પાછળ પડે છે.

## 10. તલવાર નૃત્ય

→ પંચમહાલ અને દાહોદ જિલ્લાના આદિવાસીઓ આ નૃત્ય કરે છે.

→ આ નૃત્યમાં તલવારથી યુદ્ધ કરતા હોય એવા નૃત્યાભિનયનો ભાસ થાય છે.

→ યુદ્ધ એ તેનો મુખ્ય પ્રસંગ છે. આદિવાસી પુરુષો તીણી ચિચિયારીઓ પાડતાં, માથે ધોળો ફેંટો અને શરીરે કાળી બંડી પહેરી, મોઢે બોકાની બાંધી હાથમાં ઉઘાડી તલવારો લઈ ઢોલના અવાજ સાથે આ નૃત્ય કરે છે.

→ આ નૃત્ય સૌરાષ્ટ્રના શૂરાઓના તલવાર રાસને લગભગ મળતું છે.

## 11. શિકાર નૃત્ય

→ શિકર નૃત્ય ધરમપુર વિસ્તારના આદિવાસીઓનું નૃત્ય છે.

→ શિકારની પ્રાચીન પ્રથામાંથી આ નૃત્ય ઊતરી આવ્યું છે.

→ આદિવાસી પુરુષો તીરકાંમઠુ (ધનુષબાણ) અને ભાલા લઈને શિકારે જતા હોય તેવા હાકા, પડકારાને ચિચિયારા કરતાં કરતાં ઢોલ, મંજીરા અને પુંગી સાથે નૃત્ય કરે છે.

→ આ નૃત્ય સીદીઓની ધમાલ નૃત્ય સાથે કંઈક અંશે મળતું આવે છે.

## 12. માંડવા નૃત્ય

→ માંડવા નૃત્ય વડોદરા અને નર્મદા જીલ્લાના તડવી આદિવાસીઓનું જાણીતું લોકનૃત્ય છે.

→ આ નૃત્ય વખતે કેટલાંક પુરુષો ગોળ કૂડાળું કરીને બેસી જાય છે. આ બેઠેલા લોકોને ખભે એક-એક પગ મૂકીને એક-એક

પુરુષ ઊભો રહે છે. ખભે ઊભેલાના હાથમાં છત્રી કે રૂમાલ હોય છે. પછી ઢોલના તાલે તાલે બેઠેલા બધા ઊભા થાય છે. ત્યારે આ આખો માંડવો જાણે નૃત્ય કરતો હોય તેમ લાગે છે.

### 13. <u>ટિપ્પણી નૃત્ય</u>

→ સૌરાષ્ટ્રના ટિપ્પણી નૃત્યે દેશભરમાં ઘણી મોટી પ્રસિદ્ધિ મેળવી છે.

→ શ્રમજીવી વર્ગના જીવન સાથે સંકળાયેલું આ નૃત્ય અસલમાં સૌરાષ્ટ્રના ચોરવાડની કોળી સ્ત્રીઓ અને વેરાવળની ખારવણ બહેનોનું છે.

→ ટિપ્પણી એક એવી લાકડી છે, જેની નીચેના છેડા પર વજનવાળો ચોરસ અગર ગોળાકાર લાકડાનો કકડો લગાડેલો હોય છે. જૂના વખતમાં કોઈ ઘર ચણાતું તો ઘરના પાયામાં ચૂનાનો ધ્રાબો ધરબાતો. એ ધ્રાબાને પાકો કરી ત્યાં જમીન પર છો બેસાડવા માટે આ ટિપ્પણીથી ટીપવાનું હોય છે.

→ મજૂર સ્ત્રીઓ આ કામ કરતી વખતે ઢોલ, ઝાંઝ, મંજીરા, અને શરણાઈની સાથે સાથે ગાઈ તાલબદ્ધ રીતે પોતાની ટિપ્પણી પછાડતી નૃત્ય કરે છે.

→ રાજકોટની ભીલ બહેનોની ટિપ્પણી આજે પણ જોવા જેવી છે. તેઓ અનેક પ્રકારે એ પ્રદર્શિત કરે છે.

→ આ નૃત્ય કરનારીઓનાં જોમ, જુસ્સો, અતૂટ, તાલબદ્ધતા, ત્વરિત ચંચળ, અંગમરોડ અને વિદ્યુતગતિએ આ નૃત્યની વિશિષ્ટતા છે.

→ જૂના રજવાડાના સમયમાં આ રંગને માણવા માટે રાજાઓ ફીદા થઈ જતા અને ઓર રંગત લાવવા તેઓ નર્તકોને થોડો થોડો કેફ પણ કરાવતા, જેથી થાક ઓછો વરતાય અને નૃત્યની રંગત જામતી રહે.

→ આજે તો સિમેન્ટ અને લાદીનો યુગ આવતા ચૂનાની છો અદશ્ય થઈ છે અને એની સાથે ટિપ્પણી નૃત્યનો યુગ પણ આથમી ગયો છે. હવે તો આ ટિપ્પણી રંગભૂમિનું એક ઘરેણું બની ગયું છે.

### 14. <u>પઢાર નૃત્ય કે મંજીરા નૃત્ય</u>

→ મંજીરા નૃત્ય એ ભાલ પ્રદેશમાં આવેલા નળકાંઠામાં વસતા પઢારોનું વિશિષ્ટ લોકનૃત્ય છે.

→ વાસ્તવમાં પઢાર નૃત્યને જ સૌરાષ્ટ્રમાં સાચા મૂળ નૃત્યનો પ્રકાર ગણાવી શકાય છે. પઢાર એ સૌરાષ્ટ્રની માછીમાર જેવી કોળીની આદિજાતિ છે.

→ આ નૃત્યમાં દરિયાકાંઠે વસનારા માછીમારોના જીવનનું આબેહૂબ વાતાવરણ જોવાં મળે છે.

→ વારતહેવારે આ નૃત્ય કરતી વખતે પઢાર યુવકો હાથમાં મંજીરા લઈ ગોળાકારમાં નૃત્ય કરતાં બે પગ પહોળા કરી બેસી હલેસાં મારતા હોય એવો અભિનય કરે છે. કોઈવાર અડધા ઘૂંટણ પર ઊભા રહી પગેથી મંજીરા વગાડતા હોય છે.

→ આ નૃત્ય પુરુષો કરે છે સાથે સમૂહમાં ગાય પણ છે સાથે એકતારો, તબલાં , બગલિયું, કાંસીજોડાં અને મોટા મંજીરાઓ વગેરે વાદ્યો પણ વગાડતા હોય છે.

→ આ નૃત્ય પઢાર યુવાનોમાં જોમ-જુસ્સાને આબાદ પ્રગટ કરે છે અને સાગરની લહેરો જેવી ગતિ દાખવી જાણે સાગરસંસ્કૃતિની એક ઝલક બતાવે છે.

### 15. <u>ગોફગૂંથણ નૃત્ય</u>

→ ગોફગૂંથણ નૃત્ય **''સોળંગારાસ''** ના નામે પણ પ્રખ્યાત છે.

→ રાસ જેવું છતાં જરી જુદા પ્રકારનું આ એક જાણીતું નૃત્ય છે.

→ સૌરાષ્ટ્રના કોળી અને કણબીઓનું જાણીતું નૃત્ય છે.

→ આ નૃત્યમાં માંડવો, વૃક્ષ કે સ્તંભની મદદ લેવામાં આવે છે. આ નૃત્યમાં દોરી કે રાશ વપરાય છે અને તે ખુલ્લા મેદાનમાં રમાય છે.

→ આમાં રંગીન કપડાંની પેટીઓ કે જાડી દોરીઓ અધ્ધર બાંધેલી એક કડીમાંથી પસાર કરી ગુચ્છામાં બાંધી એનો એક એક છેડો નીચે સમૂહમાં ગોળ ઊભેલા નૃત્યકારો એક હાથમાં પકડી બીજા હાથમાં દાંડિયો પકડી વેલ આકારમાં એક અંદર અને એક બહારથી જઈ ગોળ ફરતાં ફરતાં ગીત ગાતાં ગાતાં નૃત્ય કરે.

→ આ નૃત્યમાં થતાં વ્યવસ્થિત હલનચલનને કારણે ઉપર રહેલી દોરીઓની સુંદર ગૂંથણી બંધાય છે. ગૂંથણી પૂરી થયા પછી અવળા ચલનથી રાસની રમઝટ સાથે દોરીની ગૂંથણીને ઉકેલવામાં આવે છે.

→ આ રાસમાં અનેક પ્રકારનાં નર્તન રચાય છે. તેમાં સ્વસ્તિક વગેરે જાતજાતના અનેક આકારો રચાય છે.

→ ગૂંથણીએ આ નૃત્યનું મુખ્ય અંગ બને છે. એની સુંદર રંગબેરંગી ગૂંથણી અને છૂટતી ગૂંથણી બંને નૃત્ય સાથે ખૂબ જ આકર્ષક લાગે છે.

→ આ નૃત્ય મુખ્યત્વે પુરુષો કરે છે, છતાં હવે સ્ત્રીઓ પણ ભાગ લે છે.

→ આ રાસમાં કોળી અને કણબીઓની છટા, તરલતા અને વીજળી વેગ મનોહર હોય છે.

## 16. મેરાયો નૃત્ય

→ મેરાયો નૃત્ય બનાસકાંઠાના વાવ તાલુકાના ઠાકોર કોમના લોકોનું લોકનૃત્ય છે.

→ આમાં સરખડ અથવા ઝૂઝાળી નામના ઊંચા ઘાસમાંથી તોરણ જેવાં ઝૂમખાં ગૂંથીને આ મેરાયો બનાવવામાં આવે છે. આ ઝૂમખાને **"નાગલી"** કહેવામાં આવે છે.

→ આવાં અનેક ઝૂમખાંને એક લાકડીની આસપાસ, એક ચોરસ પાટિયાને આધારે લટકાવવામાં આવે છે. ઉપરના ચાર છેડે મોર-પોપટ બેસાડવામાં આવે છે.

→ આ મેરાયા પર દીવો પ્રગટાવવામાં આવે છે. આ મેરાયો ઘુમાવતી ટોળી મેળાના સ્થળે ઊપડે છે સાથે ફૂકવાનો ઢોલ વાગતો હોય છે. પછી ખુલ્લી તલવારે બે મોટિયાર વચ્ચે દ્વંદ્વયુદ્ધ થાય છે.

→ આ દ્વંદ્વયુદ્ધ જોનારનું હૃદય થંભી જાય તેવું લાગે છે પણ અંતે બંને લડવૈયા એકબીજાને ભેટે છે અને **"હુડિલા"** ગવાય છે.

→ આ **"હુડિલા"** એ બનાસકાંઠા વિસ્તારનું શૌર્યગાન છે.

→ **"સાંઢળી"** અને **"કાનુડો"** નામનાં બે લોકનૃત્યના પ્રકારો પણ બનાસકાંઠા વિસ્તારમાં પ્રચલિત છે.

## 17. ધમાલ નૃત્ય

→ ધમાલ નૃત્ય, **"મશીરાં નૃત્ય"** ને નામે પણ જાણીતું છે.

→ રાસ ન હોય તેવું એક નૃત્ય છે સીદીઓનું ધમાલનૃત્ય

→ આ સીદી પ્રજા મૂળ આફ્રિકાની છે જે 16મી સદીમાં પોર્ટુગીઝોની સાથે આફ્રિકાથી આવીને અમરેલી જિલ્લાના જાફરાબાદ પાસે **"જંબુર"** ગામમાં વસેલાં છે.

→ જંબુર ગામમાં 500 થી 700 સીદીની વસ્તી છે. આ ગામ સૌરાષ્ટ્રના નાના આફ્રિકા નામે પણ ઓળખાય છે.

→ આફ્રિકાની આદિસંસ્કૃતિનું જો કોઈ વિશેષ તત્વ જળવાયુ હોય તો તે સીદીઓના ધમાલ નૃત્યમાં જળવાયુ છે.

→ આફ્રિકામાં વસતા આદિવાસીઓ શિકાર કરવા જાય ત્યારે અને શિકાર મળ્યા પછી આનંદમાં આવી જઈને જે પ્રકારનું નૃત્ય કરે છે તેની ઝાંખી સીદીઓની ધમાલમાં જોવા મળે છે. આમ, તેમને મૂળ આફ્રિકાનું **"ગિલ નૃત્ય"** નું સ્વરૂપ જાળવી રાખ્યું છે.

→ નાળિયેરની આખી કાચલીમાં કોડીઓ ભરીને એના પર લીલું કપડું વીંટાળીને એને તાલબદ્ધ ખખડાવે છે. તેને **"મશીરા"** કહે છે.

→ નૃત્ય પ્રસંગ સીદીઓ હાથમાં મશીરા, મોરપિચ્છનું ઝૂંડ, નાનાં ઢોલકાં એ એમના સાધન છે.

→ આ નૃત્યમાં સીદીઓ વર્તુળ બનાવે છે અને વર્તુળની વચમાં એક સીદી આવી નૃત્ય કરે છે. નૃત્ય કરતો સીદી પોતે જ એક નાનું ઢોલક વગાડે છે. કૂદકા અને શરીરના વળાંકો લઈ નૃત્ય કરે છે. ઢોલકી વગાડતાં વગાડતાં સીદી ગીત ગાતાં ગાતાં હાઉ ....... હાઉ ..... હો ..... હો અવાજ કરે છે.

→ સીદીઓની ધમાલ ખૂબ પદ્ધતિસરનીને તાલબદ્ધ હોય છે. લોકનૃત્યનો આ સાવ અનોખો પ્રકાર છે.

→ સામાન્ય રીતે સીદીઓ પીર સાહેબના વાર તહેવારે, ગુરુવારના દિવસે અને દર મહિનાની અગિયારસને સુદ બીજના દિવસે ધમાલ નૃત્ય કરે છે.

→ આ પ્રસંગે વગાડવામાં આવતો મોટો ઢોલ **"મુશીરા"** નાની ઢોલકીને **"ધમાલ"** અને સ્ત્રીઓનાં વાજિંત્રોને **"સેલાની"** (માયમીસરા) કહેવામાં આવે છે.

## 18. જાગ નૃત્ય

→ અમદાવાદ, બનાસકાંઠા, રાધનપુર, ગાંધીનગર વિસ્તારમાં ઠાકોરો, રાજપૂતો અને પાટીદાર વગેરે કોમની બહેનો દ્વારા જાગ નૃત્ય થાય છે.

→ આ નૃત્ય નવરાત્રી દરમિયાન થતું નૃત્ય છે. કેટલીક જ્ઞાતિઓમાં લગ્ન, જનોઈ કે શ્રીમંત પ્રસંગે માતાજીનો ઉત્સવ કરવામાં આવે છે. આ પ્રસંગે માતાના જાગ તેડે છે.

→ માતાજીને બેસાડયાં પછી પાંચમે કે સાતમના દિવસે માતાજીને વળાવતી વખતે બાજોઠના ચાર ખૂણે ખપાટો બાંધીને તેના ચારેય છેડાને ઉપરથી ભેગા કરીને બાંધી દેવામાં આવે છે. બાજોઠ ફરતી ચૂંદડી બાંધી અંદર માતાજીની સ્થાપના કરવામાં આવે છે.

→ જેના ઘેર આ ઉત્સવ હોય તે ઘરની સ્ત્રી આ જાગ માથે મૂકી વાજતેગાજતે માતાજીના મઢે જાય છે. સ્ત્રીઓ

માતાજીના ગરબા ગાય અને માથે જાગ મૂકેલ સ્ત્રી ગરબાની વચમાં પગના ઠેકા સાથે જાગ નૃત્ય કરે છે.

**19. <u>હીંચ નૃત્ય</u>**

→ ભાલ પ્રદેશ અને કાઠિયાવાડમાં ગાગરની હીંચ ખૂબ જાણીતી છે.

→ કચ્છની કોળણો (કોળી સ્ત્રીઓ), વઢિયારની રજપૂતાણીઓ હાથમાં ગાગર લઈને ઢોલે રમતી રમતી હીંચ લે છે.

→ કોડીનાર બાજુની કારડિયા રજપૂતની સ્ત્રીઓ માથે સાત બેડાંની હેલ લઈ ફરતી ફરતી હીંચ લે છે અને નીચા નમી તાળીઓનો તાલ સરસ રીતે આપે છે.

→ હાથમાં થાળી કે છડો લઈને પણ હીંચ નૃત્ય કરવામાં આવે છે.

**20. <u>ઠાગા નૃત્ય</u>**

→ ઠાગા નૃત્ય એ ઉત્તર ગુજરાત ઠાકોરોનું આગવું અને અનુપમ લોકનૃત્ય છે.

→ કોઈ પ્રસંગે કે વાર તહેવારે ઠાકોરો ઊંચી એડીના લટકીવાળા બૂટ, ગળે હાંસડી, કાનમાં મરકી, પગમાં તોડો પહેરીને હાથમાં ઉઘાડી તલવારો લઈને જીવન મોતનો સંગ્રામ ખેલાતો હોય તે રીતે નૃત્ય કરે છે.

→ ઠાકોરોના આ નૃત્યમાં સૌરાષ્ટ્રના લોકમેળાઓમાં શૂરાઓના તલવાર-રાસમાં જે ખમીર અને જોમ જોવા મળે છે તેવું દશ્ય સર્જાય છે.

**21. <u>ઢોલો રાણો</u>**

→ ઢોલો રાણો નૃત્ય ગોહિલવાડ વિસ્તારના કોળીઓ દ્વારા થાય છે.

→ આ નૃત્યને પાક ખાળવામાં આવે તે સમયે ગોહિલવાડના કોળી સ્ત્રી-પુરુષો હાથમાં સૂપડાં, સૂપડિયું, સાવરણી, સૂંડલા, ડાલાં, સાંબેલું વગેરે લઈને અનાજ ઊણપતાં -ઊણપતાં, ઝાટકતાં - ખાંડતાં વર્તુળાકારે મંજીરા, કાંસીજોડા અને તબલાંના તાલે નાચે અને ગાય છે.

→ ભાવનગરની ઘોઘા સર્કલ મંડળી આ નૃત્ય માટે જાણીતી છે.

**22. <u>અશ્વ નૃત્ય</u>**

→ અશ્વ નૃત્ય ઉત્તર ગુજરાતના કોળીઓનું લોકનૃત્ય છે. જે કારતક માસની પૂર્ણિમા (પૂનમ)ના દિવસે કરવામાં આવે છે.

→ આ નૃત્યમાં શૌર્યરસનું વર્ણન કરવામાં આવે છે.

→ ગામના કોળી પુરુષો જે જુવાન હોય કે ઘરડા પોતપોતાના ઘોડા સાથે હાથમાં તલવાર લઈને ગામની પાદરે ઘોડા દોડાવે છે. આ સમયે જાણે એવું દશ્ય દષ્ટિગોચર થાય છે કે તેઓ તલવાર વડે દુશ્મનદળને કાપતા હોય.

**23. <u>વણજારાનું હોળી નૃત્ય</u>**

→ જન્માષ્ટમી અને હોળીના તહેવાર પર ગુજરાતમાં વસતા મારવાડીઓ આ નૃત્ય કરે છે.

→ પુરુષો ખભે મોટું ચંગ મૂકીને વગાડે છે અને સ્ત્રીઓ હાથમાં રૂમાલ લઈને ઢારવો લે છે.

**24. <u>રૂમાલ નૃત્ય</u>**

→ રૂમાલ નૃત્ય મહેસાણા જીલ્લાનાં ઠાકોરો સાથે સંકળાયેલ નૃત્ય છે.

→ આ નૃત્ય હોળી અને મેળાનાં પ્રસંગે હાથમાં રૂમાલ રાખીને થાય છે.

**25. <u>મરચી નૃત્ય</u>**

→ મરચી નૃત્ય તુરી સમાજની બહેનોનું લોકનૃત્ય છે જે લગ્ન પ્રસંગે કરવામાં આવે છે.

→ આ નૃત્ય તાળી પાડ્યા વિના હાથની અંગચેષ્ટાઓ વડે થાય છે.

**26. <u>તૂર નૃત્ય</u>**

→ દક્ષિણ ગુજરાતના હળપતિઓનું તૂર નૃત્ય જાણીતું છે.

→ તૂર વાદ્ય ઊંટના ચામડાથી મઢેલું માટીનું બનાવેલું હોય છે. તે નળાકાર હોય છે.

→ હોળી કે લગ્ન જેવા ઉત્સવ પ્રસંગે તૂર સાથે લાકડીની ડંડીકા વડે કાંસીની થાળી વગાડી તૂર અને થાળીના અવાજ સાથે એકબીજાની કમરે હાથ ભીડી ગોળ ગોળ ફરીને વિવિધ ચાળાઓમાં તેઓ નૃત્ય કરે છે.

→ આ નૃત્ય કરતાં - કરતાં તેઓ તમાકુ ચાવતા હોય છે તેમજ બીડી પણ પીતા હોય છે. આ નૃત્ય રાતોની રાતો ચાલે છે.

**27. <u>આલેણી - હાલેણી નૃત્ય</u>**

→ આલેણી-હાલેણી એ વડોદરા અને છોટા ઉદેપુર જીલ્લાની તડવી જાતિની આદિવાસી કન્યાઓનું લોકનૃત્ય છે.

→ આ નૃત્ય વસંતઋતુના આગમનને વધાવવા માટે કરવામાં આવે છે.

→ આ નૃત્યમાં તડવી જાતિની કન્યાઓ સહિયરો સાથે એકબીજાને કેડે હાથના કંદોરા કરી ગીતો ગાતી નાચે છે.

### 28. અન્ય નૃત્યો

| | |
|---|---|
| →ડુંગરદેવ નૃત્ય | - ડાંગના આદિવાસીઓનું લોકનૃત્ય |
| → ડિંડુલ નૃત્ય | - તાપી જીલ્લાના કુકરમુંડા તાલુકાનું લોકનૃત્ય |
| → છેલિયા-છેલૈયા નૃત્ય | - અંકલેશ્વર, રાજપીપળા, ઝઘડિયા વિસ્તારમાં લગ્ન પ્રસંગે થતું નૃત્ય |
| → ગામીત નૃત્ય | - સુરત અને તાપી જિલ્લાનું નૃત્ય |
| → ડેરા નૃત્ય | - ડેરા નૃત્ય ડાંગની વારલી બહેનોનું પરંપરાગત, પ્રાચીન અને ધાર્મિક નૃત્ય છે, જે વાઘબારસના દિવસે કરવામાં આવે છે. |
| → ભાયા નૃત્ય | - માગશર માસમાં ડાંગ જિલ્લામાં ડુંગરદેવની પૂજા પ્રસંગે રજૂ થતું નૃત્ય |
| →ઠાકરિયા નૃત્ય | - ડાંગમાં અષાઢી તેરસથી દિવાળી સુધી ચાલતું નૃત્ય. ઠાકરિયા નૃત્યો દ્વારા ઉખાણાં પદ્ધતિના સવાલજવાબો પણ પ્રયોજાય છે. |
| → રમલી નૃત્ય | - ડાંગ અને વલસાડ જિલ્લામાં લગ્ન પ્રસંગે આ નૃત્ય કરવામાં આવે છે. જેમાં માદળ અને મંજીરા વગાડવામાં આવે છે. |
| → આગવા નૃત્ય | - ભરૂચ જિલ્લાના નર્મદા કાંઠાના વિસ્તારમાં વસતી જાતિઓમાં આ નૃત્ય જોવાં મળે છે. જેમાં પુરુષો લાંબી લાકડીઓ પર ઘૂઘરા બાંધી લાકડીઓનો એક છેડો હાથમાં રાખી નૃત્ય કરે છે. |
| → કાકડા નૃત્ય | - બાળકને બળિયા નીકળે તો બળિયાદેવની બાધા રાખે છે. ખાસ કરીને બળિયાદેવને રીઝવવા માટે આ નૃત્ય કરવામાં આવે છે. |

### ★ નૃત્ય સાથે જોડાયેલાં અન્ય વ્યક્તિત્વો :

#### 1. સ્મિતા શાસ્ત્રી

→ સ્મિતા શાસ્ત્રીએ ભરતનાટયમ અને કુચીપુડી નૃત્ય શૈલીનાં પ્રખ્યાત કલાકાર છે.

→ તેમણે વિશ્વવિખ્યાત નૃત્યવિદ મૃણાલિની સારાભાઈ પાસે દર્પણ સંસ્થામાંથી તાલીમ લીધી હતી.

→ તેમણે કલાગુરુઓ ચાતુન્ની પણિકર અને આચાર્યલુ જેવાં વિદ્વાનો પાસેથી શિક્ષા પ્રાપ્ત કરી છે.

→ તેમણે ઈ.સ. 1971 માં અમદાવાદમાં **“નર્તન સ્કૂલ ઑફ કલાસિકલ ડાન્સ”** નામે એક સંસ્થાની સ્થાપના કરી છે.

→ તેમણે ગુજરાત રાજ્ય સંગીત નાટક અકાદમીનાં અધ્યક્ષા તરીકે પણ સેવાઓ આપી હતી.

→ સ્મિતાબહેનને કલાક્ષેત્રે સિદ્ધિ બદલ ગુજરાત સરકાર તરફથી ગૌરવ પુરસ્કાર પણ આપવામાં આવ્યો હતો.

#### 2. સોનલ માનસિંગ

→ જન્મ - 30 એપ્રિલ, 1944ના રોજ

→ દાદા - મંગળદાસ પકવાસા (સ્વાતંત્ર્ય સેનાની)

→ પિતા - અરવિંદ પકાવસા

→ માતા - પૂર્ણિમા પકવાસા (સમાજસેવિકા)

→ કટક સ્થિત ઓડિસી શૈલીના ગુરુ કેલુચરણ મહાપાત્ર પાસે તાલીમ લીધી.

→ નવી પેઢીને બહોળી જાણકારી એક જ છત્ર નીચે મળે તે માટે 1977ની સાલમાં દિલ્હી ખાતે **“સેન્ટર ફોર ઈન્ડિયન કલાસિકલ ડાન્સ”**ની સ્થાપના કરી.

→ ભરતનાટયમ અને ઓડિસી નૃત્ય શૈલીની સુપ્રસિદ્ધ ભારતીય નૃત્યાંગના.

#### 3. ઈલાક્ષી ઠાકોર

→ જન્મ - 21 એપ્રિલ, 1936ના રોજ

→ પતિ - અરુણભાઈ ઠાકોર

→ ઈ.સ.1960માં અમદાવાદમાં **“નૃત્યભારતી”** સંસ્થાની સ્થાપના કરી.

→ નૃત્યભારતી સંસ્થાની શાખાઓ માત્ર ભારતમાં જ નહિ, પણ અમેરિકા, કેનેડા, ન્યૂઝીલેન્ડ અને જાપાનમાં આવેલી છે.

→ ઈલાક્ષીબહેનની સિદ્ધિ એ છે કે તેમણે ગુજરાતી ભાષામાં ભરતનાટયમ નૃત્યની રચનાઓ રજૂ કરી છે.

★★★★★

## 2. ગુજરાતના લોકમેળાઓ અને ઉત્સવો

→ ભારત ઉત્સવોનો દેશ છે. ભારતભરમાં સમગ્ર વર્ષ દરમિયાન અનેક તહેવારો આવે છે. જીવન જીવવા માટે કરવા પડતા પરિશ્રમ અને કંટાળાજનક રોજિંદા જીવનમાંથી મુક્ત

થવા થોડું મનોરંજન મેળવી લેવાનો આમાં આડકતરો આશય હશે. વાર- તહેવારે થતાં ઉત્સવો અને ભરાતા મેળા બોઝિલ જીવનને બીજી દિશામાં વાળવાનો પ્રયાસ છે. આમ, ઉત્સવો અને મેળાઓ આનંદ અને ઉલ્લાસના, રંગો અને પોશાકના, સંગીત અને નૃત્ય દ્વારા અભિવ્યકિતના સાધન બની ગયા છે.

## ★ હિન્દુ ધર્મના પ્રમુખ તહેવારો

### 1. દિવાળી (દીપાવલી)

→ **''દીપાવલી''** શબ્દ સંસ્કૃત ભાષાનો છે. સંસ્કૃતમાં દીપાવલીનો અર્થ દીપકોની હારમાળા થાય છે. પ્રજ્વલ્લિત દીવાઓની હારમાળાની ભવ્યતા સૌને રોમાંચિત કરે છે. દીવો એ જ્ઞાનનું પ્રતીક છે. યુગોથી ભારતીય સંસ્કૃત એ અજ્ઞાનતા અને અંધકારને દૂર કરવા જ્ઞાનરૂપી દીવાની સમજ સ્વીકારી છે.

→ આસો માસના અંતિમ દિવસે ઉજવાતો **''દિવાળી''** નો ઉત્સવ એ તો દીપપર્વ જ છે. આ તહેવાર ભગવાન શ્રીરામ દ્વારા લંકા વિજય કરી અયોધ્યા પરત થવાની ખુશીમાં સંપૂર્ણ ભારતમાં ખૂબ જ હર્ષોલ્લાસની સાથે ઉજવવામાં આવે છે.

→ દિવાળીના પર્વને લઈ અનેકવિધ દંતકથા તેની સાથે જોડાયેલી છે. એક કથા પ્રમાણે ભગવાન વિષ્ણુના લગ્ન સમૃદ્ધિની દેવી મા લક્ષ્મી સાથે થયા હતા. અન્ય બીજી પૌરાણિક કથા અનુસાર ભગવાન શ્રીકૃષ્ણે આ દિવસે નરકાસુર નામના રાક્ષસનો વધ કરી સમાજને તેના ભય અને આસુરી વૃત્તિથી મુક્ત કર્યા.

→ સમગ્ર વર્ષની આ લાંબામાં લાંબી તહેવાર શ્રેણી છે. આસો વદ અગિયારસથી શરૂ કરી વાઘબારસ, ધનતેરસ, કાળી ચૌદશ, દિવાળી અને બાદમાં બેસતું વર્ષ, ભાઈબીજ, ત્રીજ, ચોથ અને લાભપાંચમ ! આમ, દિવાળીનો તહેવાર પૂરા દસ દિવસ સુધી વિસ્તરે છે.

→ દિવાળી અને બેસતા વર્ષના પર્વ દિવસોમાં ઘરઆંગણે રંગોળી કે સાથિયા પૂરી, દીવડાઓ પ્રગટાવી, આતશબાજી કરી, નવા વસ્ત્ર પહેરી કંસાર કે મિષ્ટાન જમી પરસ્પર શુભેચ્છા પાઠવી આ ઉત્સવનો તેઓ એકસરખો આનંદ માણે છે.

→ ધનતેરસના દિવસે લક્ષ્મીપૂજન (ધનપૂજન), કાળી ચૌદસના દિવસે ધાર્મિક વિધિઓ, દિવાળીના રાત્રિએ શારદાપૂજન (ચોપડાપૂજન) અને નૂતન વર્ષના દિવસે સાલ મુબારક દ્વારા પરસ્પર મિલન ઈત્યાદિ પરંપરા આ તહેવારની આજદિન સુધી ભારત અને ગુજરાતમાં અસ્ખલિત રીતે સચવાઈ છે.

→ આમ, આ પર્વ અંધકાર પર પ્રકાશના વિજયનું પર્વ છે.

→ દિવાળીનો તહેવાર ગુજરાતના ડાંગના આદિવાસીઓ વાઘબારસથી ઉજવે છે. ડાંગ જીલ્લામાં ગામનો મુખી પોતે ઉપવાસ કરે છે અને આમ સામૂહિક ઉત્સવનો પ્રારંભ કરે છે. દિવાળીને દિવસે **''બોલાવો''** નામની એક અનોખી વિધિ થાય છે.

→ સૌરાષ્ટ્રના કેટલાંક ગામોમાં ધનતેરસને દિવસે સાંજે ગામને પાદરે ગાયોનું ધણ એકઠું કરવામાં આવે છે અને પછી ઢોલ નગારા વગાડી આ ગાયોને દોડાવવામાં આવે છે. ગામ લોકો એટલે જ આ તહેવારને **''ધણ-તેરસ''** કહે છે.

→ અમુક ગામોમાં ગાયોને બદલે શણગારેલ ગાડા સાથે જોડેલ બળદની દોડની સ્પર્ધા રાખવામાં આવે છે. આના પહેલાં ભગવાન હનુમાનદાદાના મંદિરની આસપાસ આ બળદગાડા પાંચ વખત દોડી પ્રદક્ષિણા કરે છે.

→ ગુજરાતના પંચમહાલના આદિવાસીઓ દિવાળીમાં **''ખખોહલો''** કરે છે. આ ખખોહલામાં એક તૂટેલા કોડિયામાં ગામના યુવાનો અગ્નિ સળગાવી એના પર મીઠું મરચું ભભરાવી એમાંથી નીકળતો ધુમાડો ઘરમાં અને પછી ગામની બહાર જઈ ખેતરમાં ફેલાવે છે ત્યારબાદ પોતાને ઘેર પાછા ફરી કોડિયું ફેંકી દે છે અને અગ્નિ ઓલવી નાંખે છે. આની પાછળ માન્યતા છે કે આખા વર્ષ સુધી ઘર અને ખેતર સુરક્ષિત રહે છે.

### 2. હોળી-ધૂળેટી

→ હોળીના તહેવારની ગણતરી ભારત અને ગુજરાતના પ્રમુખ તહેવારોમાં કરવામાં આવે છે. ફાગણ મહિનાની પૂનમના દિવસે આ તહેવાર ઉજવાય છે.

→ હોળી ધાર્મિક માન્યતાઓ તેમજ પુરાણકથા સાથે સંકળાયેલો તહેવાર, જ્યારે ધૂળેટી માત્ર મનોરંજનનો તહેવાર.

→ પૌરાણિક કથા પ્રમાણે રાજા હિરણ્યકશિયપુના પુત્ર ભક્ત પ્રહલાદને મારી નાંખવા તેની ફોઈ હોલિકા તેને ખોળામાં લઈને બેઠી. હોલિકાને બ્રહ્માજીનું વરદાન હતું કે તેને અગ્નિ બાળી શકશે નહીં. હોળી પ્રગટાવવામાં આવી પણ પ્રહલાદને બદલે હોલિકા બળીને રાખ થઈ ગઈ. આમ, આ પર્વ અસત્ય પર સત્યના વિજયનું પર્વ છે.

→ હોળી-ધૂળેટીના તહેવારોમાં હોળી પ્રગટાવી એની દર્શન તાપણીથી પાવન થઈ બીજા દિવસે રંગ અને ગુલાલથી મિત્રો અને સ્નેહીઓને રંગવાનો આનંદ માણવામાં દરેક પ્રજાજન કશાય ભેદભાવ વિના એકસરખો ઉત્સાહ દાખવે છે.

→ સૌરાષ્ટ્રની મેર પ્રજા હોળીનો તહેવાર સાવ અનોખી રીતે ઉજવે છે. આ દિવસે ગામના યુવાનો મર્દાનગીની રમતો રમે છે. ગામને પાદરે શરણાઈઓ ફૂંકાય છે, ઢોલ નગારાં વાગે છે અને બે જૂથમાં વહેંચાઈ યુવાનો (ખાસ તૈયાર કરેલ લાકડી, જેને **"કાકડો"** કહેવાય છે) કાકડો લઈ ત્યાં આવે છે. અને પછી બંને જૂથો વચ્ચે કાકડાની લડાઈ જામે છે જેમાં અમુક યુવાનો ઈજાગ્રસ્ત થઈ જાય છે.

→ અંતે ગામનો મુખી કે ગોર ઊંચી વંડી પર ચઢી લડાઈ બંધ કરવા હાંકલ કરે છે. ગામના યુવાનો અંતમાં પરસ્પર ભેટીને આનંદ મનાવે છે.

→ ગુજરાતના સૌરાષ્ટ્રના કારડિયા રાજપૂતો હોળીના દિવસે આંબલી કાઢવીની રમતો રમે છે. આ દિવસે તેઓ આંબલીના ઝાડની ડાળીને કાપીને ગામ વચ્ચે ખાડો કરી એમાં રોપે છે.

→ હોળીના આગલા દિવસે એટલે કે ધૂળેટીના દિવસે તેઓ નાચતા ગાતા એ જગ્યાએથી આવે છે. આ સમયે ગામની 10-15 સ્ત્રીઓ કપડામાંથી બનાવેલા લાંબા ચાબૂક હાથમાં રાખી આંબલીની એક ડાળનું રક્ષણ કરવા માટે ઊભી રહે છે.

→ એ સ્ત્રીઓની વચ્ચેથી નીકળી ખાડામાંથી આંબલી ખેંચી કાઢવા કેટલાક યુવાનો પ્રયાસ કરે છે અને સ્ત્રીઓ એમને અટકાવવા માટે ચાબૂક ફટકારે છે. જો કોઈ યુવાન આ સ્ત્રીઓને પરાસ્ત કરી આંબલી ખેંચી લે છે તો તેને વિજેતા જાહેર કરવામાં આવે છે.

→ અમુક ગામોમાં હોળીના દિવસે ખાસ પ્રસાદ ગામના ચોરામાં એક ઘડાની અંદર રાખી અમુક યુવાનો તેની રક્ષા કરે છે બીજી બાજુ બીજા જૂથના યુવાનો આ પ્રસાદને લૂંટવા માટે આવે છે બંને જૂથો વચ્ચે લડાઈ જામે છે. અંતે ગામના મુખી અને પ્રમુખ આગેવાનો વચ્ચે પડી લડાઈને અટકાવે છે અને સહુ સાથે પ્રસાદ લઈ ઉત્સવ ઉજવે છે.

## 3. મકરસંક્રાન્તિ (ઉતરાયણ)

→ મકરસંક્રાન્તિ એટલે કે ઉતરાયણ એટલે પતંગ મહોત્સવ.

→ દર વર્ષે 14 મી જાન્યુઆરીએ મકરસંક્રાન્તિનો ઉત્સવ ભારતમાં અને ગુજરાતમાં સવિશેષ ઉજવાય છે.

→ ભારતમાં આ તહેવાર નવા પાકથી સંબંધિત છે. આ દિવસ પાકની લણનીનો તહેવાર છે.

→ આ તહેવારથી એક દિવસ પહેલા શીખો દ્વારા **"લોહડી"**નો તહેવાર ઉજવવામાં આવે છે. આ સમયે જ દક્ષિણ ભારતમાં **"પોંગલ"**, આસામમાં **"માઘ બિહૂ"** અને બંગાળમાં **"પૌષ પાર્વણ"** જેવા પાકથી સંબંધિત તહેવાર ઉજવવામાં આવે છે.

→ ગુજરાત સરકાર પ્રતિ વર્ષ તેને **"પતંગોત્સવ"** તરીકે મોટા પાયે ઉજવે છે. આ દિવસે ગુજરાતની જનતા શહેરના મકાનોનાં છાપરાં, અગાશીઓ અને ધાબાં ઉપરથી પતંગરસિયાઓ પતંગ ચડાવવા નીકળી પડે છે અને એકબીજાના પતંગ કાપવામાં ઉત્સાહપૂર્વક બૂમરાણ કરતા હોય છે.

→ આ મહોત્સવ **"આંતરરાષ્ટ્રીય પતંગોત્સવ"** તરીકે ઉજવવાતો હોવાથી દેશ-વિદેશના એન.આર.આઈ. પતંગ સ્પર્ધકો અને પતંગ રસિયાઓ ઉમંગ અને ઉત્સાહથી સહભાગી થવા ઊમટી પડે છે.

→ આ દિવસે તલ, શીંગ, મમરાની ચીકી, શેરડી અને બોર વગેરે ખાવાનું અને વિવિધ વસ્તુઓનું દાન કરવાનું પણ જોડાયેલું છે. ભગવાન ભાસ્કરાચાર્ય ઉત્તર તરફ આગમન કરતાં હોવાથી દાન-પુણ્યનો વિશેષ મહિમા અને ફળપ્રાપ્તિ જેવી મહિમાઓ આ પર્વ સાથે સંકળાયેલી છે.

→ આ દિવસ **"ભીષ્મ પર્વ"** તરીકે પણ ઉજવાય છે કારણકે આ દિવસે મહાભારતના ભીષ્મ પિતામહ એ સ્વેચ્છાથી મૃત્યુનો સ્વીકાર કર્યો હતો.

→ ગુજરાતના મહેસાણા નજીક **"મોઢેરા"** ખાતે ગુજરાતનું એકમાત્ર ઐતિહાસિક સૂર્યમંદિર આવેલું છે. ત્યાં ઉત્તરાયણ પછીના સમયમાં **"શાસ્ત્રીય નૃત્ય-સંગીતનો ઉત્તરાર્ધ મહોત્સવ"** મંદિરના પરિસરમાં યોજાય છે. ભારત સરકારની સહાયથી આ નૃત્ય-સંગીતનો કાર્યક્રમ નિયમિત રીતે પ્રતિવર્ષ યોજાય છે. રાષ્ટ્ર કક્ષા અને રાજ્યકક્ષાના કલાપ્રિય લોકો આ સાંસ્કૃતિક પર્વમાં ભાગ લે છે.

## 4. અખાત્રીજ

→ અખાત્રીજનું મૂળ નામ તો છે અક્ષયતૃતીયા

→ વૈશાખ સુદ ત્રીજ એટલે અખાત્રીજ

→ અક્ષયતૃતીયાના દિવસે સ્નાન, જપ, હોમ, સ્વાધ્યાય, પિતૃતર્પણ અને જે કંઈ દાન કર્યું હોય તે સઘળું ક્ષયરહિત-અક્ષય બની રહે છે. નૂતનવર્ષારંભ, અક્ષયતૃતીયા, વિજયાદશમી, ધનતેરસ, લાભપાંચમ અને ધૂળેટી આ 6 કાયમી શુભ મુહુર્તો ગણાય છે. આમાંય અક્ષય તૃતીયા સર્વશ્રેષ્ઠ ગણાવ્યું છે.

→ પૌરાણિક માન્યતા પ્રમાણે અખાત્રીજથી વૈશાખી સ્નાનનો આરંભ થાય છે. વહેલી સવારે તીર્થ સ્થળે કે ગંગા જેવી નદીઓમાં સ્નાન કરવાથી આંતરિક શુદ્ધિ થાય છે, પાપમુક્ત થવાય છે.

→ અખાત્રીજ એ વણજોયું મુહુર્ત ગણાય છે. તે દિવસે કોઈપણ શુભ કાર્ય જેમ કે લગ્ન, યજ્ઞોપવીત, ધંધાની શરૂઆત વગેરે કરી શકાય છે.

→ આને **''યુગા દિ તૃતીયા''** પણ કહેવાય છે. કારણકે સતયુગની શરૂઆત આ જ દિવસે થઈ હતી.

→ આ તહેવારનો સંબંધ પણ કૃષિ (ખેતી)થી છે. આ દિવસે ખેડૂતો ખેતરમાં પહેલીવાર હળ ચલાવીને ખેતીનો આરંભ કરે છે. સામે ચોમાસું આવે ત્યારે ખેતરો ખેડૂતો વરસાદને આવકાર આપવા તૈયાર હોય. ! ખેડૂતો વરસાદ માટે ઘઉં, ચણા, ડાંગર વગેરે સાત પ્રકારના ધાન્ય પાકોની પૂજા કરે છે.

→ ગુજરાતમાં આ દિવસે સાંતી દોડ યોજાય છે. ખેડૂત વર્ગ જ્યારે નવા પાકો માટે ખેતર ખેડવાનું શરૂ કરે ત્યારે ગામને પાદરે **''સાંતી દોડ''** યોજાય છે. ખેડૂતો પોતાના બળદોને શણગારી આ સાંતીદોડમાં જોડાય છે, જે ખેડૂત આ સાંતી દોડમાં પ્રથમ આવે છે, એને પાઘડી પહેરાવી ગામના લોકો એનું બહુમાન કરે છે.

→ ગુજરાતના ડાંગ, પંચમહાલના આદિવાસીઓ અખાત્રીજને દિવસે વસંતોત્સવનું સમાપન કરે છે.

→ ગુજરાતના કાયસ્થો માટીનો હાથી બનાવી એને એક બાજોઠ પર બેસાડી આ દિવસે એની પૂજા કરે છે અને ફૂલેરનો પ્રસાદ ધરાવે છે.

→ આ દિવસે પવનની દિશા પારખનારા અનુભવી ઘરડા (વડીલો) લોકો આવતાં વર્ષના હવામાનનો વર્તારો કે આગામી વરસાદ કેવો થશે તેની આગાહી કરતા હોય છે.

→ જૈન ધર્મમાં પણ અખાત્રીજનું મહત્વ સ્વીકારાયું છે. જૈનો એક વર્ષનું **''વર્ષીતપ''** કરે છે. અખાત્રીજે આ તપનું પારણું શેરડીના રસથી કરાય છે.

### 5. <u>ત્રીજનો તહેવાર</u>

→ આ તહેવાર શ્રાવણ માસમાં સુદ પક્ષની ત્રીજ (તીજ)ના રોજ સંપૂર્ણ ઊત્તર ભારત ખાસ કરીને રાજસ્થાનમાં હર્ષોલ્લાસની સાથે ઉજવવામાં આવે છે.

→ આ મુખ્યત્વે છોકરીઓ અને નવવિવાહિત મહિલાઓનો તહેવાર છે. આ દિવસે છોકરીઓ અને મહિલાઓ નવા કપડા પહેરી, મેંહદી લગાવી, શ્રૃંગાર કરે છે. નવ વિવાહિત મહિલાઓ પોતાના પીયર જાય છે. જ્યાં તેમના માતા-પિતા તેમને કપડા ભેંટ સ્વરૂપે આપે છે.

→ આ દિવસે અનેક સ્થળોએ મેળાઓનું આયોજન પણ કરવામાં આવે છે.

### 6. <u>વસંતપંચમી</u>

→ શીત ઋતુના સમાપન અને વસંત ઋતુના આગમનના ઉપલક્ષ્યમાં મહા મહિનાના સુદ પક્ષની પાંચમના રોજ આ તહેવાર ઉજવવામાં આવે છે.

→ આ દિવસે માતા સરસ્વતીની વિશેષ પૂજા કરી તેમના પાસેથી જ્ઞાન અને બુદ્ધિના વિકાસની કામના કરવામાં આવે છે.

### 7. <u>નાગ પાંચમ</u>

→ નાગપંચમીનો તહેવાર શ્રાવણ સુદ પાંચમના રોજ ઉજવવામાં આવે છે. આ દિવસે ભારતમાં નાગ દેવતાની પૂજા કરવામાં આવે છે.

→ આ તહેવાર ગુજરાતના ખેડૂતો અને માલધારી પ્રજાની મહિલાઓ માટે ખાસ મહત્વનો છે.

→ આ પ્રજા વર્ષભર ખેતરવાડી અને વનમાં કામ કરતી હોય છે તેથી નાગદંશથી એમને અને એમનાં પશુધનને બચાવવા નાગની શ્રદ્ધાપૂર્વક પૂજા કરે છે. આ મહિલાઓ નાગપંચમીનું વ્રત કરે છે. પાણિયારે નાગ-નાગણીનું આલેખન કરી ત્યાં દીવો પ્રગટાવી ફુલેરનો પ્રસાદ ધરાવે છે અને ગામને પાદરના મંદિરે જઈ ત્યાં પ્રસાદ વહેચે છે.

→ સુરેન્દ્રનગર જિલ્લામાં વઢવાણ નજીક મોટો લોકમેળો ભરાય છે.

→ ભૂજમાં ભૂજિયાં ડુંગર પર ભૂંજગદેવની પૂજા થાય છે.

### 8. <u>રક્ષાબંધન</u>

→ આ તહેવાર કે પર્વ શ્રાવણ માસની પૂનમના રોજ ઉજવવામાં આવે છે.

→ ભાઈ-બહેનના પ્રેમના પ્રતીકરૂપે આ તહેવારનું વિશિષ્ટ મહત્વ છે. આ દિવસે બહેન ભાઈની રક્ષા માટે, તેની સર્વ રીતે સલામતી અને સુખાકારી માટે તેના જમણા હાથના

કાંડે રક્ષા કે રાખડી બાંધે છે. ભાઈ તેને સર્વ રીતે રક્ષણ કરવા પ્રતિબધ્ધ થાય છે.

→ આ દિવસે બ્રાહ્મણો પોતાના શરીર પર ધારણ કરેલી જનોઈ દૂર કરીને બીજી નવી જનોઈ - યજ્ઞોપવીત મંત્રોચ્ચાર કરીને ધારણ કરે છે.

→ મહારાષ્ટ્ર રાજ્યના મુંબઈમાં આ દિવસને **"નાળિયેરી પૂનમ"** તરીકે પણ ઉજવવામાં આવે છે. આ દિવસે દરિયાને આ નાળિયેર ધરીને અર્પણ કરવામાં આવે છે.

→ નાળિયેરી પૂનમનો તહેવાર ગુજરાતના દરિયા કાંઠા વિભાગના ખારવાઓ અનોખી શ્રદ્ધાથી ઉજવે છે. સમસ્ત પરિવાર દરિયાકાંઠે તેઓ દરિયા દેવની તેમજ હોડીની પૂજા કરી હોડીના મહોરા પર નાળિયેર વધેરી દરિયામાં પધરાવે છે. પછી નૃત્ય-ગીત, ભજન-કીર્તન થાય છે.

### 9. <u>ગંગા દશેરા</u>

→ આ પર્વ જેઠ માસના સુદ પક્ષની દશમના રોજ ઉજવવામાં આવે છે.

→ હિન્દૂ શાસ્ત્રો પ્રમાણે આ દિવસે જ પૃથ્વી પર ગંગા માતાનું અવતરણ થયું હતું તેથી લોકો દેશ-વિદેશથી આ દિવસે ગંગા નદીમાં સ્નાન કરવા આવે છે.

### 10. <u>દેવપોઢી અગિયારસ (દેવશયની એકાદશી)</u>

→ આ પર્વ અષાઢ માસની સુદ પક્ષની અગિયારસના રોજ ઉજવવામાં આવે છે.

→ પૌરાણિક કથાઓ પ્રમાણે, આ દિવસેથી ભગવાન વિષ્ણુ ચાર મહિના માટે પાતાલમાં આવેલ ક્ષીર સાગરમાં શયન માટે ચાલ્યા જાય છે અને આ દિવસેથી ચૌમાસાની શરૂઆત થાય છે.

→ આ દિવસથી ચાર માસ સુધી (એટલે કે દેવઉઠી અગિયારસ સુધી) કોઈપણ માંગલિક કાર્યો વર્જિત ગણવામાં આવ્યા છે.

→ અષાઢી મહા એકાદશીથી જ વ્રતોની શરૂઆત થાય છે. આ દિવસથી કન્યાઓનું ગૌરીવ્રત શરૂ થાય છે. નાની-નાની છોકરીઓ પાર્વતીની નિષ્ઠાથી પાંચ દિવસનું મીઠું છોડી દે છે. નાની-નાની ટોપલીઓમાં જવારા વાવી ઉગાડી પ્રકૃતિનું પૂજન કરે છે. શિવ-પાર્વતીનું પૂજન કરે છે.

→ આવું કઠિન વ્રત સહ્ય બને તે માટે સમાજે તેને ઉત્સવ બનાવી દીધો છે. નાની છોકરીઓએ વ્રતના દિવસોમાં સારા કપડાં પહેરી ગરબા ગાય, મેંહદીથી હાથ રંગે, ગીતો ગાય, જાગરણ કરે, મોટી સ્ત્રીઓ પણ શંકર-પાર્વતીનું વ્રત કરી અલૂણાં કરે છે.

### 11. <u>મહાશિવરાત્રી</u>

→ મહા માસની વદ ચૌદસ એટલે કે મહાશિવરાત્રી

→ આ તહેવાર ભગવાન શંકર અને માતા પાર્વતીના વિવાહોત્સવના ઉપલક્ષ્યમાં ઉજવવામાં આવે છે.

→ આ પર્વમાં ભગવાન ભોલેનાથ પર બિલ્વપત્રો, ફલ, ફૂલ, દૂધ અને પાણી ચઢાવી આખો દિવસ ઉપવાસ રાખી જપ-તપ, પૂજન-અર્ચન કરવામાં આવે છે.

→ આ દિવસે દેશના 12 જયોતિર્લિંગો અને અનેક જગ્યાએ મેળા ભરાય છે.

### 12. <u>રામનવમી</u>

→ રામનવમી ચૈત્ર સુદ નવમીના રોજ ભગવાન શ્રીરામના જન્મોત્સવના રૂપે ઉજવવામાં આવતો ઉલ્લાસપૂર્વક પર્વ છે.

→ આ સમયે જ પંજાબમાં વૈશાખી, બંગાળમાં પીળા વૈશાખ, કેરળમાં વિશૂ અને તમિલનાડુમાં પુંથાદૂ નામનો તહેવાર મનાવવામાં આવે છે.

### 13. <u>ગણગૌર</u>

→ આ તહેવાર ચૈત્ર સુદ ચોથના રોજ આવે છે.

→ આ સંપૂર્ણ ઉત્તર ભારત ખાસ કરીને રાજસ્થાનનો મુખ્ય તહેવાર છે.

→ આ દિવસે કુંવારી છોકરીઓ પોતાના મનોવાંચ્છિત પતિની પ્રાપ્તિ માટે અને સુહાગન મહિલાઓ પોતાના પતિની દીધાર્યુ માટે ભગવાન શિવની અર્દ્ધાંગિની માતા પાવર્તીની પૂજા કરી મનોવાંચ્છિત ફળ પ્રાપ્ત કરે છે.

→ આ દિવસે માતા પાર્વતીનો રથ નીકળે છે અને ઘૂમર નૃત્ય પણ થાય છે.

### 14. <u>ગણેશ ચતુર્થી</u>

→ આ પર્વ દર વર્ષે ભાદરવા સુદ ચોથના દિવસે ગણેશ ઉત્સવના રૂપે ઉજવવામાં આવે છે. આમાં વિદ્યા, બુદ્ધિ અને રિદ્ધિ-સિદ્ધિની પ્રાપ્તિ માટે ભગવાન ગણેશનું પૂજન કરવામાં આવે છે.

→ આ દિવસે જ ભગવાન ગણેશનો જન્મ થયો હતો.

→ આઝાદી પૂર્વેના સમયમાં, લોકમાન્ય ટિળક મહારાજે લોકોને સંગઠિત કરવાના ભાગરૂપે ગણેશોત્સવનું આયોજન શરૂ કરેલું. આજે તે સાંસ્કૃતિક પર્વ બની ગયું છે.

→ આ મહારાષ્ટ્રની સાથે સાથે ગુજરાત સહિત અનેક રાજ્યોમાં પણ ઉજવાય છે.

→ ગણેશની વિવિધ મુદ્રાવાળી મૂર્તિઓ લાવીને તેની સ્થાપના કરવી અને તેનું અનંત-ચૌદશે વિસર્જન કરવું એ બંને કાર્યક્રમો સરઘસરૂપે યોજાય છે અને લોકો ગણેશ ભક્તિમાં રમમાણ બની નાચતા-ગાતાં હોય છે.

→ કેરળમાં આ સમયે જ **"ઓણમ"** પર્વ મનાવવામાં આવે છે. પૌરાણિક કથાઓ પ્રમાણે ભગવાન વિષ્ણુએ વામનનું રૂપ લઈને અસુરરાજા મહાબલીને પાતાળમાં ધકેલી દીધો હતો. આ રાજા પોતાની પ્રજાને મળવા વર્ષમાં એકવાર આવે છે. તેના સ્વાગત માટે કેરળની પ્રજા ઓણમનો ઉત્સવ મનાવે છે. આ તહેવારનું વિશેષ આકર્ષણ નૌકાવિહારની સ્પર્ધા છે.

## 15. <u>જન્માષ્ટમી</u>

→ આ પર્વ દર વર્ષે શ્રાવણ વદ આઠમના દિવસે ભગવાન શ્રી કૃષ્ણના જન્મ-દિવસના રૂપે ઉજવવામાં આવે છે.

→ જન્માષ્ટમીના તહેવાર લોક સમુદાયમાં **"ગોકુળ આઠમ"** તરીકે જાણીતો છે. ગોપસંસ્કૃતિની યાદ અપાવતો તહેવાર રબારીઓ અને ભરવાડ પ્રજા માટે સર્વશ્રેષ્ઠ તહેવાર મનાય છે. મધ્યરાત્રિએ શ્રીકૃષ્ણનો જન્મોત્સવ ઉજવી પંચજરીનો પ્રસાદ વહેંચી બીજે દિવસે દૂધપાકનું જમણ ઘેરઘેર તૈયાર કરવામાં આવે છે. ગામનાં મંદિરમાં માલપુડાનો પ્રસાદ વહેંચવામાં આવે છે.

→ શ્રીકૃષ્ણે ભારતની હિંદુ પ્રજાના હૃદયમાં અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે. શુદ્ધ ચારિત્ર્ય ધરાવતા શ્રીકૃષ્ણ ભારે શૃંગારિક પણ છે એટલે તેઓ આબાલ વૃદ્ધ-સૌમાં ખૂબ જ લોકપ્રિય છે.

→ વિવિધ સ્થળોએ ભગવાન શ્રીકૃષ્ણથી સંબંધિત વિવિધ પ્રકારની ઝાંખીઓની શોભાયાત્રા નિકાળવામાં આવે છે.

## 16. <u>નવરાત્રિ</u>

→ આસો સુદ એકમથી શરૂ કરીને આસો સુદ નવમી સુધી પૂરા નવ દિવસ ચાલનાર નવરાત્રિએ ગુજરાતનો સૌથી મોટો ઉત્સવ છે.

→ ગુજરાતનો ગરબો એ તેનું આગવું સાંસ્કૃતિક પ્રતીક છે. ગુજરાત એટલે તેનો **"ગરબો"** અને તેની **"ભવાઈ"** (નૃત્ય-નાટક-ગીત-સંગીતનું મિશ્રણ) આ તમને અન્યત્ર જોવા નહીં મળે.

→ નવ દિવસનાં નોરતા એ શક્તિની આરાધનાના દિવસો છે. નવદુર્ગાની પૂજા થાય છે. ગામના ચોરામાં પુરુષો દરરોજ તલવારબાજી ખેલે છે. રાત્રે માતાજીના ગરબા-રાસનું આયોજન થાય છે. ભવાઈના વેશો ભજવાય છે જેમાં રામ-રાવણ, હનુમાનજીનું ગદાયુદ્ધ વગેરેને આવરી લેતા ખેલોનો પણ સમાવેશ થાય છે.

→ નવરાત્રિએ મુક્ત તહેવાર છે. નવરાત્રિમાં ગવાતા ગરબામાં શાસ્ત્રીયતા છે તેની સાથે ગવાતા સંગીતમાં પણ શાસ્ત્રીયતા છે. આમ છતાં તેમાં આ શાસ્ત્રીયતાનું કોઈ બંધન નથી.

→ નવરાત્રિ એ એકતા અને અસત્ય પર સત્યનો વિજયનો પ્રતીકરૂપ તહેવાર છે. નવરાત્રિ ઉત્સવ માનવીને પોતાની ભૂલો સમજીને તેને સુધારવાની તક આપે છે. માનવીય સ્વભાવમાં ત્રણ પ્રકારના ગુણો આવેલાં છે. પહેલો તમો ગુણ (જે ડર, લાગણી અને તણાવ દર્શાવે છે), બીજો રજો ગુણ (જે દયા દર્શાવે છે) અને ત્રીજો સત્વગુણ (જે સત્ય, સ્વચ્છતા, શાંતિ સ્વભાવ દર્શાવે છે) આ ત્રણેય ગુણો પર વિજય મેળવવા માટે ત્રણ-ત્રણ દિવસમાં શક્તિની આરાધના કરવામાં આવે છે. નવરાત્રિ દરમિયાન શ્રદ્ધાળુઓ માતાને રાજી કરવા માટે અને દુનિયામાં શાંતિ સદ્ભાવનું વાતાવરણ બનતું રહે તે માટે પ્રાર્થના કરે છે.

→ ગરબામાં માટલીમાં છિદ્રો પાડીને તેમાં દીપક ગોઠવવામાં આવે છે, જેને પણ **"ગરબો"** કહે છે. આ ગરબો માથે લઈને, નવરાત્રિના નવેનવ દિવસ દરમિયાન ગુજરાતણોમાં આદ્યશક્તિ અંબિકા, બહુચરા વગેરેના ગરબા ગાય છે.

→ રાજ્ય સરકાર વર્ષોથી ગરબા-સ્પર્ધા યોજે છે. સાંસ્કૃતિક સંસ્થાઓ અને **"વાઈબ્રન્ટ ગુજરાત"** ગરબાઓ અને ગરબા સ્પર્ધાનું આયોજન કરે છે. હવે તો દુબઈ જેવા મુસ્લિમ દેશોમાં પણ ગુજરાત ઉત્સવ અને ગરબા નિયમિતપણે યોજાય છે.

→ નવરાત્રિમાં ગરબા રમવા માટેના ઘણા પ્રકાર છે. કેટલાંક પ્રાચીન તો કેટલાક અર્વાચીન - દાંડિયા દ્વારા રાસ રમવામાં આવે છે. ગરબા દોડીયું, સાદીપાંચ, સાદી સાત, પોપટીયું, ત્રિકોણીયું, લેહરી, ત્રણતાળી, હુડો, પતંગિયું જૈવી શૈલીમાં રમવામાં આવે છે. દર વર્ષે ઉજવાતી નવરાત્રિના સંગીત, નૃત્ય, પોશાકમાં નવીનતા જોવાં મળે છે. આ નવીનતાની સાથે નવરાત્રિની પરંપરા અને સંસ્કૃતિ પણ અકબંધ રહે છે.

→ નવરાત્રિ ગુજરાતના ધાર્મિક મૂલ્ય, સમૃદ્ધ ઈતિહાસ, સંસ્કૃતિ, પંરપરાની ઝાંખી કરાવે છે. નવરાત્રિ દરમિયાન પ્રવાસીઓ એક ઉજલા, સુંદર, ધાર્મિક અને ગુજરાતની પવિત્ર છાપ લઈને જાય છે.

## 17. દશેરા

→ દશેરાનો તહેવાર **"વિજ્યા દશમી"** તરીકે પણ ઓળખાય છે.

→ આસો નવરાત્રિના નવ દિવસ હોય છે, જ્યારે પછીનો દિવસ દશેરા ગણાય છે. રામે રાવણ ઉપર વિજય મેળવ્યો હતો તેની ખુશાલીમાં આ દશેરાનો તહેવાર ઉજવાય છે. પૂરાં 14 વર્ષના વનવાસ પછી ભગવાન રામ રાવણનો વધ કરીને અયોધ્યામાં પાછા ફરે છે.

→ વિજ્યાદશમીનો ઉત્સવ ગ્રામીણ પ્રજામાં વિશેષ રસપૂર્વક ઊજવાય છે. અગાઉના રજવાડાઓ આ દિવસે ગામમાં વિજય સવારીનું આયોજન કરતાં આજે પણ અનેક ગામોમાં દશેરાના દિવસે ઘોડા ઉપર સવારી કરી ફરવાનો રિવાજ છે. ક્ષત્રિયો એ દિવસે ખીજડા (શમી)નાં વૃક્ષને શણગારી એના પાનની આપ-લે કરે છે અને પોતાના હથિયારોનું પૂજન કરે છે.

→ આ દિવસે રાવણનું પૂતળું બનાવીને તેનું દહન કરવામાં આવે છે અને આ રીતે રાવણવધનું દશ્ય પણ ખડુ કરવામાં આવે છે. આ પર્વ અસત્ય પર સત્યની વિજ્યનું પ્રતિક છે. સમગ્ર દેશમાં અનેક સ્થળોએ આ તહેવાર ઊજવવામાં આવે છે.

## 18. ગોવર્ધન પૂજા

→ આ તહેવારને **"અન્નકૂટ"** તરીકે પણ ઓળખાય છે. પ્રાચીનકાળમાં ગોવર્ધન પર્વતને અન્નકૂટની ઉપમા આપવામાં આવતી હતી, તેથી આને **"અન્નકૂટ પૂજા"** પણ કહે છે.

→ આ પર્વ કારતક સુદ એકમ એટલે કે દિવાળીના બીજા દિવસે ઊજવવામાં આવે છે.

→ પૌરાણિક કથા પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ દ્વારા બ્રજ વિસ્તારને દેવતાઓના રાજા ઈન્દ્રના પ્રકોપથી બચાવવા માટે ગોવર્ધન પર્વત ધારણ કરવાના ઉપલક્ષ્યમાં આ તહેવારનું આયોજન થાય છે.

→ ગોવર્ધનનો અર્થ છે ગોવંશની વૃદ્ધિ. આવી રીતે આ તહેવાર ગાયના મહત્વને સ્પષ્ટ કરે છે. આ દિવસે ગોવર્ધનની પૂજા કરવામાં આવે છે અને મંદિરો તથા ઘરોમાં અન્નકૂટ એટલે ખાસ પ્રકારનું ભોજ તૈયાર કરવામાં આવે છે, જેને શ્રદ્ધાલુ ખૂબ જ શ્રદ્ધાથી પ્રસાદના રૂપે સ્વીકાર કરે છે.

## 19. કડવા ચોથ

→ આ તહેવાર આસો વદ ચોથના દિવસે ઊજવવામાં આવે છે.

→ આ કડવા ચોથનો વ્રત વિવાહિત મહિલાઓ પોતાના પતિની લાંબી ઉંમર માટે રાખે છે.-

→ આ વ્રતમાં શિવ, પાવર્તી, કાર્તિકેય, ગણેશ અને ચંદ્રમાની પૂજા કરવામાં આવે છે.

## 20. શીતળા સાતમ

→ ઉત્તર ભારતમાં હોળીના પછી સાતમા દિવસે (ફાગણ વદ સાતમે) અને ગુજરાતમાં શ્રાવણ વદ સાતમના દિવસે શીતળા માતા અને બળિયાબાપાની વિશેષ પૂજા કરી આ પર્વ ઊજવવામાં આવે છે.

→ શીતળા સાતમનો ઉત્સવ લોકો દ્વારા સવિશેષ શ્રદ્ધાપૂર્વક ઉજવે છે. પોતાના સંતાનોને શીતળાના કોપથી રક્ષવા તેઓ શીતળા માતાની પૂજા કરે છે અને તે દિવસે ટાઢું ભોજન (એક દિવસ પહેલાં બનાવેલું ભોજન) પ્રસાદ સ્વરૂપે ગ્રહણ કરે છે.

## 21. પોંગલ

→ પોંગલ એ તમિલનાડુ રાજ્યનો એક મહત્વનો તહેવાર છે.

→ આ પોંગલ તહેવાર તે દિવસે જ ઊજવવામાં આવે છે જે દિવસે ઉત્તર ભારતમાં મકરસંક્રાતિ ઊજવાય છે.

→ તમિળ મહિના **"થાઈ"**ના પ્રથમ દિવસે પોંગલની ઊજવણી થાય છે.

→ આ દિવસે પોંગલ નામની વાનગી જેમાં ચોખા, મગની દાળ, ખાંડ અને દૂધનું મિશ્રણ કરીને એક વાસણમાં ઉકાળીને તૈયાર કરવામાં આવે છે.

→ આ ત્રણ દિવસનો તહેવાર છે. પ્રથમ દિવસ ભોંઈપોંગલના નામથી ઓળખાય છે. જેમાં નવા વાસણમાં- નવા ચૂલા પર પોંગલનું પીણું બનાવવામાં આવે છે. બીજા દિવસ સૂર્ય પોંગલના નામથી ઓળખાય છે, જેમાં ચોખા સૂર્યને અર્પણ કરવામાં આવે છે. ત્રીજો દિવસ મત્તુ પોંગલના નામથી ઓળખાય છે, જેમા ઘરના પશુઓ ગાય-બળદ-ભેંસને ખૂબ સારી રીતે નવડાવવામાં આવે છે. તેમના શિંગડા શણગારવામાં આવે છે.

## 22. ભાઈબીજ

→ આ તહેવાર કારતક સુદ બીજ એટલે બેસતાં વર્ષના પછીના દિવસે ઉજવવામાં આવે છે.

→ આને **"યમદ્વિતીયા"** અને **"ચિત્રગુપ્ત પૂજા"** તરીકે પણ ઓળખવામાં આવે છે.

→ આ દિવસે ભાઈની રક્ષા માટે બહેન ભાઈની હથેલી પર ચોખા ધોળીને અને સિંદૂર લગાવે છે અને યમરાજની પૂજા કરે છે. આ પર્વના વિશે માન્યતા છે કે યમરાજ અનિષ્ઠની સ્થિતિમાં પણ ભાઈઓના પ્રાણ લઈ જતા નથી.

→ આ દિવસે કાયસ્થ સમાજમાં પોતાના આરાધ્ય દેવ ચિત્રગુપ્તની પૂજા કરવામાં આવે છે. ચિત્રગુપ્ત સ્વર્ગમાં ધર્મરાજની હિસાબી-વહી રાખે છે. તેથી કાયસ્થ લોકો આ દિવસે કારોબારી વહી ખાતાની પૂજા કરે છે.

## 23. છઠ્ઠ પૂજા

→ આ પર્વ કારતક સુદ છઠ્ઠના દિવસે એટલે કે દિવાળીના છઠ્ઠ દિવસે ઉજવવામાં આવે છે.

→ આ પર્વમાં ભગવાન સૂર્યનારાયણની પૂજા કરવામાં આવે છે.

→ મહાભારત મહાકાવ્ય પ્રમાણે જ્યારે પાંડવો કૌરવોથી જુગારમાં સમસ્ત વસ્તુઓ, રાજપાટ વગેરે હારી ગયા હતા ત્યારે દ્રોપદીએ સૂર્ય ભગવાનની ઉપાસના કરી બધું પાછું મેળવવા વરદાન માંગ્યું હતું.

→ આ પર્વ બિહારમાં ખૂબ જ પ્રચલિત છે.

## 24. નિર્જળા એકાદશી

→ નિર્જળા એકાદશીનો પર્વ જેઠ સુદ અગિયારસ (એકાદશી)ના દિવસે આવે છે.

→ આ એકાદશી **"ભીમ અગિયારસ"** તરીકે પ્રખ્યાત છે. મહાભારત મહાકાવ્ય પ્રમાણે મહાકાય પાંડવ વીર ભીમે આ દિવસે અન્ન-જળ લીધા વિના ઉપવાસ કર્યો હતો અને વર્ષભરની બધી અગિયારસ ઉજવ્યાનું ફળ પામ્યો હતો. એટલે આ દિવસે આવો ઉપવાસ કરનાર પણ એવું જ પુણ્ય મેળવે છે એવી માન્યતાથી બહુ મોટી સંખ્યામાં લોકસમુદાય આ એકાદશી વ્રત કરે છે.

## 25. વટસાવિત્રી વ્રત

→ વટસાવિત્રી વ્રતનો પર્વ જેઠ સુદ પૂનમ (પૂર્ણિમા)ના દિવસે આવે છે.

→ વટસાવિત્રી વ્રત એ સ્ત્રીઓનો પવિત્ર ઉત્સવ છે.

→ પૌરાણિક કથાઓ પ્રમાણે રાજા સત્યવાનની પત્ની મહાસતી સાવિત્રી એ પોતાના પતિના પ્રાણ યમરાજ પાસેથી પરત લાવી હતી. મહાસતી સાવિત્રીના ચરિત્રને યાદ કરી તે દિવસે સ્ત્રીઓ વટ વૃક્ષ વડલાની પૂજા કરે છે અને પોતાના પતિની દીર્ધાર્યુની કામના કરે છે.

→ આ વ્રત ઉત્સવ સ્ત્રી શક્તિનું ઉત્તમ દ્દષ્ટાંત પુરું પાડે છે.

## 26 દિવાસાનો ઢીંગલો

→ અષાઢ વદ અમાસને દિવાસાના દિવસ તરીકે ગણવામાં આવે છે.

→ દક્ષિણ ગુજરાતનાં દૂબળા જાતિના લોકો આ તહેવારને વિશિષ્ટ રીતે ઊજવે છે.

→ દૂબળા જાતિના લોકો દિવાસાના દિવસે કપડાં-ચીંથરામાંથી જીવતા માણસના કદના મોટા ઢીંગલા બનાવે છે. ઢીંગલો એક અફસર જેવો હોય છે જેણે ટોપો, કોટ, પાટલુન, ટાઈ પહેરેલો અને મોંમા સિગારેટ કે ચિલમ લગાવેલી હોય અને વિવિધ પ્રકારની ક્રિયાઓ કરતો જણાવતો હોય.

→ એવા ઢીંગલાને લઈને દૂબળા જાતિના સ્ત્રી પુરુષ નાચે, ગાયે અને ઉત્સાહપૂર્વક ઉજવણી કરે. આ એક પ્રકારનું સરઘસ થઈ જાય જે નદી કિનારે જાય અને ત્યાં નાચ-ગાન કર્યા પછી ઢીંગલાનું વિસર્જન કરી દેવામાં આવે. આ નદી કિનારે મેળો પણ ભરાતો હોય છે.

## 27. મેઘરાજાની છડી

→ મેઘરાજાને બોલાવવા માટે ગુજરાતના ભરૂચ જિલ્લાની ભાઈ પ્રજા શ્રાવણ વદ દશમના દિવસે આ ઉત્સવ તરીકે ઉજવે છે.

→ આ પ્રજા મેઘરાજાને પોતાના કુળદેવતા માને છે અને મેઘરાજાની માટીમાં બનાવેલી પ્રતિમાની દસ દિવસ પૂજા કરે છે અને ભજનકિર્તન કરતાં કરતાં, **"રાજા એક મેઘરાજા બીજા રાજા કોણ છે, ફૂલમાં એક કપાસ ફૂલ બીજું ફુલ કોણ છે."** જેવા ગીતો ગાવી આનંદ ઉત્સવ મનાવે છે.

→ મેઘરાજાની દસ દિવસ પૂજા કર્યા પછી દસમે દિવસે એ પ્રતિમા લઈને ગામમાં મેઘરાજાની છડી (સરઘસ) નીકળે છે અંતે ગામ બહાર નદી કે તળાવમાં એ પ્રતિમાને પધરાવવામાં આવે છે.

→ ગુજરાતની હળપતિ, વાઘરી અને રાવળ જાતિના લોકો પણ મેઘરાજાને રીઝવવા અનેક ઉત્સવો ઊજવે છે. આ જાતિના લોકોની સ્ત્રીઓમાં એવી માન્યતા છે કે જો

મેઘરાજાની માટીની મૂર્તિ બનાવવામાં આવે અને તે મૂર્તિને લીલાં શાકભાજીથી શણગારી ગામમાં ઘેર ઘેર ફેરવવામાં આવે અને તેની પૂજા કરવામાં આવે તો મેઘરાજા પ્રસન્ન થાય છે અને સારા પ્રમાણમાં વરસાદ વરસાવે છે.

### 28. જલઝીલણી અગિયારસ

→ આ પર્વ ભાદરવા સુદ એકાદશીના દિવસે આવે છે.

→ આ પર્વ ગુજરાતના ભાલપ્રદેશમાં વિશેષ રૂપે ઉજવાય છે મેઘરાજાના આગમનથી નવું જળ આવે અને તેને વધાવવા માટે ઉજવાતાં આ ઉત્સવમાં ભગવાન કૃષ્ણ (ઠાકરોજી)ને પાલખીમાં બેસાડી ગામની યાત્રા કરાવી પછી ગામ બહારના તળાવે લઈ જવામાં આવે છે ત્યાં ઠાકોરજીની મૂર્તિને નવા જળથી સ્નાન કરાવાય છે.

→ ઠાકોરજીને સ્નાન કરાવ્યા પછી પૂજારી ચીભડાં અને નાળિયેરનો પ્રસાદ તૈયાર કરી તળાવમાં પધરાવે છે. આ પ્રસાદ લૂંટવા માટે ગામના યુવાનો તળાવના પાણીમાં ઝંપલાવે છે. પછી સહુ ગામના મંદિરે પાછા ફરે છે.

→ આવું જ દશ્ય રાજસ્થાનના ચારભુજાના મંદિર પણ તમને જોવા મળશે. જ્યાં 10 લાખથી વધુ શ્રદ્ધાળુઓ પગપાળે ચાલીને ભગવાન ચારભુજાનાથને સ્નાન કરાવવા ત્યાં પહોંચે છે.

### 29. સામા પાંચમ

→ આ પર્વ ભાદરવા સુદ પાંચમના દિવસે ઉજવાય છે.

→ આને **''ઋષિપંચમી''** કે **''સામા પાંચમ''** પણ કહેવાય છે.

→ સામા પાંચમના દિવસે ખેડયા વિના ઉગાડેલું અનાજ ખાવાનો મહિમા છે જેને લોકસમુદાય શ્રદ્ધાપૂર્વક જાળવી ખાસ રીતે ઉજવે છે. આ દિવસે વિવિધ સ્થળોએ પાંચમનો મેળો પણ ભરાય છે.

## ★ ઈસ્લામ ધર્મના પ્રમુખ તહેવાર

### 1. ઈદ-ઉલ-જુહા

→ આ મુસ્લિમ સમાજનું સૌથી મહત્વપૂર્ણ તહેવાર છે.

→ આ દિવસે મુસ્લિમ લોકો નવા વસ્ત્ર ધારણ કરી ઈદગાહમાં મળીને સામૂહિક રૂપથી નમાજ અદા કરે છે.

→ આ તહેવાર જિજ હિઝા મહિનાના 10માં દિવસે ઉજવાય છે. આ દિવસે બકરાની બલિ (કુરબાની) આપવામાં આવે છે તેથી આ **''બકરીદ''** નામે પણ પ્રખ્યાત છે.

→ આ કુરબાની હજરત ઈબ્રાહિમ દ્વારા ઈશ્વરીય આદેશથી પોતાના પ્રિય પુત્ર ઈસ્માઈલને કુરબાન કરવા માટે તૈયાર થઈ જવાની યાદમાં આપવામાં આવે છે.

### 2. શબે બારાત

→ આ તહેવાર મુસ્લિમોની દિવાળી છે. જેને લૈલત-ઉલ- બારાત પણ કહે છે.

→ આ તહેવાર ફક્ત ભારતીય મુસલમાનોમાં પ્રચલિત છે.

→ આ દિવસની રાતે જાગરણ કરી કુરાન શરીફનું પાઠ કરવામાં આવે છે. એવી માન્યતા છે કે આ દિવસે વ્યક્તિના કર્મોનું મૂલ્યાંકન કરવામાં આવે છે અને તે પ્રમાણે કર્મફળ મળે છે.

→ આ તહેવાર હિજરી સંવતના આઠમા મહિને **''શબનમ''** માં 13માં કે 14માં દિવસે ઉજવવામાં આવે છે.

### 3. મુહર્રમ (મહોરમ)

→ મુસ્લિમો માટે હિજરી સંવતનો પહેલો મહિનો મહોરમ એ શોક મનાવવાનો મહિનો છે.

→ આ મહિનામાં પૈગમ્બર હજરત મુહમ્મદની પુત્રી ફાતિમા અને હજરત અલીના પુત્ર હુસૈન અને તેના સાથીઓનો માઝીદ એ કત્લ કરી નાખ્યું હતું. તેથી આ શોક મનાવવાનો મહિનો છે.

→ આ મહિના દરમિયાન મુસ્લિમો રોજા (ઉપવાસ) રાખે છે, બંદગી કરે છે, ફાતિયા ગાય છે અને શહીદોને અંજલિ આપે છે.

→ મહોરમ મહિનાના પહેલા દિવસથી શરૂ આ શોકપર્વમાં સાતમા દિવસે તાજિયાનું સરઘસ કાઢવામાં આવે છે. આ સરઘસ બેંડબાજાના પડઘમ સાથે, ધૂમધડાકા સાથે ગામમાં ફરે છે અને છેલ્લે તેને પાણીમાં વિસર્જિત કરી દેવામાં આવે છે.

→ આ તાજિયા રંગબેરંગી પાતળા કાગળની સુંદર કલાત્મક કારીગરી વડે બનાવવામાં આવે છે.

→ શિયા મુસલમાન શોક વ્યક્ત કરતાં **''યા હુસૈન'', ''યા હસન'' અને ''યા અલી''** ના નામથી ચિત્કાર કરે છે.

### 4. મિલાદે શરીફ

→ આ તહેવારને **''ઉર્સ''** કે **''બારા બફાત''** ના નામે પણ ઓળખવામાં આવે છે.

→ મુસલમાનોના મોહમ્મદ પૈગમ્બર સાહેબના અવસાનના દિવસે (એટલે કે હિજરી સંવતના રવી-ઉલ-અવ્વલ મહિનાની 12 તારીખે) તેમની સ્મૃતિમાં ઉજવવામાં આવતો શોકપર્વ છે.

### 5. રમઝાન

→ આ મુસલમાનોનો પવિત્ર માસ છે જેમ હિન્દુઓમાં શ્રાવણ માસ અતિ ઉત્તમ માનવામાં આવ્યો છે તેમ મુસ્લિમોમાં રમઝાન ઈશ્વરની ભક્તિનો માસ છે.

→ આ માસ હિજરી સંવતના રમઝાન મહિનામાં આવે છે જે 30 સુધી ચાલે છે. આ માસમાં જ મુસ્લિમો રોઝા રાખે છે.

**6. ઈદ-ઉલ-ફિત્તર**

→ પવિત્ર રમઝાન મહિનામાં 30 દિવસ સુધી રોઝા રાખ્યા પછી ચાંદ દેખાવવાના આગલના દિવસે ઉજવવામાં આવતો તહેવાર છે.

→ આ તહેવાર મોહમ્મદ પયગંમ્બર સાહેબના કુરાન શરીફના નાઝિલ થવાની યાદમાં મનાવવામાં આવે છે.

→ આ તહેવાર **"મીઠી ઈદ"** તરીકે પણ પ્રખ્યાત છે. કારણકે આ દિવસે નમાજ અદા કર્યા પછી સેવઈયાંની ખીર ખાવામાં આવે છે તથા મોટા નાનાને ઈદી (ઉપહાર-ભેંટ) આપે છે.

→ આ દિવસે મુસ્લિમો રમઝાન માસના રોઝા તોડીને હર્ષોલ્લાસ સાથે આ તહેવાર ઊજવે છે.

**★ શીખ ધર્મના પ્રમુખ તહેવાર**

**1. વૈશાખી**

→ આ તહેવાર પાકની લણનીથી સંબંધિત તહેવાર છે જેને પંજાબ અને હરિયાણાના શીખ ધર્મના અનુયાયી ખૂબ જ ધૂમધામથી મનાવે છે.

→ આ પર્વનું આયોજન દર વર્ષે વૈશાખ મહિનામાં 13 કે 14 એપ્રિલના રોજ હોય છે.

→ આ દિવસથી ઘઉંના પાકની લણની શરૂ થઈ જાય છે. આ દિવસે લોકો વહેલી સવારે સરોવર અને નદીઓમાં સ્નાન કરી ગુરુદ્વારામાં જાય છે અનેક સ્થળોએ લંગર લગાડવામાં આવે છે.

→ આ દિવસથી જ સૂર્ય મેષ રાશિમાં પ્રવેશ કરે છે.

→ એતિહાસિક દૃષ્ટિથી પણ આ પર્વ ખૂબ જ મહત્વનો છે -

(1) 13 એપ્રિલ, 1699ના રોજ ગુરુ ગોવિંદ સિંહ દ્વારા ખાલસા પંથની સ્થાપના કરવામાં આવી હતી.

(2) 13 એપ્રિલથી જ ખાલસા સંવતની શરૂઆત થાય છે.

(3) 13 એપ્રિલ, 1919ના રોજ જલિયાવાળા બાગ હત્યાકાંડની દુઃખદ ઘટના થઈ હતી તેથી આ દિવસે લોકો અમર શહીદોને શ્રદ્ધાંજલિ પણ અર્પણ કરે છે.

**2. ગુરુ પર્વ**

→ કારતક સુદ પૂનમ (પૂર્ણિમા) ના રોજ શીખોના પ્રથમ ગુરુ **"ગુરુ નાનકદેવ"**ના જન્મોત્વસના રૂપે આ પર્વ ખૂબ જ ધૂમધામથી ઉજવવામાં આવે છે.

→ આ દિવસે ગુરુદ્વારાઓમાં ખાસરૂપે સજાવટ કરવામાં આવે છે અને ત્યાં ગુરુગ્રંથ સાહિબના પાઠ પણ કરવામાં આવે છે. અપાર જનસમૂહ સામેલ થઈ ભજન-કીર્તન અને લંગરની વ્યવસ્થા પણ કરે છે.

**3. લોહડી**

→ શીખોનો આ પર્વ મકર સક્રાંન્તિના એક દિવસ પહેલા એટલે કે 13 જાન્યુઆરીના રોજ ઉજવવામાં આવે છે.

→ આ પર્વ પાકના તૈયાર થવાની ખુશીમાં ઉજવાય છે.

→ ગામના ચોકમાં સંધ્યા સમયે આગ પ્રજવલિત કરવામાં આવે છે અને તેમાં રેવડી, મગફલી વગેરેની આહુતિ આપવામાં આવે છે.

→ આ દિવસે લોહડીના સામે નવયુવક - યુવતીઓ એક-બીજાને લગ્નગ્રંથિ માટે પસંદ કે નાપસંદ પણ કરે છે.

**★ ખ્રિસ્તી ધર્મના પ્રમુખ તહેવાર**

**1. ગુડ ફ્રાઈડે**

→ ગુડ ફ્રાઈડે ઈસા મસીહને સલીબ (ક્રૂસ) પર લટકાવવાની સ્મૃતિમાં ઉજવવામાં આવતો અસીમ વેદનાનો પર્વ છે, જે દિવસે પ્રાર્થના વગેરે કરવામાં આવે છે. આને ગુડ ફ્રાઈડે આ માટે કહેવાય છે કારણ કે સંસારની તકલીફો મટાડવા માટે ઈસા મસીહ એ પોતાના પ્રાણની કુરબાની આપી દીધી હતી. આ ત્યાગમાં જ ખ્રિસ્તીઓની મુક્તિ નિહિત છે.

→ આ તહેવાર અસત્ય પર સત્યની વિજયના પ્રતિક રૂપે ઉજવવામાં આવે છે.

**2. ક્રિસમસ (નાતાલ)**

→ ખ્રિસ્તીઓનો મોટામાં મોટો તહેવાર નાતાલ (ક્રિસમસ) છે.

→ આ તહેવાર સંપૂર્ણ વિશ્વમાં 25મી ડિસેમ્બરના રોજ ભગવાન ઈસુ ખ્રિસ્ત (ઈસા મસીહ)ના જન્મદિવસના રૂપે ઉજવવામાં આવે છે.

→ ખ્રિસ્તીઓ એમ માને છે કે ઈસુ ખ્રિસ્ત (જીસસ) ઈશ્વરપુત્ર છે અને પૃથ્વીવાસીને સત્યના માર્ગે વાળવા માટે પૃથ્વી પર તેમણે જન્મ લીધો છે.

→ આ દિવસે ગિરજાઘરે (ચર્ચ) ને વિશેષ રૂપે સજાવવામાં આવે છે. ભગવાન ઈસા મસીહની પૂજા કરવામાં આવે છે.

ઈસુના અનુયાયીઓ સવારે વહેલાં ઉઠીને નવા કપડાં પહેરીને સગાં-વહાલાં સાથે ચર્ચમાં પ્રાર્થના કરવા જાય છે.

### 3. પામ સન્ડે

→ ભગવાન ઈસુ ખ્રિસ્ત (ઈસા મસીહ)ને સલીબ (ક્રૂસ) પર ચઢાવવાના પાંચ દિવસ પહેલાં જેરુસલમ પહોંચવા પર તેમના ભવ્ય સ્વાગતની યાદ (સ્મૃતિ) માં મનાવવામાં આવતો પર્વ છે.

→ આ પર્વમાં ઈસુના અનુયાયી ખંભા પર તાડના પત્તા ઉઠાવી સરઘસ નિકાળે છે.

### 4. મૉન્ડી થર્સડે

→ આ પર્વ ભગવાન ઈસુ ખ્રિસ્ત (ઈસા મસીહ) દ્વારા મૃત્યુથી પહેલાં પોતાના અનુયાયીઓની સાથે ગુરુવારના દિવસે કરેલ છેલ્લો સહભોજની યાદમાં મનાવવામાં આવે છે.

### 5. ઈસ્ટર ડે (ઈસ્ટર સન્ડે)

→ આ પર્વ ગુડ ફ્રાઈડેના ત્રણ દિવસ પછી રવિવારના દિવસે ભગવાન ઈસુ ખ્રિસ્ત (ઈસા મસીહ)ના પુનર્જીવીત થવાની સ્મૃતિ (યાદ)માં ઉજવવામાં આવે છે.

→ આ પર્વ પર ઈંડાકાર મીઠાઈઓ ભેટ સ્વરૂપે આપવામાં આવે છે.

→ ઈસુના અનુયાયીઓ આ પર્વ  ખૂબ જ હર્ષોલ્લાસથી ઊજવે છે.

### 6. એશ વેડનેસ ડે

→ આ પર્વ ભગવાન ઈસુ ખ્રિસ્ત (ઈસા મસીહ) ના દ્વારા ધર્મ પ્રચલનની શરૂઆત કરવાના પહેલાં 40 દિવસ સુધી વીરાન મરુભૂમિમાં કરવામાં આવેલ ઉપવાસની સ્મૃતિમાં ઉજવવામાં આવે છે.

→ ઈસુના અનુયાયીઓ પણ 40 દિવસ સુધીના ઉપવાસ રાખે છે. આ ઉપવાસનો પ્રથમ દિવસ એસ વેડનેસ ડે કહેવાય છે.

### 7. ઑલ સોલ્સ ડે

→ આ પર્વ 20 નવેમ્બરના રોજ પોતાના દિવંગત કુટુંબીજનો, સંબંધીઓ અને પૂર્વજોની સ્મૃતિમાં મનાવવામાં આવે છે.

→ આ દિવસે કબ્રસ્તાનમાં તેમની કબ્રોને સાફ કરીને ફૂલ વગેરે ચઢાવે છે અને તેમની આત્માની શાંતિ માટે પ્રાર્થના કરે છે.

## ★ યહૂદી ધર્મના પ્રમુખ તહેવાર

### 1. પાંસોવર

→ આ યહૂદીઓનો સૌથી મહત્વપૂર્ણ તહેવાર છે.

→ આ તહેવાર ઈજરાયલને મિસ્ત્ર (ઈજિપ્ત)ના શિકંજામાંથી મુક્ત થવાના ઉપલક્ષ્યમાં ઉજવવામાં આવે છે.

→ આ તહેવાર ખૂબ જ હર્ષોલ્લાસ સાથે વિવિધ પ્રકારની વાનગીઓ બનાવીને ઉજવાય છે.

### 2. પેન્ટીકોસ્ટ

→ આને ફસ્ટ ફ્રૂટસ દિવસ પણ કહેવાય છે.

→ આ પર્વ પાસોવર તહેવારના 50 દિવસ પછી ઉજવવામાં આવે છે.

→ આ પર્વ પાકની લણનીના સમયે ઉજવાતાં ઉત્સવોની સાથે મનાવવામાં આવે છે.

### 3. રોશ હાશના

→ આ પર્વ યહૂદી લોકોના નવા વર્ષ તરીકે ઉજવાય છે.

→ આ પર્વ સપ્ટેમ્બર કે ઓકટોબર માસમાં આવે છે.

→ આ દિવસ વિશ્વ બંધુત્વ અને વિશ્વ ન્યાયનું પ્રતીક છે.

### 4. સબ્બથ

→ આ પર્વમાં યહૂદીઓ પૂર્ણ વિશ્રામ કરે છે.

→ અઠવાડિયામાં એક દિવસ પૂર્ણ વિશ્રામની પ્રથા યહૂદીઓએ જ શરૂ કરી હતી.

→ ભારતીય યહૂદી શનિવારના દિવસે **"સબ્બથ"** ઉજવે છે.

### 5. પૂરીમ

→ આ પર્વ યહૂદી લોકો ઈશ્વરીય ચમત્કારની ઘટનાની યાદ (સ્મૃતિ)માં ઉજવે છે જેમાં એક વખત ફારસના યહૂદી સામૂહિક મૃત્યુદંડ આપવા છતાં પણ બચી ગયા હતા.

→ આ એક હર્ષોલ્લાસનો પર્વ છે જેમાં યહૂદીઓ વ્રત રાખી પાઠ કરે છે અને એકબીજાને ભેંટ પણ આપે છે.

## ★ બૌદ્ધ ધર્મના પ્રમુખ તહેવાર

### 1. બુદ્ધ જયંતી

→ બૌદ્ધ જયંતી (બુદ્ધ જયંતી) બૌદ્ધ ધર્મના અનુયાયીઓનો સૌથી મોટો પર્વ છે.

→ બુદ્ધ જયંતી વૈશાખ સુદ પૂનમ (પૂર્ણિમા) ના રોજ ઉજવાય છે.

→ આ વૈશાખ સુદ પૂનમના દિવસે ભગવાન બુદ્ધનો જન્મ, જ્ઞાન-પ્રાપ્તિ અને નિર્વાણ ત્રણેય ઘટનાનો ઘટિત થઈ હતી.

→ આ દિવસે બૌદ્ધ મઠો અને વિહારોમાં ધાર્મિક અનુષ્ઠાન કરવામાં આવે છે.

→ આ દિવસે ભગવાન બુદ્ધના જીવનથી સંબંધિત વિવિધ પ્રકારની શોભાયાત્રાઓ પણ કાઢવામાં આવે છે.

## ★ જૈન ધર્મના પ્રમુખ તહેવાર

### 1. મહાવીર જયંતી

→ જૈન ધર્મના 24માં તીર્થંકર મહાવીર સ્વામી હતા. તેમના જન્મ દિવસના ઉપલક્ષ્યમાં દર વર્ષે ચૈત્ર સુદ તેરસના રોજ મહાવીર જયંતી ખૂબ જ હર્ષોહલ્લાસથી મનાવવામાં આવે છે.

→ આ દિવસે જૈન ધર્મના અનુયાયીઓ ધાર્મિક અનુષ્ઠાનનું આયોજન કરે છે અને વિરાટ ઝાંખીઓ સાથે સરઘસ પણ નિકાળે છે.

### 2. ઋષિ પંચમી

→ આ પર્વ ભાદરવા સુદ પાંચમના દિવસે ઊજવાય છે.

→ આ દિવસે જૈન ધર્મના અનુયાયીઓ પોતાના જિન મૂર્તિઓનું સરઘસ કાઢે છે. કલ્પસૂત્રનો પાઠ કરે છે, ઉપવાસ રાખે છે અને વર્ષ ભર કરેલી પોતાની ભૂલોનો સ્વીકાર કરી પશ્વાતાપ માટે પ્રતિકર્મણા કરે છે.

### 3. જ્ઞાન પંચમી

→ આ પર્વ દિવાળીના પાંચ દિવસ પછી એટલે કે લાભપાંચમના દિવસે આવે છે.

→ આ દિવસે જૈન ધર્મના અનુયાયીઓ ધર્મ ગ્રંથોની પૂજા કરે છે.

→ જૈન મુનિઓનું ચર્તુમાસ આ દિવસે જ સમાપ્ત થાય છે.

### 4. પંચ કલ્યાણક

→ જૈન ધર્મના અનુયાયીઓ આ પર્વને પ્રત્યેક તીર્થંકરના જીવનની પાંચ મુખ્ય ઘટનાઓની સ્મૃતિમાં ઊજવે છે.

→ આ પાંચ મુખ્ય ઘટનાઓ નીચે મુજબ છે.

(1) ગર્ભધારણ

(2) જન્મ કલ્યાણ

(3) દિષ્ટવક (ગૃહત્યાગ)

(4) કૈવલ્ય જ્ઞાન

(5) નિર્વાણ

→ આ પાંચ ઘટનાઓના દિવસને જૈન ધર્મના અનુયાયીઓ તહેવારના રૂપે ઊજવે છે.

### 5. પર્યુષણ

→ જૈનોનો પર્યુષણ પર્વ શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ ચોથ દરમિયાન ઉજવાય છે.

→ પર્યુષણ પર્વનો અંતિમ દિવસ **"સંવત્સરી પર્વ** એટલે કે **"ક્ષમાપન પર્વ"** તરીકે ઉજવાય છે.

→ આ પર્વમાં તપ, ત્યાગ, દાન વગેરેનો મહિમા છે.

→ આને **"દશલક્ષણ પર્વ"** પણ કહેવાય છે.

### 6. ઓલિ (ઓળી)

→ આ પર્વ વર્ષમાં બે વખત આવે છે એક ચૈત્ર માસમાં અને બીજું આસો માસમાં

→ આ પર્વમાં 9 - 9 દિવસ સુધી સીમિત ફલાહારની સાથે વ્રત રાખવામાં આવે છે.

### 7. દિવાળી

→ જૈન ધર્મના અનુયાયીઓ કારતક માસમાં જૈન તીર્થંકર મહાવીર સ્વામીના નિર્વાણ દિવસના રૂપે દિવાળીનો પર્વ ઊજવે છે.

## ★ પારસી ધર્મના પ્રમુખ તહેવાર

### 1. નવરોજ (નૌરોજ)

→ પારસી ધર્મના અનુયાયીઓનું નવું વર્ષ નવરોજ કહેવાય છે.

→ આ દિવસે પારસી લોકો હર્ષોલ્લાસની સાથે ભોજ, ભેંટ (ઉપહાર) વગેરેનું આપ-લે પણ કરે છે.

### 2. પતેતી

→ આ પુરાતન વર્ગના પારસીઓ દ્વારા ઊજવવામાં આવતા નવા વર્ષનો દિવસ છે, જે મુખ્યત્વે સપ્ટેમ્બર મહિનામાં આવે છે.

→ આ દિવસે પારસી ધર્મના અનુયાયીઓ જાહેર ભોજનું આયોજન કરે છે.

### 3. ખોરદાદસાળ

→ આ પારસી ધર્મના પ્રવર્તક જરથુષ્ટના જન્મદિવસના પર્વ તરીકે ઊજવાય છે.

→ દર વર્ષે ફરવર્દિન (પર્વર ફર્વર દિન) મહિનાના છઠ્ઠા દિવસે ઊજવવામાં આવતા આ તહેવારમાં પોતાના પયગમ્બરની યાદમાં પારસી લોકો વિશેષ પ્રાર્થનાઓ કરે છે.

→ આ તહેવાર પારસી લોકો પતેતીના એક અઠવાડિયા પછી ખૂબ જ ધૂમધામથી ઊજવે છે.

### 4. જમશેદ નવરોજ

→ દર વર્ષે 21 માર્ચના દિવસે પારસી લોકો જમશેદ નવરોજનો તહેવાર ખૂબ જ હર્ષોલ્લાસથી ઊજવાય છે.

→ આ પર્વ ઉજવવાનું કારણ પારસી સમ્રાટ જમશેદ એ ઈરાન પર શાસન શરૂ કર્યું હતું.

→ આસામમાં પારસી લોકો આને નવા વર્ષ તરીકે ઉજવે છે.

**5. જરથુસ્ત્ર નીદોસો**

→ આ પર્વ જરથુસ્ટની મૃત્યની વર્ષગાંઠના રૂપે ઊજવાય છે.

→ આ શોકનો પર્વ છે. આ દિવસે મંદિરમાં ઉપાસના કરતાં જરથ્રુસ્ટની હત્યા કરી દેવામાં આવી હતી.

→ આ દિવસે પારસી લોકો તેમની યાદમાં પ્રાર્થના કરે છે અને તેમના જીવન અને કાર્યોની ચર્ચા કરે છે.

**6. ફ્રાવાર દેગન**

→ ફ્રાવારી દેવદૂતો અને પરિવારના પૂર્વજોના સમ્માનમાં વર્ષના અંતમાં 10 દિવસના શ્રાદ્ધોનું આયોજન કરવામાં આવે છે, જેને ફ્રાવારદેગન કહે છે.

★ **પ્રમુખ તહેવાર / પર્વ - એક દૃષ્ટિમાં**

| **માસ** | **તિથિ** | **પર્વ** | **વિશેષ** |
|---|---|---|---|
| કારતક | કારતક સુદ એકમ | ગોવર્ધન પૂજા | - વિક્રમ સંવત પ્રમાણે બેસતું વર્ષ<br>- **"પીડિયાં"** નામનો તહેવાર બિહારમાં છોકરીઓ દ્વારા ઊજવાય છે. આ પર્વ ગોવર્ધન પૂજાના દિવસથી શરૂ થઈને એક મહિના સુધી ચાલે છે. |
| | કારતક સુદ બીજ | ભાઈ બીજ (ભાતૃ ટીકા) | - આને યમદ્વિતીયા અને ચિત્રગુપ્ત પૂજા તરીકે પણ ઓળખવામાં આવે છે.<br>- આ દિવસે બિહારમાં ગોધન કૂટવાનો તહેવાર ઊજવાય છે. જેમાં બહેનો પોતાના ભાઈની રક્ષા માટે ગોધન કૂટવે છે. |
| | કારતક સુદ પાંચમ | લાભપાંચમ | - જૈન ધર્મ પ્રમાણે જ્ઞાનપંચમી તરીકે પણ ઓળખાય છે. |
| | કારતક સુદ છઠ્ઠ | છઠ્ઠ પૂજા | - બિહારમાં ખૂબ જ પ્રચલિત છઠ્ઠ પૂજામાં સૂર્યનારાયણ ભગવાનની પૂજા કરવામાં આવે છે. |
| | કારતક સુદ નવમી | અક્ષય નવમી | - આ **"કૂષ્માંડ નવમી"** તરીકે પણ ઓળખાય છે.<br>- દ્વાપર યુગની શરૂઆત આ દિવસે જ થઈ હતી.<br>- આ દિવસે રંગઅવધૂત જયંતી પણ ઉજવાય છે. |
| | કારતક સુદ એકાદશી | દેવોત્થાન એકાદશી | - આ **"દેવઉઠી અગિયારસ"** તરીકે પણ ઓળખાય છે.<br>- આ દિવસે **"તુલસીવિવાહ"**નો ધાર્મિક ઉત્સવ ગુજરાતભરમાં શ્રદ્ધાપૂર્વક ઊજવાય છે. આ ઉત્સવમાં શ્રીકૃષ્ણ અને તુલસીનો લગ્નોત્સવ પરંપરાપૂર્વક ઊજવાય છે. શ્રીકૃષ્ણની પ્રતિમાને પાલખીમાં પ્રસ્થાપિત કરી એનો વરઘોડો ગામમાં ફેરવવામાં આવે છે ત્યારે ગામ લોકો ઊગેલી શેરડીનો પ્રસાદ સૌપ્રથમ પાલખીમાં ધરે છે. આ પ્રસાદ પછી ગામમાં સહુને વહેંચવામાં આવે છે. રાત્રે ગામના ચોકમાં રાસ-ગરબા, ભજન-કીર્તન થાય છે. |
| | કારતક સુદ પૂનમ | દેવદિવાળી | - શીખ ધર્મ પ્રમાણે **"ગુરુનાનક જયંતી"** પણ આ દિવસે ઊજવાય છે.<br>- રાજસ્થાનમાં પ્રખ્યાત પુષ્કર મેળો ભરાય છે. |
| મહા | મહા વદ ચૌદસ | મહાશિવરાત્રી | - ભગવાન ભોલેનાથ અને માતા પાર્વતીના લગ્નોત્સવના ઉપલક્ષ્યમાં ઉજવાતો પર્વ |
| | મહા સુદ પાંચમ | વસંત પંચમી | - સરસ્વતી પૂજનનો વિશેષ દિવસ |

| | | | |
|---|---|---|---|
| ફાગણ | ફાગણ સુદ પૂનમ | હોળી | |
| ચૈત્ર | ચૈત્ર સુદ એકમ | ગુડી પડવો (આ સમયગાળા દરમિયાન આદ્યશક્તિ અંબાના ચૈત્રી નોરતા પણ શરૂ થાય છે જે રામનવમીના દિવસે પૂરા થાય છે. | - **"ગુડી પડવો"** નવા વર્ષથી સંબંધિત તહેવાર છે, જેને મહારાષ્ટ્રમાં હર્ષોહલ્લાસથી ઊજવાય છે.<br>- આ દિવસે **"ગૌતમ જયંતી"** પણ ઉજવાય છે.<br>- **"ઉગાદી"** નવા વર્ષથી સંબંધિત તહેવાર છે, જેને કર્ણાટકમાં ઉજવે છે.<br>- 14 એપ્રિલના રોજ બંગાલી નવું વર્ષ શરૂ થાય છે.<br>- **"નવવરીહ"** - કાશ્મીર રાજયનો નવા વર્ષનો તહેવાર છે, જે ચૈત્ર સુદ એકમના રોજ ઉજવાય છે.<br>- **"ચેટીચાંદ"** - સિન્ધી સમાજનું નૂતન વર્ષ |
| | ચૈત્ર સુદ ચોથ | ગણગૌર પૂજા | - આ તહેવાર મુખ્યત્વે રાજસ્થાનમાં ઊજવાય છે જેમાં શિવ-પાર્વતીની વિશેષ પૂજા કરવામાં આવે છે. |
| | ચૈત્ર સુદ આઠમ | ધુડલેનો તહેવાર | - આ તહેવાર મુખ્યત્વે રાજસ્થાનમાં ઊજવાય છે જેમાં મહિલાઓ કુંભારના ઘરે જઈને છિદ્રો પાડેલી માટલી લે છે, તેમાં દીપક ગોઠવીને ગીત ગાતી ગાતી ઘરે આવે છે, જેવું આપણા ગરબામાં થાય છે. |
| | ચૈત્ર સુદ નવમી | રામનવમી | - ભગવાન રામના જન્મદિવસના ઉપલક્ષ્યમાં ઉજવાતો પર્વ<br>- ચૈત્રી નોરતાં પણ આ દિવસે સમાપ્ત થાય છે.<br>- આ સમયે પંજાબમાં વૈશાખી, બંગાળમાં પીળો વૈશાખ, કેરળમાં વિશૂ અને તમિલનાડુમાં પુંથાદૂ નામના તહેવાર પણ ઊજવાય છે. |
| | ચૈત્ર સુદ તેરસ | મહાવીર જયંતી | - જૈન ધર્મના 24માં તીર્થંકરની જન્મ જયંતી |
| | ચૈત્ર સુદ પૂનમ | હનુમાન જયંતી | - હનુમાનજીનો જન્મ દિવસ<br>- પ્રખ્યાત બહુચરાજીનો મેળો આ દિવસે જ ભરાય છે.<br>- **"ડોલ પૂર્ણિમા"** - બંગાળમાં આ તહેવાર હર્ષોલ્લાસથી ઊજવાય છે જેમાં ભગવાન કૃષ્ણની રંગોથી પોતાયેલી પ્રતિમાની ઝાંખીઓ કાઢવામાં આવે છે. |
| વૈશાખ | વૈશાખ સુદ ત્રીજ | અખાત્રીજ | - આને **"અક્ષયતૃતીયા"** તરીકે પણ ઓળખાય છે.<br>- **"મંડા"** નામનો પર્વ આ દિવસે ઊજવાય છે. જેમા ભગવાન ભોલેનાથની પૂજા કરવામાં આવે છે. આ તહેવારમાં અગ્નિના અંગારાઓ પર ચાલવામાં આવે છે, જેને **"ફુલખુંદી"** કહેવાય છે.<br>- આ દિવસે સતયુગની શરૂઆત થઈ હતી તેવી માન્યતા પણ છે. |
| | વૈશાખ સુદ પૂનમ | બુદ્ધ પૂર્ણિમા | - બૌદ્ધ ધર્મના ભગવાન બુદ્ધનો જન્મદિવસ |
| જેઠ | જેઠ સુદ દસમ | ગંગા દશેરા | - માતા ગંગા નદીનું પૃથ્વી પર અવતરણનો દિવસ. આ દિવસે ગંગા નદીમાં સ્નાન કરવાનો ખૂબ જ માહાત્મ્ય છે. |
| અષાઢ | અષાઢ સુદ એકમ | કચ્છી-અષાઢી સંવત | - આ દિવસથી કચ્છી અષાઢી સંવત શરૂ થાય છે. |
| | અષાઢ સુદ બીજ | રથયાત્રા | - આ દિવસે ઓડિશા રાજયના પુરીના જગન્નાથ મંદિર અને અમદાવાદના જગન્નાથ મંદિરથી ભવ્ય રથયાત્રાનું આયોજન કરવામાં |

| | | | |
|---|---|---|---|
| | | | આવે છે.<br>- આ રથયાત્રામાં લાકડાના ત્રણ રથ બનાવવામાં આવે છે તેમાં શ્રીકૃષ્ણ, બલરામજી અને સુભદ્રાજીની મૂર્તિઓ પધરાવવામાં આવે છે. |
| | અષાઢ સુદ અગિયારસ | દેવશયની એકાદશી | - આ દિવસે નાની બાળાઓના ગૌરીવ્રત શરૂ થાય છે.<br>- આ દિવસથી ભગવાન વિષ્ણુ ચાર માસ માટે શયન (નિદ્રા)માં જાય છે તેથી લગ્ન જેવા માંગલિક કાર્યો વર્જિત છે. |
| | અષાઢ સુદ પૂનમ | ગુરુ પૂર્ણિમા | - ગુરુ પૂર્ણિમા નિમિત્તે વ્રત મિશ્રિત ઉત્સવ ઉજવાય છે. આપણે ત્યાં ગુરુનો મહિમા બહુ ભારે છે. તેથી આ દિવસે ગુરુ પ્રત્યેના આદરભાવ અને માન સહિતનો ઉત્સવ છે. |
| શ્રાવણ | શ્રાવણ સુદ પાંચમ | નાગપંચમી | - નાગોની પૂજા માટેનો વિશેષ દિવસ |
| | શ્રાવણ સુદ પૂનમ | રક્ષાબંધન | - ભાઈ-બહેનના પવિત્ર પર્વ<br>- રાખડી - રક્ષાસૂત્ર બાંધવાનો તહેવાર-બળેવ |
| | શ્રાવણ વદ સાતમ | શીતળા સાતમ | - શીતળા માતા અને બળિયાદેવની પૂજા માટેનો વિશેષ દિવસ |
| | શ્રાવણ વદ આઠમ | જન્માષ્ટમી | - ભગવાન શ્રી કૃષ્ણનો જન્મોત્સવ |
| ભાદરવા | ભાદરવા સુદ એકમ | રામાપીરના નોરતાં | - આ દિવસથી રામદેવપીરના નોરતાં શરૂ થાય છે. રાજસ્થાનના જેસલમેર જિલ્લાના પોખરણમાં આવેલ રણુંજા ગામમાં આ દિવસે 25 લાખથી વધુ શ્રદ્ધાલુઓ પગપાળા યાત્રા કરીને પહોંચે છે. અહીંયા રામાપીરનો મેળો ભરાય છે. |
| | ભાદરવા સુદ ચોથ | ગણેશ ચતુર્થી | - ભગવાન ગણેશની સ્થાપનાનો પર્વ<br>- આ સમયે કેરળમાં **''ઓનમ''** પર્વ ઉજવાય છે. |
| | ભાદરવા સુદ ચૌદશ | અનંત ચતુર્દશી | - આ દિવસે ગણેશોત્સવનું સમાપન કરવામાં આવે છે.<br>- આ દિવસે અનંત વ્રત કરવામાં આવે છે. ભગવાન વિષ્ણુને અનંત કહેવાય છે તેથી પુરુષો અને મહિલાઓ ભગવાન વિષ્ણુની કથા સાંભળીને ચૌદ ગાંઠ વાળો અનંત સૂત્ર ધારણ કરે છે. |
| આસો | આસો સુદ એકમ | શારદીય નવરાત્રિ | - માતા જગદંબાની પૂજા-અર્ચનાનો પર્વ |
| | આસો સુદ દસમ | દશેરા | - આ વિજ્યા દશમી તરીકે પણ ઓળખાય છે. |
| | આસો વદ અમાસ | દિવાળી | - દીપોત્સવી પર્વ |
| | આસો વદ ચોથ | કડવા ચોથ | - પતિની દીર્ઘાયુ માટે પત્નીઓ દ્વારા રાખવામાં આવતું વ્રત |
| | 15 ઓગસ્ટ | સ્વતંત્રતા દિવસ | |
| | 14 જાન્યુઆરી | મકરસંક્રાતિ (ઉતરાયણ) | - દાન, ધર્મ, તપ વગેરે માટેનો ઉત્તમ દિવસ. |
| | 26 જાન્યુઆરી | પ્રજાસત્તાક દિવસ | - સમગ્ર ભારતમાં ધ્વજવંદનનો દિવસ |
| | 25 ડિસેમ્બર | નાતાલ | - ઈસુ ખ્રિસ્તનો જન્મ દિવસ |
| | 17 સપ્ટેમ્બર | વિશ્વકર્મા દિવસ | - આ દિવસે વિશ્વકર્માની પૂજા - અર્ચના કરવામાં આવે છે. |

★ **<u>ગુજરાતના મેળાઓ</u>**

**1. <u>તરણેતરનો મેળો</u>**

→ ગુજરાત અને ભારતનો સૌથી પ્રખ્યાત મેળો છે.

→ સુરેન્દ્રનગર જિલ્લામાં તરણેતર નામના ગામમાં ત્રિનેત્રેશ્વર મહાદેવના મંદિરે ભરાતો મેળો છે.

→ આ મેળો ભાદરવા સુદ-4-5-6 એમ ત્રણ દિવસ ભરાય છે. એ સમયે વિદેશીઓ પણ આ મેળો જોવા આવે છે.

→ ત્રિનેત્રેશ્વર શબ્દ લોકબોલીમાં તરણેતર થઈ ગયો. તરણેતર એટલે લોકજીવનનો રંગમેળો – ઉમંગમેળો.

→ તરણેતરનો મેળો ગુજરાતમાં ભરાતો એક સૌથી મોટો અને આકર્ષક મેળો છે. એની વિશિષ્ટતા એ છે કે એમાં ગુજરાતમાંના લોક સમુદાયનું આદર્શ પ્રતિબિંબ જોવા મળે છે. એમાં ગુજરાતની કણબી, કાઠી, કોળી, ભરવાડ અને રબારી પ્રજા ઉપરાંત દેશ-વિદેશમાંથી પણ જિજ્ઞાસુઓ ખાસ હાજરી આપે છે.

→ આ પ્રજાના પરંપરાગત જાજરમાન જાડાં વસ્ત્રો અને ચાંદીના ચમકતા આભૂષણો તરણેતરના આ મેળાને ગુજરાતની લોકસંસ્કૃતિનું એક નમૂનારૂપ નજરાણું બનાવે છે.

→ તરણેતરનો મેળો જ્યાં ભરાય છે તે ત્રિનેત્રેશ્વર મહાદેવનું મંદિર લખપતના રાજવી કરણસિંહજીએ એમની પુત્રી કરણબાની યાદમાં ઈ.સ.1902માં બંધાવેલું હતું.

→ આ સ્થળને પુરાતત્વ વિભાગ તરફથી રક્ષિત સ્થળ જાહેર કરવામાં આવ્યું છે.

→ રૂપાળાં છોગલાં ઉડાડતા, કેડિયાં ઘુમાવતા મુછાળા યુવાનો અને ભાતીગળ ચણિયાના ઘેર લહેરાવતી યુવતીઓ અહીં ગરબા ગાય છે, દાડિયા-રાસ પણ ચગાવે છે, પુરુષો છત્રીનૃત્ય કરે છે. અને સોરઠી યુવતીઓ પોતાના ભાવી જીવન સાથીની શોધમાં ફરે છે.

→ મેળામાં સુંદર ભરત ભરેલી છત્રીઓ મેળાની વિશિષ્ટતા છે.

→ પૌરાણિક અને દંતકથા પ્રમાણે પાંડવપુત્ર અર્જુનને દ્રૌપદી એ જ્યાં વરમાળા પહેરાવી એ મત્સ્યવેધ અને સ્વયંવર આ સ્થળે જ યોજાયો હતો.

→ રાજ્ય સરકાર દ્વારા દર વર્ષે અહીંયા ગ્રામીણ ઓલિમ્પિકનું આયોજન કરવામાં આવે છે.

## 2. <u>વૌઠાનો મેળો</u>

→ વૌઠા અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાના તથા ખેડા જિલ્લાના માતર તાલુકાની સરહદે આવેલું છે.

→ વૌઠા સપ્ત સંગમ - સાત નદીઓનાં સંગમ તરીકે પવિત્ર તીર્થ મનાય છે. અહીંયા સાત નદીઓનો સમાવેશ થાય છે, જેમાં –

(1) સાબરમતી (2) શેઢી (3) હાથમતી (4) વાત્રક (5) ખારી (6) મેશ્વો (7) માઝમ

→ આ મેળો કારતક સુદ અગિયારસથી કારતક સુદ પૂનમ સુધી ભરાય છે. પરંતુ લગભગ એક મહિના સુધી લોકો અહીં આવ-જા કરે છે.

→ કારતક સુદ પૂનમના દિવસે સાત નદીઓના સંગમ સ્થળે સ્નાન કરીને લોકો ધન્યતા અનુભવે છે.

→ અમદાવાદ જિલ્લામાં ભરાતા મેળાઓમાં વૌઠાનો મેળો મોટામાં મોટો છે.

→ આ મેળાની ખાસિયત એ છે કે અહીંયા ગધેડાઓ તથા ઊંટોને શણગારીને ખરીદ-વેચાણ માટે લાવવામાં આવે છે. તેથી આ એક પશુ મેળા તરીકે પ્રખ્યાત છે.

→ આ સ્થળ પૌરાણિક રીતે પણ ખૂબ જ મહત્વનું છે, કારણકે, હાલનું ધોળકાએ પ્રાચીન વિરાટનગર હતું. પાંડવોએ પોતાનો અજ્ઞાતવાસ વિરાટનગરમાં જ વીતાવ્યો હતો.

→ આ મેળામાં અનેક હાટડીઓ, મોટી દુકાનો અને મનોરંજનને લગતાં ઘણાં સાધનો પણ હોય છે.

→ રાજ્ય સરકાર અને તાલુકા પંચાયત તરફથી અહીયાં સાંસ્કૃતિક કાર્યક્રમો અને ભજન મંડળી વગેરેનું પણ આયોજન કરવામાં આવે છે.

## 3. <u>શામળાજીનો મેળો</u>

→ અરવલ્લી જિલ્લામાં મેશ્વો નદીને કિનારે આવેલા પુરાતન તીર્થ શામળાજીમાં એક મોટો મેળો ભરાય છે.

→ આ મેળાની શરૂઆત દેવ ઉઠી અગિયારસથી થઈ જાય છે અને ત્રણ અઠવાડિયા ચાલે છે પરંતુ આ મેળાનો મુખ્ય દિવસ કારતક સુદ પૂનમ ગણવામાં આવે છે.

→ આ મેળામાં ગુજરાતના જ નહિં પરંતુ રાજસ્થાન, મધ્યપ્રદેશ અને ભારતભરમાંથી લોકો મુખ્યત્વે આદિવાસીઓ આવે છે.

→ આ મેળો આદિવાસીઓનો મેળો તરીકે પણ પ્રખ્યાત છે. અહીંયા **"કાળિયા બાવજી"** એટલે કે શામળાજીમાં અતૂટ શ્રદ્ધા અને વિશ્વાસ રાખનાર આદિવાસીઓની વિશાળ જનમેદની ઊમટી પડે છે.

→ આ મેળામાં યંત્ર-મંત્ર-તંત્ર વગેરેની સાધના કરનાર જોગીઓ અને ભૂવાઓ પણ મોટી સંખ્યામાં ઊમટી પડે છે.

→ કારતક સુદ પૂનમના દિવસે મેશ્વો નદીમાં સ્નાન કરવાનો પણ અનેરો મહિમા છે. લોકો સ્નાન કરી ભજન-કીર્તન દ્વારા પોતાના ઈષ્ટ શામળાજીને પ્રસન્ન કરવા પ્રયત્નશીલ રહે છે.

## 4. <u>ભવનાથ મહાદેવનો મેળો</u>

→ ભવનાથ મહાદેવનો મેળો જૂનાગઢ જિલ્લામાં ગિરનારની તળેટીમાં આવેલ ભવનાથ મહાદેવના મંદિરના પ્રાંગણમાં ભરાય છે.

→ પ્રાચીન ભવનાથ મહાદેવના મંદિરમાં આવેલ શિવલિંગ સ્વયંભૂ છે.

→ આ મેળાની શરૂઆત મહા વદ અગિયારસે થાય છે જે મહા વદ અમાસ સુધી ચાલે છે. પરંતુ મહાશિવરાત્રીનો દિવસ એટલે કે મહા વદ તેરસ આ મેળાનો વિશિષ્ટ દિવસ છે.

→ મહાશિવરાત્રીના ખાસ દિવસે ભગવાન ભવનાથના દર્શન કરવા નાગા બાવાઓ કે અઘોરીઓ, સાધુ, સંતો, સંન્યાસીઓ વગેરેની જનમેદની ઊમટી પડે છે.

→ નાગા બાવા (સંતો)ના અખાડાની પૂજા શરૂ થાય છે. જેમાં ભગવાન દત્તાત્રેયની મૂર્તિને શણગારીને ભવ્ય શોભાયાત્રા કાઢવામાં આવે છે. હાથી પર શોભાયમાન, હાથમાં ધજા-પતાકાં રાખીને નૃત્ય કરતા કરતા આ શોભા યાત્રા શરૂ થાય છે. મધ્યરાત્રિએ મંદિર પહોંચીને કુંડસ્નાન કરે છે. કુંડ મેળાથી અલગ ફક્ત ત્રણ અખાડાં કુંડમાં સ્નાન કરે છે. એમ માનવામાં આવે છે કે આ દિવસે ભગવાન ભોલેનાથ ધરતી પરના પુણ્ય આત્મા સાથે મુલાકાત કરે છે.

→ અહીં ભક્તજનો અને યાત્રાળુઓ માટે મફત ભોજન-પ્રસાદની સુવિધા પણ રાખવામાં આવે છે. મેળામાં પવિત્ર મોતી, કિંમતી રત્નો, નંગોના વેચાણ માટે દુકાનો હોય છે. ઉપરાંત છેક અયોધ્યા અને મથુરાના વેપારીઓ તેમની કળાકારીગરીના નમૂનાના વેચાણ માટે અહીં આવે છે. રૂદ્રાક્ષના અલભ્ય નમૂનાઓ જુદા-જુદા રૂપે આ મેળામાં જોવાં મળે છે. આ મેળામાં પીત્તળ અને તાંબાના કલાત્મક વાસણો પણ ખાસ્સું આકર્ષણ જમાવે છે.

→ આ ભવનાથ મંદિર પાસેથી સુવર્ણરેખા નદીની પાતળી સેર પસાર થાય છે. આ સ્થળે મુચકુંદ, ભર્તૃહરિ અને ગુરુદત્તની ગુફાઓ પણ આવેલી છે.

→ આહીર અને મેર જાતિના લોકોનું આ આસ્થાનું પ્રમુખ કેન્દ્ર છે.

→ અદ્ભુત, અલૌકિક સમાન ભવનાથનું આ મંદિર ચાર દિવસ સુધી જનમેદનીથી ઘેરાયેલું રહે છે અને રાત્રિના સમયે ભજન-કીર્તન અને રાસ-ગરબા વગેરે આ સ્થળમાં ભક્તિમય વાતાવરણ ઊભું કરી દે છે.

### 5. <u>માણેકઠારી પૂનમનો મેળો</u>

→ ખેડા જિલ્લાનાં ડાકોરમાં આસો સુદ પૂનમ (શરદ પૂનમ)ના દિવસે માણેકઠારી પૂનમનો મેળો ભરાય છે. શરદ પૂનમનો આ મેળો ત્રણ દિવસ સુધી ચાલે છે.

→ ડાકોર વૈષ્ણવ ધર્મના અનુયાયીઓ માટે મોટાં તીર્થોમાનું એક છે.

→ પૌરાણિક કથા પ્રમાણે મથુરામાં જરાસંઘને 18 વખત હરાવ્યા પછી કાલયવને મથુરા પર ચઢાઈ કરી. ભગવાન શ્રીકૃષ્ણે પોતાની દૂરદર્શિતાથી અને યાદવોનો સંહાર અટકાવવા માટે મથુરાનું રણમેદાન છોડયું અને દ્વારકામાં આવીને વસવાટ કર્યો. આ સમયેથી તે **''રણછોડ''** તરીકે ખ્યાતિ પામ્યા.

→ ડાકોરનો બોડાણા ભક્ત ભગવાન રણછોડનો અનન્ય ભગત હતો. તેની ભક્તિથી પ્રસન્ન થઈને દ્વારકાધીશ મૂર્તિ સાથે ડાકોરમાં આવીને વસી ગયા ત્યારથી ડાકોર રણછોડરાયનું ધામ તરીકે પ્રખ્યાત છે.

→ આમ તો ડાકોરમાં દર પૂનમે મેળો ભરાય છે. પરંતુ સૌથી મોટો મેળો આ શરદ પૂનમના દિવસે ભરાતો માણેકઠારી મેળો છે.એવું કહેવાય છે કે આ દિવસે રણછોડરાયજી સાક્ષાત સ્વરૂપે હાજર હોય છે માટે તેમને રેશમી વસ્ત્રો અને કિંમતી અલંકારોથી શણગારી સવા લાખ રૂપિયાનો ખાસ મુગટ પહેરાવાય છે.

### 6. <u>પલ્લીનો મેળો</u>

→ ગુજરાતના પાટનગર ગાંધીનગરથી પંદર કિમીના અંતરે આવેલ રૂપાલ ગામમાં દર વર્ષે આસો નવરાત્રિ દરમિયાન આ મેળો ભરાય છે.

→ આ રૂપાલ ગામમાં આદ્યશક્તિ વરદાયિની માતાનું મંદિર આવેલું છે. અહીંયા વરદાયિની માતાની પલ્લી ભરાય છે એટલે કે માતાના શ્રદ્ધાળુ ભક્તો આસો સુદ નોમના દિવસે માતાની પાલખી (પલ્લી)ને ઊંચકીને ગામમાં વરઘોડો કાઢે છે.

→ આ મેળાની એક ખાસિયત એ છે કે વરદાયિની માતાને પ્રસન્ન કરવા માતાની પલ્લી પર ચોખ્ખું ઘી ચડાવવામાં આવે છે. આ ચોખ્ખું ઘી ચડાવવાનું પ્રમાણ એટલું પુષ્કળ હોય છે કે જાણે ચોખ્ખા ઘીની નદીઓ વહેતી હોય.

→ વરદાયિની માતાની પાલખી (પલ્લી) ને જોવાં ગુજરાતના જ નહિ પરંતુ વિદેશથી પણ લાખો શ્રદ્ધાળુ આ દિવસે ઊમટી પડે છે.

### 7. ચિત્ર-વિચિત્રનો મેળો

→ ચિત્ર-વિચિત્રનો મેળો હોળી પછીના ચૌદમાં દિવસે સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા પાસેના ગુંભખેરી (ગુણભાખરી) ગામમાં નદી કિનારે ભરાય છે.

→ આસપાસના વિસ્તારોમાંથી ભીલ જનજાતિના લોકો પણ મોટી સંખ્યામાં આ મેળો માણવા માટે આવે છે. ગરાસિયા અને ભીલ આદિવાસીઓ તેમના પરંપરાગત પોશાકમાં રંગીન કપડા, પુરુષોનો પોશાક સામાન્ય રીતે એક આસમાની રંગનું શર્ટ, ધોતી અને લાલ અથવા ભગવા રંગની પાઘડી આવેલ હોય છે. સ્ત્રીઓના ઘાંઘરા ડોન શૈલીમાં જે 20 ગજ જેટલું લાબું હોય છે તે સાંસ્કૃતિક વારસાના પ્રતીકરૂપ છે.

→ આ મેળા દરમિયાન 37 જુદી-જુદી આદિવાસી સમુદાયના લોકો પોતાના ભેદભાવ ભૂલીને એક પરિવાર બનીને આ મેળો ઉજવે છે.

→ આ મેળાને આદિવાસીઓના મેળા તરીકે પણ ઓળખવામાં આવે છે.

→ આ મેળાનું આયોજન દર વર્ષે મહાભારતના ચિત્રવીર્ય અને વિચિત્રવીર્યની યાદમાં કરવામાં આવે છે.

→ એક દંતકથા પ્રમાણે મહાભારત કાળમાં અહીં ચિત્રવીર્ય અને વિચિત્રવીર્ય બન્ને રોગમુક્ત થયાં હતા તેથી શ્રદ્ધાળુ આદિવાસી સ્ત્રી-પુરુષ પોતાના કે પોતાના સંબંધીઓને રોગમુક્ત કરવા અથવા રોગ-પીડાથી મુકત થવા માટે બાધા રાખે છે.

### 8. માધવરાયનો મેળો

→ માધવરાયનો મેળો પોરબંદર જિલ્લાના માધવપુર ગામે ભરાય છે.

→ આ મેળો ચૈત્ર સુદ નોમથી પાંચ દિવસ સુધી ચાલે છે.

→ આ લોકમેળા સાથે એક પૌરાણિક કથા જોડાયેલી છે અને તેની જ ભવ્ય ઉજવણી માટે આ મેળો ભરાય છે.

→ પૌરાણિક કથા પ્રમાણે, ભગવાન દ્વારકાધીશ દેવી રુકમણીની વિનંતીથી સ્વયં પધારીને તેમનું અપહરણ કર્યું હતું એ અહીંના મંદિરમાં એમની સાથે પરણ્યાં હતા. આ પ્રસંગની સ્મૃતિમાં જ દર વર્ષે અહીયાં મેળો ભરાય છે.

→ પાંચ દિવસ સુધી ચાલતા આ મેળામાં ભગવાન શ્રીકૃષ્ણ-રુકમણીજીના લગ્ન અંગેના ગણેશ સ્થાપના, મંડપ-વિધિ, વરઘોડો, સ્વયંવર વિધિ વગેરે પ્રસંગો વિધિવત્ રીતે પૂરી ધામધૂમથી ઊજવાય છે. આ લહાવો જોવાં વિશાળ જનમેદની આ મેળામાં ઊમટી પડે છે.

### 9. મેઘ મેળો

→ મેઘ મેળો એ ભરૂચ જિલ્લામાં ભરાય છે, જે મેઘરાજાની છડીનો ઉત્સવ તરીકે પણ ઓળખાય છે.

→ આ મેળો શ્રાવણ વદ નોમના દિવસથી ચાર દિવસ માટે ભરાય છે.

→ મેઘરાજાને બોલાવવા માટે ભરૂચ જિલ્લાની ભાઈ પ્રજા (યાદવ વંશની ભાઈ નામની પેટા-જ્ઞાતિ) મેઘરાજાની છડીનો ઉત્સવ ઉજવે છે તેથી અહીંયા મેળાનું આયોજન કરવામાં આવે છે.

→ એક દંતકથા પ્રમાણે, જયારે ગુજરાતમાં એક મોટો દુષ્કાળ પડ્યો હતો. જયારે મેઘરાજાને મનાવવા માટે આ ભાઈ જ્ઞાતિના લોકોએ અષાઢી અમાસની રાતે મેઘરાજાની માટીની મૂર્તિ બનાવી તેની પૂજા કરી હતી. વરસાદ ન આવતાં આ ભાઈ પ્રજાએ પ્રતિજ્ઞા કરી કે જો 24 કલાકમાં વરસાદ ન પડે તો તલવારથી આ મૂર્તિનું ખંડન કરીશું અને વરસાદ વરસવા લાગ્યો ત્યારથી આ ઉત્સવની ભવ્ય ઉજવણી કરવામાં આવે છે.

→ આ ભાઈ જ્ઞાતિની પ્રજા મેઘરાજાને પોતાના કુળદેવતા માને છે અને તેમની માટીની મૂર્તિની દસ દિવસ સુધી પૂજા કરે છે. દશમના દિવસે એ માટીની મૂર્તિ લઈને ગામમાં મેઘરાજાની છડી કે વરઘોડો નીકળે છે અને અંતે ગામ બહાર નદી (નર્મદા) કે તળાવમાં એ મૂર્તિને પધરાવવામાં આવે છે.

→ આ ઉત્સવ જોવાં આ મેળામાં લાખોની જનમેદની ઊમટી પડે છે.

### 10. ગોળ-ગધેડાનો મેળો

→ ગોળ-ગધેડાનો મેળો પંચમહાલ જિલ્લાના જેસવાડામાં ભરાય છે.

→ આ મેળો આદિવાસીઓનો એક અનોખો મેળો છે જે હોળી-ધૂળેટીના તહેવાર પછી ભરાય છે.

→ આ મેળામાં આડા અને ઊભાં વાંસનો એક માંચડો તૈયાર કરી તેની ઉપર એક પોટલી લટકાવવામાં આવે છે. આ પોટલી ગોળથી ભરેલી હોય છે.

→ આ ગોળથી ભરેલી પોટલી લેવા આદિવાસી યુવકો આ માંચડા પર ચઢવાનો પ્રયાસ કરે છે પરંતુ આ પોટલીની રક્ષાર્થે આદિવાસી યુવતીઓ પોતાના હાથમાં લાકડી લઈને ઊભી હોય છે. તે ઢોલના તાલે નૃત્ય પણ કરતી હોય છે સાથે સાથે ગીત-સંગીતનો પણ લુપ્ત ઉઠાવતી હોય છે અને આદિવાસી યુવકોને લાકડીનો માર પણ મારતી હોય છે.

→ જે આ માંચડા પરથી ગોળની પોટલી લાવે તેને વિજ્યી ગણવામાં આવે છે અને યુવતીઓ તેની પ્રશસ્તિના ગીતો ગાય છે.

→ કયારેક વિજ્યી યુવકને પોતાની મનપસંદ યુવતીની સાથે લગ્ન કરવાની પરવાનગી પણ મળે છે. આમ, આ મેળો સ્વયંવર જેવું દૃશ્ય પણ ઊભું કરે છે.

→ વિજ્યી યુવક પોટલીમાંથી ગોળના ગાંગડા સહુને વહેચે છે અને બધા હર્ષોલ્લાસથી આ મેળામાં આનંદ મનાવે છે.

→ આમ, અહીં જે ગધેડા જેવો માર ખમે છે અને વિજ્યી બનીને ગોળ ખવડાવે છે તેથી આ મેળાને ગોળ-ગધેડાનો મેળો કહેવામાં આવે છે.

## 11. પાંડુરીમાતાનો મેળો

→ પાંડુરીમાતાનો મેળો નર્મદા જિલ્લાના દેવમોગરામાં ભરાય છે.

→ આ મેળાનું આયોજન મહા વદ તેરસ એટલે કે મહાશિવરાત્રીના દિવસે કરવામાં આવે છે.

→ પાંડુરી માતા એટલે કે પાંડવોની માતા કુંતી. આ ક્ષેત્રના આદિવાસીઓ પાંડુરી માતાને પોતાની કુળદેવી માને છે.

→ આ પાંડુરી માતાને **"યાહામોગીમાતા"** તરીકે પણ ઓળખવામાં આવે છે.

→ પાંડવોની માતા કુંતી (કુંતા) ના પૂરા ભારતભરમાં ફક્ત બે જ મંદિરો છે જેમાંનું એક મહેસાણા જિલ્લાના આસાજોલમાં આવેલું છે અને બીજું અહીંયા નર્મદા જિલ્લાના દેવમોગરામાં.

→ આદિવાસીઓ પોતાની કુળદેવી પાંડુરી માતાના આર્શીવાદ લઈને જ કોઈપણ શુભકાર્યની શરૂઆત કરે છે અને મહાશિવરાત્રિના પાવન દિવસે અહીયાં આદિવાસીઓની જનમેદની ઊમટી પડે છે.

## 12. ડાંગ દરબારનો મેળો

→ ડાંગ દરબારનો મેળો ડાંગ જિલ્લાના વડામથક આહવા ખાતે ભરાય છે.

→ આ મેળો પરંપરાગત મેળો નથી પરંતુ બ્રિટિશ કાળમાં શરૂ કરવામાં આવેલો મેળો છે. બ્રિટિશ સરકારના પોલિટિકલ એજન્ટો આદિવાસીઓના સરદારોને તેમનાં અંગત ખર્ચ માટે રાજયની આવકમાંથી પૈસા આપતા હતા.

→ આઝાદી પછી પણ આ પરંપરા જાળવવામાં આવી છે હવે આ મેળાનું આયોજન જિલ્લાના સત્તાધિકારીઓ તરફથી કરવામાં આવે છે જેમાં ડાંગના સરદારો હાજરી આપે છે તેથી આને ડાંગ દરબારનો મેળો કહેવાય છે.

→ આ ઉત્સવની શરૂઆત આદિવાસી સરદારો જે પ્રણાલિકાગત રંગબેરંગી વસ્ત્રોથી સજ્જ હોય છે, તેમની હાજરીમાં હોળી પ્રગટાવીને કરવામાં આવે છે.

→ આ મેળાનું મુખ્ય આકર્ષણ આદિવાસી નૃત્યો છે.

→ ડાંગ દરબાર એક-ત્રણ દિવસીય તહેવાર છે તે દરમિયાન લોકનૃત્ય, રાસ, ગરબાના કાર્યક્રમો, ગીત અને નાટકના કર્તબો કરવામાં આવે છે. અહીં પણ દુલ્હન અને દુલ્હાની શોધ માટેનો મંચ આવેલ છે.

## 13. ચૂળ મેળો

→ આ ચૂળ મેળાનું આયોજન અનેક આદિવાસી વિસ્તારોમાં કરવામાં આવે છે.

→ આ ચૂળ મેળો હોળીના બીજા દિવસે એટલે કે ધૂળેટીના દિવસે ભરાય છે.

→ એક લંબચોરસ ચૂલો ગામની બહાર તૈયાર કરી તેમાં અગ્નિ પ્રગટાવવામાં આવે છે. ત્યારબાદ આદિવાસી પુરુષ-સ્ત્રીઓ એક હાથમાં પાણીનો ઘડો રાખે છે અને બીજા હાથમાં નાળિયેર લઈને અગ્નિના અંગારા પર ખુલ્લા પગે ચાલીને પસાર થાય છે.

→ અહીયાં એક અદ્‌ભુત લહાવો જોવાં જેવો છે કે અગ્નિના અંગારાથી પણ તેમના પગ દાઝતા નથી, તેથી આદિવાસીઓ અગ્નિ દેવનો જયકારો બોલાવી નાળિયેરનો નૈવેધ તેમને ધરાવી વિજયનો ઉત્સવ મનાવે છે.

→ આ આદિવાસીઓમાં એવી માન્યતા છે કે આમ કરવાથી અગ્નિદેવ તેમનાં સંતાનો અને પશુઓની રક્ષા કરે છે.

## 14. <u>રંગપંચમીનો મેળો</u>

→ ફાગણ વદ પાંચમનો દિવસ એટલે કે હોળી પછીના પાંચમાં દિવસને રંગપંચમી તરીકે ઉજવાય છે.

→ આ રંગપંચમીના દિવસે કેટલાંક આદિવાસી ગામોમાં રંગપંચમીનો મેળો ભરાય છે.

→ આ રંગપંચમીના મેળાનો એક અદ્‌ભુત દશ્ય જોવા જનમેદની ઉમટી પડે છે. આ દિવસે સૌપ્રથમ ગાય માતાની પૂજા કરી તેમને શણગારી ગામના ભાગોળે લઈ જવામાં આવે છે. ગામના કેટલાં નવયુવાનો આ ગાયોના રસ્તામાં આડા સૂઈ જાય છે અને તેમના શરીર પરથી ગાયોનું ધણ પસાર થાય છે. આમાં વિસ્મયકારી દશ્ય એ છે કે શરીર પરથી ગાયોનું ધણ પસાર થતું હોવા છતાં આ યુવાનોના અંગો ઈજાગ્રસ્ત થતા નથી.

## 15. <u>ચાડિયા મેળો</u>

→ ચાડિયા મેળો વડોદરા, ભરૂચ, દાહોદ અને પંચમહાલ જિલ્લામાં ભરાય છે.

→ આ જિલ્લાના આદિવાસીઓનો આ મેળો હોળી-ધૂળેટીના તહેવાર પછી ભરાય છે.

→ આ મેળામાં માનવ આકૃતિનો લાકડાંનો એક ચાડિયો બનાવાય છે જેના માંથે નાળિયેર મૂકી, માટીના કોડીયાંની આંખો લગાડવામાં આવે છે અને તેને નવા કપડાની પાઘડી બાંધી ઝાડની ઊંચી ડાળી સાથે બાંધવામાં આવે છે.

→ આ ચાડિયાને ઉતારવાની પ્રતિયોગિતા આદિવાસી યુવાનોમાં થાય છે અને તેમને રોકવા માટે આદિવાસી યુવતીઓ ઝાડની આસપાસ ગીતો ગાતી ગાતી નૃત્ય કરે છે અને જેમ કોઈ યુવાન ઝાડ પર ચઢવા લાગે તો તેના પર પથ્થરો ફેંકે છે.

→ જે આદિવાસી યુવાન આ ચાડિયાને ઝાડ પરથી લઈ આવે છે તેને વિજેતા જાહેર કરી તેને ચાડિયાની પાઘડી ઈનામસ્વરૂપે અપાય છે અને આ વિજેતાની પ્રશસ્તિમાં આદિવાસી યુવતીઓ ગીત ગાઈને તેનું સન્માન કરે છે.

## 16. <u>સિદ્ધપુરનો મેળો</u>

→ સિદ્ધપુરનો મેળો પાટણ જિલ્લાનાં સિદ્ધપુરમાં ભરાય છે.

→ આ મેળો સરસ્વતી નદીના કિનારે કારતક સુદ પૂનમ (પૂર્ણિમા) ના દિવસે ભરાતો હોવાથી આને **"સિદ્ધપુર નો કારતકી પૂર્ણિમાનો મેળો"** પણ કહેવાય છે.

→ આ મેળાની એક ખાસિયત આ છે કે આમાં ઊંટની મોટા પાયે ખરીદ-વેચાણ થાય છે.

## 17. <u>પાલોદરનો મેળો</u>

→ પાલોદરનો મેળો મહેસાણા જિલ્લાના પાલોદર ગામમાં ભરાય છે.

→ આ મેળાનું આયોજન ફાગણ વદ અગિયારસથી તેરસ સુધી કરવામાં આવે છે.

→ આ પાલોદરમાં ચોસઠ જોગણી માતાનું મંદિર આવેલું છે અને તેમના સાનિધ્યમાં જ આ મેળો ભરાય છે.

→ આ પાલોદરના મેળામાં લાખોની સંખ્યામાં જનમેદની ઊમટી પડે છે એનું મુખ્ય કારણ માતા દ્વારા આવનાર સમયની આગાહી કરવામાં આવે છે જેમ કે વરસાદની આગાહી, રોગચાળા વગેરેની આગાહી.

## 18. <u>સરખેજનો મેળો</u>

→ પ્રખ્યાત સંતશિરોમણિ હજરત શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબની દરગાહ સરખેજમાં આવેલી છે, જે **"સરખેજના રોજા"** ના નામે પ્રખ્યાત છે.

→ આ સરખેજના રોજા પાસે તળાવને કાંઠે આ સરખેજનો મેળો ભરાય છે.

→ હજરત ગંજબક્ષ સાહેબે અમદાવાદની સ્થાપનામાં મહત્વનો ભાગ ભજવ્યો હતો અને તેઓ અમદાવાદના સ્થાપક સુલતાન અહમદશાહના ગુરુ પણ હતા.

→ હજરત ગંજબક્ષ સાહેબ ઈ.સ.1446માં અવસાન પામ્યા હતા. આ સરખેજના રોજાના બાંધકામની શરૂઆત ઈ.સ.1446માં સુલ્તાન ગિયાસુદ્દીન મુહમ્મદશાહે કરી જે ઈ.સ.1451માં સુલ્તાન કુતુબુદ્દીન અહમદશાહના સમયે પૂર્ણ થઈ હતી.

→ હજરત ગંજબક્ષ સાહેબ ભારતના 6 મોટા પીરસાહેબમાંથી એક છે અને આ દરગાહ મુસ્લિમોનું પવિત્ર તીર્થસ્થળ ગણાય છે.

→ હજરત ગંજબક્ષ સાહેબના ઉર્સના સમયે આ મેળો ભરાય છે જેમાં મુસ્લિમ લોકોની સાથે હિન્દુઓ પણ મોટી સંખ્યામાં જાય છે.

## 19. <u>શાહઆલમનો મેળો</u>

→ હજરત શાહઆલમ સાહેબ વટવાના પ્રખ્યાત સંત હજરત કુતુબે આલમ સાહેબના પુત્ર હતા.

→ અમદાવાદના મુસલમાન સંતોમાં હજરત શાહઆલમ સાહેબનું નામ ખૂબ મશહૂર છે. આ શાહઆલમનો મેળો તેમની યાદમાં જ ભરાય છે.

→ શાહઆલમ સાહેબનું અવસાન ઈ.સ.1475માં થયું હતું ત્યારે આ સંતની સ્મૃતિમાં અહીંયા એક રોજો બનાવવામાં આવ્યો, જે શાહઆલમના રોજાના નામે પ્રખ્યાત છે.

→ આ દરગાહ મુસ્લિમોનું પવિત્ર યાત્રાધામ ગણાય છે. હજરત શાહઆલમ સાહેબના ઉર્સના સમયે આ મેળો ભરાય છે જેમાં હિન્દુ-મુસ્લિમ કોમની જનમેદની ઊમટી પડે છે.

## 20. અન્ય મેળાઓ

| ક્રમ | મેળાઓ | વિશેષ |
|---|---|---|
| 1. | ગોપનાથનો મેળો | → ભાવનગર જિલ્લાનાં ગોપનાથ મહાદેવમાં શ્રાવણ મહિનાની અમાસે અને જન્માષ્ટમીના દિવસે મેળો ભરાય છે. |
| 2. | જન્માષ્ટમીનો મેળો | → જન્માષ્ટમીનો મેળો મુખ્ય દેવભૂમિ દ્વારકા જિલ્લામાં શ્રાવણ વદ આઠમના દિવસે ભરાય છે. |
| 3. | પાલીતાણા જૈન મેળો | → આ ભાવનગર જિલ્લામાં ભરાય છે. |
| 4. | અંબાજીનો મેળો | → બનાસકાંઠા જિલ્લામાં અંબાજી માતાના પ્રાગણમાં ભાદરવી પૂનમે આ મેળો ભરાય છે. |
| 5. | બહુચરાજીનો મેળો | → મહેસાણા જિલ્લામાં બહુચર માતાના સાનિધ્યમાં ચૈત્ર સુદ પૂનમે આ મેળો ભરાય છે. |
| 6. | પાવાગઢનો મેળો | → પંચમહાલ જિલ્લામાં પાવાગઢના મહાકાલી માતાના દર્શનાર્થે ચૈત્ર સુદ આઠમના રોજ મેળો ભરાય છે. |
| 7. | ગળદેવનો મેળો | → દાહોદ જિલ્લાનાં ખંગેલો ગામમાં ગળદેવનો મેળો ભરાય છે. આ મેળામાં બાળકની બીમારી દૂર કરવા માટેની બાધા રાખનાર આદિવાસીઓ ઊમટી પડે છે. |
| 8. | નકળંગનો મેળો | → નકળંગનો મેળો ભાવનગર જિલ્લાના કોળિયાકમાં ભરાય છે.<br>→ ભાદરવી અમાસના દિવસે દરિયા કિનારે નકળંગ મહાદેવના મંદિરે આ મેળો ભરાય છે. જેમાં તંત્ર-મંત્ર કરનાર સાધુ-સંતો અને ભૂવાઓ ઊમટી પડે છે. |
| 9. | ધ્રાંગનો મેળો | → ધ્રાંગ કચ્છ જિલ્લામાં આવેલું ગુજરાતનું ગામડું છે. ગામ પાકિસ્તાનની સીમા પર આવેલ છે.<br>→ ધ્રાંગનો મેળો કચ્છ જિલ્લામા દાદા મેકરણની સમાધિના સ્થળે મહાશિવરાત્રીના દિવસે ભરાય છે. આ સમયે કચ્છી લોકો દાદાના ત્યાં ભજન-કીર્તન કરી રાસડાનું નૃત્ય પણ કરે છે.<br>→ દાદા મેકરણના બે સાથીઓ હતા : લાલિયો ગધેડો ને મોતિયો કૂતરો. મોતિયો રણમાં ભૂલા પડેલા મુસાફરોને શોધી કાઢતો ને પછી લાલિયા પર ગોઠવાયેલી પાણીની મસકોને ખાવાનું લઈ જઈ તે મુસાફરોને પહોંચાડતોને મુસાફરોને ઉતારે લઈ આવતો.<br>→ આદિવાસીઓના આહીર સમુદાયમાં સંત મેકરણ દાદા ભગવાન તરીકે પૂજાય છે. તેમના અનુયાયીઓ ગુજરાતમાં વિવિધ ભાગો અને રાજસ્થાનથી મોટી સંખ્યામાં તેમને શ્રદ્ધાંજલિ અર્પણ કરવા માટે આવે છે. |
| 10. | રવેચીનો મેળો | → કચ્છ જિલ્લાના રાપરમાં રવેચી માતાના મંદિરે ભાદરવા સુદ સાતમ-આઠમના દિવસે રવેચીનો મેળો ભરાય છે.<br>→ આ મેળો કચ્છનું તળપદી તોરણ ગણાય છે. |
| 11. | ખંભોળજનો મેળો | → આણંદ જિલ્લાના ખંભોળજમાં ખંભોળજનો ખ્રિસ્તી મેળો ભરાય છે. |
| 12. | શીતળા-સાતમનો મેળો | → નર્મદા જિલ્લાના રાજપીપળામાં શીતળા-સાતમનો મેળો ભરાય છે. |
| 13. | ભાદરવાનો મેળો | → નર્મદા જિલ્લામાં આ મેળો ભરાય છે. |
| 14. | ગાય-ગૌહાટીનો મેળો | → દાહોદ જિલ્લાના ગરબાડામાં કારતક સુદ એકમના દિવસે આ મેળો ભરાય છે. |
| 15. | કુંકરમુંડા વાલ્હેરી માતાનો | → તાપી જિલ્લામાં આ મેળો ભરાય છે. |

| | | |
|---|---|---|
| | મેળો | |
| 16. | દેવલી માળીનો મેળો | → તાપી જિલ્લાના દેવલપાડામાં આ મેળો ભરાય છે. |
| 17. | ઝંડુનો મેળો | → જૂનાગઢ જિલ્લાના ચોરવાડમાં આ મેળો ભરાય છે. |
| 18. | કંવાટનો મેળો | → છોટા ઉદેપુર જિલ્લામા ધૂળેટીના દિવસે આ મેળો ભરાય છે. |
| 19. | સોમનાથનો મેળો | → ગીર સોમનાથ જિલ્લાના સોમનાથ મંદિરના પ્રાંગણમાં કારતક સુદ પૂનમના દિવસે આ મેળો ભરાય છે. |
| 20. | ભાથીજીનો મહારાજનો મેળો | → ખેડા જિલ્લાના ફાગવેલમાં આ મેળો ભરાય છે. |
| 21. | હાજીપીરનો મેળો | → કચ્છ જિલ્લામાં હાજીપીરની દરગાહના પ્રાંગણમાં ચૈત્ર મહિનાના પ્રથમ સોમવારે આ મેળો ભરાય છે. |
| 22. | જખનો મેળો | → કચ્છ જિલ્લામાં નખત્રાણા પાસેના કાકડભીઠમાં આ મેળો ભરાય છે. |
| 23. | ગંગાજીનો મેળ | → કચ્છ જિલ્લાના રામપર વેકરામાં કારતક સુદ પૂનમના દિવસે આ મેળો ભરાય છે. |
| 24. | પંખેરાપીરનો મેળો | → કચ્છ જિલ્લાના ભચાઉ તાલુકાના શિકારપુરમાં પંખેરા પીરના ઉર્સના સમયે આ મેળો ભરાય છે. |
| 25. | ધોરેશ્વરનો મેળો | → તાપી જિલ્લાના ધોરેશ્વરમાં ધોરેશ્વર મહાદેવનો મેળો ભરાય છે. |
| 26. | અંબોડનો મેળો | → ગાંધીનગર જિલ્લાના અંબોડ ગામ આ મેળો ભરાય છે. અહીં દર વર્ષે અશ્વ દોડ સ્પર્ધા યોજાય છે. તેથી આ **"અંબોડનો અશ્વ મેળો"** તરીકે પણ જાણીતો છે. |
| 27. | ધોળેશ્વરનો મેળો | → ગાંધીનગર જિલ્લાના ધોળાકુવામાં ધોળેશ્વર મહાદેવનો મેળો ભરાય છે. |
| 28. | મુધૃણેશ્વરનો મેળો | → સાબરકાંઠા જિલ્લાના ઈડર તાલુકામાં જાદર ગામે મુધૃણેશ્વર મહાદેવનો મેળો ભરાય છે. |
| 29. | ઉદવાડાનો મેળો | → વલસાડ જિલ્લાના ઉદવાડામાં પારસીઓનો આ મેળો ભરાય છે. |
| 30. | ચાંદોદ-કરનાળીનો મેળો | → વડોદરા જિલ્લાના ચાંદોદમાં આ મેળો ભરાય છે. |
| 31. | સ્તંભેશ્વરનો મેળો | → ભરૂચ જિલ્લામાં સ્તંભેશ્વર તીર્થનો મેળો ભરાય છે.<br>→ આ સ્થલ **"દક્ષિણનું સોમનાથ"** તરીકે પ્રખ્યાત છે. |
| 32. | રિખવદાસનો મેળો | → ભરૂચ જિલ્લામાં રિખવદાસનો જૈન મેળો ભરાય છે. |
| 33. | ભાડભૂતનો મેળો | → ભરૂચ જિલ્લામાં ભાડભૂતનો મેળો ભરાય છે. |
| 34. | શુક્લતીર્થનો મેળો | → ભરૂચ જિલ્લામાં શુક્લતીર્થનો મેળો કારતક સુદ પૂનમના દિવસે ભરાય છે. |
| 35. | માધ મેળો | → ભરૂચ જિલ્લામાં શ્રાવણ વદ નોમના દિવસે આ મેળો ભરાય છે. |
| 36. | મણીભદ્રવીરનો મેળો | → બનાસકાંઠા જિલ્લાના વડગામ તાલુકાના મગરવાડામાં દર મહિનાની પાંચમે આ મેળો ભરાય છે. |
| 37. | મજાદરનો મેળો | → બનાસકાંઠા જિલ્લામાં ભાદરવા માસની અગિયારસના દિવસે આ મેળો ભરાય છે. |
| 38. | ખોડિયાર માતાનો મેળો | → પાટણ જિલ્લાના વરાણામાં ખોડિયાર માતાના મંદિરના પ્રાંગણમાં મહા સુદ આઠમના દિવસે આ મેળો ભરાય છે. |
| 39. | કાત્યોકનો મેળો | → પાટણ જિલ્લામાં કારતક સુદ પૂનમના દિવસે આ મેળો ભરાય છે.<br>→ આ મેળામાં ઊંટની ખરીદ-વેચાણ થાય છે. |

★ **<u>ગુજરાતના પ્રમુખ મહોત્સવ</u>**

1. **<u>તાના - રીરી મહોત્સવ</u>**

→ મહેસાણા જિલ્લાના વડનગરમાં તાના-રીરી સમાધિ સ્થળે દર વર્ષે નવેમ્બર માસમાં રાજય સરકાર દ્વારા તાના-રીરી મહોત્સવ ઉજવવામાં આવે છે.

→ આ મહોત્સવમાં સમૂહ ગાયન, સમૂહ સિતારવાદન, શાસ્ત્રીય ગાયન, અને શાસ્ત્રીય નૃત્યની વિવિધ કૃતિઓ રજૂ કરવામાં આવે છે. આ મહોત્સવમાં દેશ- વિદેશના પ્રખ્યાત નૃત્ય કલાકારો અને સંગીત ક્ષેત્રના દિગ્ગજોને બોલાવવામાં આવે છે.

→ નરસિંહ મહેતાની પુત્રી કુંવરબાઈએ તેની દીકરી શર્મિષ્ઠાને વડનગર પરણાવી હતી.આ શર્મિષ્ઠાની બે પુત્રી તાના અને રીરી હતી જે સંગીતની જાણકાર હતી.

→ એક દંતકથા પ્રમાણે, તાનસેન દ્વારા દીપક રાગ ગાવાથી તેના શરીરમાં બળતરા ચાલુ થઈ ગયા હતા અને તે બળતરા માત્ર મલ્હાર રાગ ગાવાથી દૂર થઈ શકતા હતા ત્યારે તે મલ્હાર રાગ ગાય શકે તેવા સંગીતજ્ઞની શોધમાં વડનગર આવી પહોચ્યાં હતા.

→ તાના - રીરીએ મલ્હાર રાગ ગાઈ તાનસેનની પીડા મટાડી હતી પરંતુ તે સાથે તાના રીરીએ વચન લીધું હતુ કે તાનસેન આ વાતની જાણ કોઈને નહીં કરે.

→ તાનસેને અકબરના દરબારમાં તાના- રીરીની પ્રશંસા કરી અને અકબરે તે બન્ને બહેનોને તેડવા સૈન્ય મોકલ્યું. ત્યારે તાના - રીરી બંને બહેનો એ જળસમાધિ લઈ લીધી.

→ તાના - રીરી મહોત્સવનું આયોજન વર્ષ -2003 થી દર વર્ષે કરવામાં આવે છે.

→ પ્રથમ તાના - રીરી પુરસ્કાર લતા મંગેશકર ને મળ્યો હતો.

## 2. <u>કાંકરિયા કાર્નિવલ</u>

→ કાંકરિયા કાર્નિવલની શરૂઆત વર્ષ 2007 માં તત્કાલીન મુખ્યમંત્રી નરેન્દ્ર મોદીએ કરાવી હતી.

→ અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશન (AMC) દ્વારા કાંકરિયા કાર્નિવલનું આયોજન દર વર્ષે 25 ડિસેમ્બર થી 31 ડિસેમ્બર સુધી કરવામાં આવે છે.

→ કાંકરિયા તળાવની રચના ઈ.સ.1451માં અમદાવાદના સ્થાપક બાદશાહ અહમદશાહના પુત્ર કુતુબુદ્દીન અહમદશાહે કરાવી હતી.આ કાંકરિયા તળાવની સ્થાપના **"કુત્બ - એ -હૌજ"** ના નામે થઈ હતી.

→ રાજ્ય સરકાર દ્વારા વિવિધ સાંસ્કૃતિક કાર્યક્રમો, નૃત્ય અને સંગીત કલાકારોના મંચ પરના કાર્યક્રમો વગેરેનું આયોજન કરી જનમેદનીને મનોરંજિત કરવામાં આવે છે.

→ આ કાર્નિવલના આયોજન પહેલાં કાંકરિયા તળાવ ફક્ત ઉપેક્ષિત તળાવ હતું, જે આજે એક મહત્વનું પ્રવાસન સ્થળ બની ગયું છે.

## 3. <u>રણોત્સવ</u>

→ કચ્છનું નૈસર્ગિક સૃષ્ટિનું વૈવિધ્ય તથા સાંસ્કૃતિક વિરાસતને લોકો માણી શકે તે માટે દર વર્ષે ગુજરાત સરકાર ડિસેમ્બર માસની પૂનમની આસપાસ કચ્છના રણમાં કચ્છ ઉત્સવ એટલે કે રણોત્સવનું આયોજન કરે છે.

→ આ રણોત્સવનું આયોજન કચ્છ જિલ્લાના ધોરડો ગામમાં કરવામાં આવે છે.

→ કચ્છના રણમાં અમાપ સૌંદર્ય છે. કચ્છમાં પ્રવાસન ઉદ્યોગને વિકાસમાં ધ્યાનમાં લઈને આ આયોજન દર વર્ષે કરવામાં આવે છે.

→ આ ઉત્સવનો હેતુ ગુજરાતની તથા કચ્છના લોકોની પરંપરાગત જીવનશૈલી અને હસ્તકલા કારીગરીની આગવી સંસ્કૃતિથી દેશ-વિદેશના લોકોના માહિતગાર કરવાનો છે.

→ આ રણોત્સવનું આયોજન ઈ.સ.2008 થી કરવામાં આવે છે. તત્કાલીન મુખ્યમંત્રી શ્રી નરેન્દ્રભાઈ મોદીએ આ રણોત્સવની શરૂઆત કરી હતી.

→ આ રણોત્સવને રાષ્ટ્રીય આંતરરાષ્ટ્રીય પ્રવાસીઓનો અભૂતપૂર્વ પ્રતિસાદ મળ્યો છે. અહીં આધુનિક ટેન્ટ ઉપરાંત ભૂંગામાં પ્રવાસીઓને રહેવાની સગવડ આપવામાં આવે છે.

→ ગુજરાતમાં કચ્છ ઉત્સવ ગુજરાતની સુંદરતા, પરંપરા, સંસ્કૃતિ અને ભાવના સાથે સાથે કલાત્મક વારસાનું પ્રતીક છે. કચ્છ એક જીવંત સંસ્કૃતિ છે. અહીં શિલ્પ કૌશલ્યો, મહેલો, કિલ્લાઓ, રંગબેરંગી ગામડા, મનમોહક વસ્તી, સમુદ્ર કિનારો, પક્ષીજીવન અને હસ્તશિલ્પ આવેલાં છે.

→ આ વિસ્તારમાં દરેક સમુદાયની પોતાની અલગ સંગીત, નૃત્ય, શિલ્પ તથા કપડા દ્વારા અલગ ઓળખાણ છે. કચ્છ મહોત્સવમાં શ્રેષ્ઠ રંગીનનૃત્ય, સંગીત, સંગીતનો આનંદ સિંધી ભજન, લગ્ન ગીતો, લોકકળા, શિલ્પ પ્રદર્શનો તથા ગાથા ગીતો દ્વારા સુંદર કાર્યક્રમનું આયોજન કરવામાં આવે છે. જે અહીંના મુખ્ય આકર્ષણો છે. જુદી-જુદી શૈલીના કપડા, અલંકારો, લાકડાના શિલ્પો અહીં વેચવામાં આવે છે.

→ આ ઉત્સવમાં પ્રવાસીઆને આઈના મહેલ સંગ્રહાલય, પ્રાગમહેલ, કચ્છ સંગ્રહાલય, સ્વામીનારાયણ મંદિર, હમીરસર તળાવ, રામકુંડ વગેરેની મુલાકાતે લઈ જવાય છે.

→ ગુજરાતમાં લગભગ 1600 જેટલા નાના મોટા મેળાઓ ભરાય છે જેમાં સૌથી વધુ મેળા સૂરત જિલ્લામાં અને સૌથી ઓછા ડાંગ જિલ્લામાં ભરાય છે.

→ **"મોનસૂન મહોત્સવ"** નું આયોજન ડાંગ જિલ્લાના સાપુતારામાં કરવામાં આવે છે.

→ ગુજરાત સરકાર દ્વારા **"વસંતોત્સવ"**નું આયોજન દર વર્ષે ફેબ્રુઆરી મહિનામાં ગાંધીનગરમા સંસ્કૃતિ પૂંજ પાસે કરવામાં આવે છે. આ મહોત્સવ 10 દિવસ સુધી ચાલે છે. આ મહોત્સવની એક ખાસિયત છે કે દેશી લીપણવાળા વર્તુળાકાર રંગમંચ પર જ બધા કાર્યક્રમો થાય છે.



## 3. ગુજરાતની ચિત્રકળા

→ ભારતની ચિત્રકળાની પરંપરા ખૂબ જ જૂની છે.

→ પ્રાગૈતિહાસિક ગુફાવાસી માનવોએ પોતાની કલાભાવના વ્યકત કરવા હજારો વર્ષ પૂર્વે અંધારી ગુફાઓમાં ચિત્રાંકન કર્યા છે.

→ ભારતમાં ચિત્રકળાના પ્રારંભિક સાક્ષ્ય મહારાષ્ટ્રના અહમદનગર જીલ્લાના નેવાસા અને મધ્યપ્રદેશના રાયસેન જિલ્લાના ભીમબેટકાના ગુફાઓમાંથી મળ્યા છે.

→ નેવાસામાં થયેલાં ઉત્ખનનોમાં કૂતરાનું અને બે વાકાંચૂકાં શીગડાવાળા હરણનું ચિત્રિત આલેખન ધરાવતા મૃત્પાત્રના બે ટુકડા મળ્યા છે. સામાન્યીકૃત પદ્ધતિએ આલેખેલાં પરંતુ રૈખિક અને રૂપક્ષમ ક્રિયા પરનો ઝોક, કદ અને જીવન માટેની લાગણીની સમજ ધરાવતાં આ ચિત્ર ભારતમાં સર્જનાત્મક ચિત્રના સહુથી પ્રાચીન નમૂના છે.

→ મધ્યપ્રદેશના ભીમબેટકાની ચિત્રકળામાં વાઘ, સિંહ, વન્ય પ્રાણીઓ વગેરેનું ચિત્રાંકન ખૂબ જ વધુ જોવાં મળે છે. અહીં માનવનું ચિત્રણ સદૃશ ચિત્રોમાં જોવા મળે છે. આ ચિત્રોમાં લાલ, શ્વેત, પીળો વગેરે રંગનો પ્રયોગ કરવામાં આવ્યો છે અને આમનું ચિત્રણ રૈખિક છે.

→ સિંધુખીણ કાળ (હડપ્પા સભ્યતા) ની ચિત્રકળાના પ્રમાણ માટીના વાસણો અને મુદ્રાઓથી મળ્યા છે. હડપ્પા કાળના મળી આવેલા માટીનાં વાસણો પરની ફુલ-પાનની ભાત, મોર, બળદ, પીપળાના પાન અને માછલીના કાળા રંગમાં કરેલા સંવેદનશીલ રેખાંકનો તે સમયના ચિત્રકારોની રેખા પરનો અંકુશ અને કળાની કુશળતા દર્શાવી જાય છે.

→ ઐતિહાસિક કાલનું સહુથી પ્રાચીન વિદ્યામાન ચિત્ર રામગઢ ડુંગરોમાંની સીતાબેંગા કે યોગીમારા ગુફાઓની અનિયમિત રીતે કમાનદાર કરેલી છતના ખંડોમાં ગોઠવેલ, પીળા અને રાતા રંગમાં આલેખેલી માનવ આકૃતિઓની થોડી અનિયમિત હરોળોનું તથા એ જ રંગોમાં કરેલાં મોટા જળચર પ્રાણીઓનાં આલેખનોના પટ્ટાનું બનેલું છે.

→ આ ચિત્રોનો પૂરતો ભાગ રહેલો છે જે એવું દર્શાવે છે કે એ **"શુષ્કલેપ"** પર કરાયા હતા, ને કલાકારોને એનાં ગણનાપાત્રનું જ્ઞાન અને મહાવરો હતો.

→ આરંભિક ચિત્રની અમુક આછી નિશાનીઓ બેદસાની ચૈત્યગુફાની દીવાલો પર પણ મળી છે, પરંતુ તે પછીની ધોળાઈથી ઢંકાઈ ગયા છે. ચિત્ર પ્લાસ્ટરના સુંદર લેપ પર આલેખાયાં છે અને એને સરસ રીતે પૉલિશ કરેલા લેપ વડે સંસ્કાર્યા છે.

→ આરંભિક ચિત્રોમાં રૂપરેખાઓ પહેલાં પહોળા સપાટાઓમાં દોરાતીને વિગતો પછીથી ઉમેરવામાં આવતી. આ ચિત્રો માટે સ્થાનિક રીતે મળતાં કુદરતી માટી અને પથ્થરમાંથી ઘણાખરા રંગ બનતા, જેમાં જુદા-જુદા પ્રમાણમાં લાલ, લીલો, રાખોડિયો, બદામી, પીળો અને સફેદ મુખ્ય છે.

→ ગુજરાતમાં ભાવનગર જિલ્લાના ચમારડી ગામની ડુંગરમાળાની ગુફાઓમાંથી પ્રાગકાલીન ચિત્રોના છૂટાછવાયાં અવશેષો મળ્યા છે, જેમાં પશુઓની પીઠ તેમજ પૂંછડીની તૂટક રેખાઓ બારીક નજરે જોઈ શકાય છે.

### ગુજરાત શૈલી

→ ગુજરાત અને બાજુના પ્રદેશોની ભૌગોલિક સ્થિતિએ તેઓને ભારે આંતરરાષ્ટ્રીય વેપારના કેન્દ્ર બનાવ્યાં, જ્યાંથી

ઉત્તર ભારતના કેંદ્રભાગ તરફના ધોરીમાર્ગ માળવા અને રાજસ્થાનમાં થઈને જતા.

→ અંતર્દેશીય વેપાર મોટે ભાગે જૈનોના હાથમાં હતો, જે હંમેશા ભૂતકાલીન પરંપરાઓના ઉત્સાહી રક્ષક અને ધર્મ તથા કલાના મહાન આશ્રયદાતા રહયા હતા. તેઓના ઉપાશ્રયો, જૈનોના ભંડારો કે ગ્રંથાલયો અનિવાર્ય ઘટક હતા - ખાસ કરીને એક બાજુએ મારવાડના અને બીજી બાજુએ કાઠિયાવાડના, કલા પ્રવૃત્તિના મહત્વના કેન્દ્ર હતા.

→ અગિયારમી સદીથી 15મી સદીના મધ્યકાળ સુધીના અમદાવાદ, મારવાડ, માળવા, જૌનપુર, અવધ, પંજાબ, નેપાળ, પશ્ચિમ બંગાળ, ઓરિસ્સા અને મ્યાનમારથી ગુજરાત શૈલીના સચિત્ર તાડપત્ર-ગ્રંથો તથા કાગળની પોથીઓ પ્રાપ્ત થાય છે જેનાથી સાબિત થાય છે કે આનો પ્રભાવ ક્ષેત્ર કેટલો વિશાળ હતો.

→ ગુજરાતમાં તાડપત્રની સૌથી જૂની ઉપલબ્ધ પ્રત ઈ.સ.1182ની **"નીશીથ ચૂર્ણિની"** છે. આ પ્રતમાં ચિત્રિત આકૃતિઓ પરંપરિત પ્રકારની હોવા છતાં તેના સુશોભન, રંગાવટ અને રેખાંકનમાં લોકકલાની પરિપાટી દેખાય છે.

→ આ સિવાય સચિત્ર ગ્રંથોમાં કલ્પસૂત્ર, ઉત્તરાધ્યનસૂત્ર, કાલકાચાર્યકથા, અંગસૂત્ર જેવા જૈન ગ્રંથો ખંભાત, વડોદરા, અમદાવાદ, પાટણ, જેસલમેર તથા જયપુરના ભંડારોમાં સંગ્રહાયેલા છે.

→ બારમી સદીની ઉત્તરાધ્યન સૂત્રમાં ચિત્રિત લઘુચિત્રોની પરિપાટી શુદ્ધ લોકકલાની છે. આકૃતિ, રંગપૂરવાનો ઢંગ અને રેખાવટી સર્વમામ લૌકિક તત્વ દેખાય છે.

→ આ શૈલીથી તાડપત્ર, કાગળપોથી, ઓળીયાં વગેરે પર પુષ્કળ ચિત્રો જૈનાશ્રિત ગ્રંથોમાં થયાં હોવાથી આ ચિત્રપરિપાટીને **"જૈનશૈલી"** એવું અભિધાન મળ્યું. પરંતુ પાછળથી આ શૈલીના ચિત્રોમાં જૈનેત્તર વિષયોનો પણ સમાવેશ થયો હોવાને કારણે હવે તે જૈન શૈલી કહેવાતી નથી.

→ આ શૈલીથી રાજપૂત ચિત્રકળા શૈલીનો વિકાસ થયો હતો. આ શૈલીમાં રાગમાળાના પણ ચિત્રોનું ચિત્રાંકન કરવામાં આવ્યું છે. મુઘલ સમ્રાટ અકબરના સમયના ચિત્રો પણ આ શૈલીથી પ્રભાવિત હતા.

→ આ કળા શૈલીને પ્રકાશમાં લાવવાનો શ્રેય **"ડૉ. આનંદ કુમાર સ્વામી"** (1924) ને જાય છે.

## ★ ગુજરાતના ખ્યાતનામ ચિત્રકારો

### 1. કલાગુરૂ શ્રી રવિશંકર રાવળ (1892-1977)

→ ગુજરાતના કલાગુરુ તરીકે પ્રખ્યાત થયેલ શ્રી રવિશંકર રાવળનો જન્મ 1 ઓગસ્ટ, 1892ના રોજ ભાવનગરમાં રાવસાહેબ મહાશંકરને ત્યાં થયો હતો.

→ રવિશંકર રાવળને ચિત્રકલામાં ઊંડો રસ હતો પરંતુ ચિત્રકામ અંગેની સાચી દિશા તો એમને પ્રસિદ્ધ ચિત્રકાર રાજા રવિ વર્મા દ્વારા પ્રાપ્ત થઈ.

→ ઈ.સ.1907માં એમણે ભાવનગરમાં જ એક સ્વદેશી પ્રદર્શન જોયું, જેમાં મુંબઈની કલાશાળાના વિદ્યાર્થીઓના નમૂના મૂકેલા હતા. આથી રવિશંકરને મુંબઈ જવાની તીવ્ર ઈચ્છા થઈ ગઈ.

→ ઈ.સ.1910માં મુંબઈની સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટમાં કલાનો અભ્યાસ કર્યો અને 6 વર્ષની તનતોડ મહેનતથી ઈ.સ.1916માં ડિપ્લોમાની પરીક્ષામાં શ્રેષ્ઠ વિદ્યાર્થી તરીકેનો મેયો ચંદ્રક મેળવ્યો.

→ બોમ્બે આર્ટ સોસાયટીના પ્રદર્શનમાં તેમના **"બીલ્વમંગલ"** નામના શ્રેષ્ઠ ચિત્ર માટે સુવર્ણચંદ્રક પ્રાપ્ત થયો.

→ ગુજરાતી ભાષાના સૌપ્રથમ સચિત્ર માસિક **"વીસમી સદી"**ના તંત્રી હાજી મહંમદ અલ્લારખિયાએ તેમને ખૂબ ટેકો કર્યો અને પ્રોત્સાહન આપ્યું.

→ તેમણે અનેક સુંદર ચિત્રો, વ્યક્તિચિત્રો, પ્રસંગચિત્રો કરી ગુજરાતની કલાસમૃદ્ધિમાં બહુમૂલ્ય ઉમેરો કર્યો તેમજ સાંપ્રત સાંસ્કૃતિક ઘટનાઓમાં સહભાગી થઈ ઉલ્લેખનીય ફાળો આપ્યો.

→ ઈ.સ.1919માં તેઓ અમદાવાદ આવીને સ્થિર થયા. કલાસર્જનની સાથો-સાથ ઘરઆંગણે ગુરુકુલ શરૂ કરી કલાશિક્ષણ શરૂ કર્યુ અને **"ગુજરાત કલાસંઘ"** નામની સંસ્થાની સ્થાપના કરી.

→ રવિશંકર રાવળનું ઉલ્લેખનીય કાર્ય ઈ.સ.1924માં **"કુમાર"** માસિકની સ્થાપનાનું છે. કુમાર માસિકના પ્રકાશને ગુજરાતમાં કલાની પ્રવૃત્તિઓનો આરંભ કરવામાં તેમજ તેને ગતિશીલ કરવામાં ખૂબ મોટો ફાળો આપ્યો છે.

→ કલા અને સાહિત્યનો સમન્વય કરતું આવું સામયિક અપ્રતિમ હતું. સાહિત્યની ઊંડી સૂઝ ધરાવનાર કલાકારના જીવનનું ગુજરાતને આ એક ઉત્તમ અને બહુમૂલ્ય પ્રદાન હતું. શ્રી રવિશંકરે ચિત્રકાર તરીકે કલાજગતમાં જે ફાળો આપ્યો. છે તેનાથી પણ વિશેષ **"કુમાર"** નું પ્રકાશન કરીને આપ્યો છે.

→ ઈ.સ.1926માં અજન્તા જઈ ત્યાંના ગુફાચિત્રોની કલાશૈલીનો અભ્યાસ કરી તે પર **"અજન્તાના કલામંડપો"** નામનું સચિત્ર પુસ્તક પ્રકાશિત કર્યુ તે ઉપરાંત **"કલાચિંતન"**, **"કલાકારની સંસ્કારયાત્રા"** અને **"આત્મકથાનક"** નામના પુસ્તકો લખ્યાં છે.

→ કલાપ્રવૃત્તિઓ માટે તેમને દેશ-વિદેશનો પ્રવાસ ખેડયો હતો. 1930માં રણજિતરામ સુવર્ણચંદ્ર, 1965માં પદ્મશ્રી તેમજ 1970માં ભારતીય લલિતકલા અકાદમીએ **"ફેલો"** બનાવીને તેમનું બહુમાન કર્યુ હતું.

→ તેમના જાણીતા ચિત્રોમાં કૈલાસમાં રાત્રિ, હેમચંદ્રાચાર્ય, કૃષિ કન્યા વગેરે ખૂબ પ્રસિદ્ધિ પામ્યા છે.

→ તેમનું અવસાન 9 ડિસેમ્બર, 1977ના રોજ થયું હતું. તેમની સ્મૃતિમાં અમદાવાદમાં આવેલી આર્ટ ગેલેરીને **"શ્રી રવિશંકર રાવળ આર્ટ ગેલેરી"** નામ આપવામાં આવ્યું છે.

**2. <u>કનુ દેસાઈ (1907-1980)</u>**

→ ગુજરાતને કલાભિમુખ કરનાર કલાકાર કનુ દેસાઈનો જન્મ 12 માર્ચ, 1907ના રોજ અમદાવાદમાં થયો હતો.

→ કનુભાઈએ કલાગુરુ રવિશંકર રાવળ પાસે ચિત્રકલાની તાલીમ લીધી હતી અને વિદ્યાપીઠમાં તેમના શિક્ષક આચાર્ય કૃપલાણીએ કનુભાઈની પ્રતિભાને જોઈને તેમને શાંતિનિકેતનમાં કલાનો અભ્યાસ કરવા મોકળ્યા જ્યાઁ તેઓ રવીન્દ્રનાથ ટાગોર અને નંદલાલ બોસ જેવી વિશિષ્ટ પ્રતિભાના સંપર્કમાં આવ્યા.

→ તેમનો પ્રથમ ચિત્રસંપુટ **"સત્તર છાયાચિત્રો"** પ્રગટ થયો અને ત્યારબાદ લગભગ ત્રીસ જેટલાં આલબમો પ્રગટ થયા જેમાં દિવાળી અંકોના મુખપૃષ્ઠો, દિવાળી કાર્ડો, કેલેન્ડર ચિત્રો, અર્ધશિલ્પો વગેરે અનેક પ્રકારની કલાઅભિવ્યક્તિથી તેઓ ગુજરાતભરમાં છવાઈ ગયા.

→ તેમને ઈ.સ.1938માં રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત થયો. તેમને મુંબઈથી **"પૂર્ણિમા"** ના કલાનિર્દેશન માટે આમંત્રણ મળ્યું.

→ તેમની નોંધપાત્ર બાબત એ છે તેમણે ગાંધીજીની દાંડીયાત્રા સાથે રહીને દાંડીયાત્રાનું આખું આલબમ બનાવ્યું હતું. જે વિશ્વપ્રસિદ્ધ બન્યું હતું.

→ તેમને **"કલ્કિ"** દક્ષિણનું પ્રસિદ્ધ સામયિકમાં પણ કામ કર્યુ અને પોતાના ચિત્રો પ્રગટ કર્યા. ઈ.સ.1953માં વી. શાંતારામે એમના પ્રથમ રંગીન ચિત્ર **"ઝનક-ઝનક પાયલ બાજે"**નું કલાનિર્દેશન કનુભાઈને સોંપ્યુ, જે ખૂબ સફળ થયું.

→ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસનું અધિવેશન ભાવનગરમાં યોજાયું હતું જેમાં કનુભાઈએ **"ગુજરાત દર્શન"** કરાવ્યું હતું.

→ ઈ.સ. 1969માં ગાંધીજન્મ શતાબ્દી સમયે ગાંધીજીની જીવનકથા વર્ણવતી સોળ સોળ ડબ્બાની બે આખી ટ્રેનો એમણે સુશોભિત કરી આપી હતી.

→ કનુ દેસાઈએ ચિત્રકલામાં પોતાની મૌલિક શૈલી ઉપસાવી હતી, તેમાંની એક શૈલી છાયાચિત્રો છે.

→ કનુ દેસાઈનું અવસાન 8 ડિસેમ્બર, 1980ના રોજ થયું હતું.

**3. <u>શ્રી સોમાલાલ શાહ (1905-1994)</u>**

→ શ્રી સોમાલાલ શાહનો જન્મ 14 ફેબ્રુઆરી, 1905ના રોજ ખેડા જિલ્લાના કપડવંજમાં થયો હતો.

→ તેમણે પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ વતનમાં લીધા બાદ રવિશંકર રાવળના માર્ગદર્શને મુંબઈની સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટસમાં કલાનો અભ્યાસ કર્યો ત્યારબાદ વડોદરામાં શ્રી પ્રમોદકુમાર ચેટરજી તેમજ કોલકાતાની શાંતિનિકેતનમાં રવીન્દ્રનાથ ટાગોરના સાનિધ્યમાં કલાનું વિશેષ શિક્ષણ મેળવ્યું.

→ તેઓ ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં ચિત્ર શિક્ષક તરીકે જોડાયા અને નિવૃત્ત થતાં સુધી તેમણે સેવાઓ આપી.

→ તેમણે અત્યંત મીઠા રંગોનો ઉપયોગ કરીને સૌરાષ્ટ્ર ગુજરાતનું ગ્રામ્યજીવન પોતાની શૈલીમાં આલેખ્યું છે. તેમનાં ચિત્રોના વિષયોમાં મુખ્યત્વે ગુજરાતનું લોકજીવન, પૌરાણિક-ઐતિહાસિક વિષયો વગેરે લઈને સંખ્યાબંધ ચિત્રો કર્યા.

→ ઈ.સ.1926માં ગુજરાત સાહિત્ય પરિષદે સુવર્ણચંદ્રક, 1949માં રણજિતરામ સુવર્ણચંદ્રક, 1968માં ગુજરાત રાજ્ય લલિત કલા અકાદમીએ ગૌરવ પુરસ્કાર એમ અનેક પુરસ્કાર મળ્યા હતા.

→ ભાવનગરના નરેશ માટે તૈયાર કરેલ પક્ષીચિત્રોનો સંપુટ તેમની સિદ્ધિ છે. તેમના પ્રખ્યાત ચિત્રોમાં યક્ષકાન્તા, ગોવાલણો, વીણાનો મૃગ, ભયગ્રસ્ત હરણાં, મારગને કાંઠે વગેરે છે.

→ તેમનું અવસાન 12 નવેમ્બર, 1994ના રોજ થયું હતું.

**4. <u>શ્રી છગનલાલ જાદવ (1903-1987)</u>**

→ શ્રી છગનલાલ જાદવનો જન્મ 22 ફેબ્રુઆરી, 1903ના રોજ અમદાવાદના નવાવાડજ વિસ્તારના હરિજન કુટુંબમાં થયો હતો.

→ તેમણે ગુજરાત વિદ્યાપીઠની રાત્રિશાળામાં અભ્યાસ કરી ત્યાં જ ચિત્રશિક્ષક તરીકે જોડાયા. ગુજરાતી ચિત્રકાર કનુ દેસાઈના છાયાચિત્રોના પ્રભાવે ચિત્રસર્જનની શરૂઆત કરી ત્યારબાદ કલાગુરુ રવિશંકર રાવળ પાસે ચિત્રકાર્યની દીક્ષા લીધી. પાછળથી ચિત્રકલાના ઉચ્ચ અભ્યાસ માટે ઈન્દોર અને લખનૌ ગયા. આ સમયગાળા દરમિયાન સુપ્રસિદ્ધ કલાકાર નારાયણ શ્રીધર બેન્દ્રેના સંપર્કમાં આવ્યા.

→ ઈ.સ.1944માં છગનભાઈએ હિમાલય યાત્રા આરંભી અને આ યાત્રા દરમિયાન નિસર્ગ ચિત્રો **“લેન્ડ સ્કેપ્સ”** કર્યા. તેમને આધુનિક કલા મોર્ડન આર્ટના ચિત્રસર્જનો, અવનવા પ્રયોગો સાથે કર્યા.

→ કોઈક વિરલ ક્ષણે તેમને ઈશ્વરદર્શનની ઝંખના જાગતા ઈ.સ.1947માં પોંડિચેરી ગયા અને શ્રી અરવિંદ અને માતાજીના પરમ ભકત બન્યાં. હવે તેમના ચિત્ર સર્જનમાં આધ્યાત્મ ભાવના ચિત્રોનું સર્જન થયું.

→ તેઓ ગુજરાત લલિત કલા અકાદમીના ઉપાધ્યક્ષ પદે પણ રહયા હતા અને લગભગ 20 જેટલા વૈયક્તિક ચિત્રપ્રદર્શનો યોજયાં હતા. તેમના ચિત્રોમાં વસંતવૈભવ, બે બહેનો, ભારતની અન્નપૂર્ણા-ધી મધર્સ, સમર્પણ મુખ્ય છે.

→ તેમણે પોતાના આયુષ્યકાળના લગભગ 6-6 દાયકા સુધી સંખ્યાબંધ સર્જનો કર્યા હતા અને ઈ.સ.1987માં તેમનું અવસાન થયું હતું.

**5. <u>શ્રી રસિકલાલ પરીખ (1910-1982)</u>**

→ શ્રી રસિકલાલ પરીખનો જન્મ રાજપીપળા જિલ્લાના વાલિયા ગામે 16 મે, 1910ના રોજ થયો હતો.

→ રસિકભાઈએ નાનપણથી ચિત્રકલામાં ઊંડો રસ હતો. તેમને કલાગુરુ રવિશંકર રાવળ પાસેથી ચિત્રકલા શીખવાની તક મળી અને તેઓ **“ગુજરાત કલાસંઘ ચિત્રશાળા”** માં ઈ.સ.1926માં જોડાઈ ગયા.

→ રવિશંકર રાવળ પાસેથી અભ્યાસ પૂર્ણ કરી તેઓ મદ્રાસના સરકારી કલાશાળાના આચાર્ય દેવીપ્રસાદ રાયચૌધરી પાસે ઉચ્ચ અભ્યાસ માટે ગયા. ત્યારબાદ મુંબઈની સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટમાંથી શ્રી જગન્નાથ અહિવાસી પાસેથી કલા શિક્ષણ મેળવ્યું. આમ, રસિકભાઈએ તે સમયના પ્રખ્યાત ગુરુઓ પાસેથી કલાની તાલીમ મેળવી હતી.

→ અમદાવાદ આવીને તેઓ શેઠ સી. એન. કોલેજ ઑફ ફાઈન આર્ટ્સના સ્થાપક આચાર્ય બન્યા.

→ તેમને 1935માં રણજિતરામ સુવર્ણચંદ્રક, 1936માં બોમ્બે આર્ટ સોસાયટી તરફથી સુવર્ણચંદ્રક અને 1971માં ગુજરાત સરકારે તામ્રપત્રથી સન્માનિત કર્યા.

→ તેમના પ્રખ્યાત ચિત્રોમાં દેવદાસી, ઢીંગલી, ગરીબોનું સ્વર્ગ, ઘરનો પોપટ, ઝરૂખો વગેરે છે. તેમણે પાઠ્ય પુસ્તકોમાં પણ સેંકડોની સંખ્યામાં ચિત્રો કર્યા છે.

→ તેમનું અવસાન 23 જૂન, 1982ના રોજ થયું હતું.

**6. <u>શ્રી ખોડીદાસ પરમાર (1930-2004)</u>**

→ શ્રી ખોડીદાસ ભાયાભાઈ પરમારનો જન્મ ભાવનગરમાં 31 જુલાઈ, 1930ના રોજ થયો હતો.

→ ગુજરાતી તેમજ સંસ્કૃતમાં એમ. એ.ની પદવી પ્રાપ્ત કરી લોકસાહિત્યમાં રસ પડવાથી તેનો ઊંડો અભ્યાસ કર્યો અને તેમાં જ પી.એચ.ડી. પણ થયા.

→ શ્રી સોમાલાલ શાહ પાસેથી કલાશિક્ષણની તાલીમ લીધી. ચિત્રકલામાં સામાન્ય માર્ગ પકડવા કરતાં એમણે જુદો જ ચીલો પાડ્યો. પોતાની પૂર્ણ નિષ્ઠા અને કૌશલથી લોકશૈલીની ચિત્રકલા પર હાથ અજમાવી તેમણે ખૂબ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી.

→ તેમના ચિત્રોનો વિષય સૌરાષ્ટ્ર-કચ્છમાં જીવાતાં લોકજીવન અને લૌકિક કલાકારી તેમનો પ્રેરણાસ્રોત રહયો. તેમજ લગ્ન, ફૂલેકું, રાંદલ, ગોપજીવન, મેળા, રામકથા, કૃષ્ણલીલા અને કાલિદાસની રચનાઓનાં પાત્રો મુખ્ય રહયા છે.

→ દેશભરનાં મ્યુઝિયમ અને આર્ટ ગેલેરીમાં તેમનાં ચિત્રો સંગ્રહાયેલા છે. જૂનાં મૂલ્યવાન ચિત્રોની જાળવણી

કરવાનો કસબ તેમને સિદ્ધહસ્ત છે. આ દિશામાં પણ તેમણે ઘણું કામ કર્યું છે.

→ તેમને દિલ્હીનો નેશનલ એવોર્ડ, એકેડમી ઑફ ફાઈન આર્ટ્સ એન્ડ ક્રાફ્ટ્સ સોસાયટી-નવી દિલ્હીના આઠ એવોર્ડ, ઉજ્જૈનના સાત પારિતોષિક તેમજ રાજ્યમાંથી અનેક પુરસ્કારો પ્રાપ્ત થયા.

→ લોકશૈલીમાં ચિત્રકલા કરનાર ખોડીદાસ પરમાર અગ્રણી ગણાય છે. તેમણે લોકકલા અને લોક સાહિત્યનો અભ્યાસ કરી 18 પુસ્તકો લખ્યાં છે તેમણે **"ધરતીના ચિત્રકાર"** નામના પુસ્તકમાં પોતાના સંસ્મરણો લખ્યાં છે.

→ તેમનું અવસાન 31 માર્ચ, 2004ના રોજ થયું હતું.

**7. <u>શ્રી બંસીલાલ વર્મા "ચકોર" (1917-2003)</u>**

→ શ્રી બંસીલાલ વર્માનો જન્મ 23 નવેમ્બર, 1917ના રોજ ઉત્તર ગુજરાતના તારંગાહિલ પાસેના ચોટિયા ગામે થયો હતા.

→ કાર્ટૂનિસ્ટ તરીકે પ્રખ્યાત બંસીભાઈ, તેમના ઉપનામ **"ચકોર"**ના નામે સવિશેષ જાણીતા છે.

→ ઈ.સ.1933માં અમદાવાદ આવ્યા અને કલાગુરુ રવિશંકર રાવળને ત્યૉ ચિત્ર-સાધના આરંભી. શંકરલાલ બેન્કર અને ગુલઝારીલાલ નંદાના આગ્રહથી કોંગ્રેસના લખનૌ અધિવેશનમાં ચિત્રકાર તરીકે સેવાઓ આપી.

→ ઈ.સ.1937માં કક્કલભાઈ કોઠારીના **"નવ સૌરાષ્ટ્ર"** નામના માસિકમાં જોડાઈને તેમણે ગુજરાતના અખબારી જગતમાં કટાક્ષ ચિત્રોનો પાયો નાખ્યો અને પછી તો તેમના સર્જન, સિદ્ધિ અને પ્રસિદ્ધિની અવિરત યાત્રા શરૂ થઈ.

→ 1942 થી 1945 સુધી ભારત છોડો આંદોલનમાં કટાક્ષ ચિત્રો દોરી દેશ સેવા કરી હતી. ઈ.સ.1948માં મુંબઈમાં જન્મભૂમિ, જનશક્તિ અને હિન્દુસ્તાન પત્રોમાં કાર્ટુનો દ્વારા રાજકારણીઓ અને સમાજવિરોધી તત્વોને હલાવી મૂકયા.

→ તેમણે ઈ.સ.1944માં ગુજરાત વિઝ્યુઅલ આર્ટિસ્ટ એસોસિયેશનની સ્થાપના કરી હતી.

→ કાર્ટુનકલામાં અનન્ય સિદ્ધિ પ્રાપ્ત કરી 1978માં અમદાવાદ આવી **"સંદેશ"** સમાચારપત્રમાં કાર્ટુનિસ્ટ તરીકે સેવા બજાવી.

→ બંસીભાઈને તેમના કાર્ટુનો માટે અનેક સંસ્થાઓ દ્વારા અનેક પ્રકારના પારિતોષિક આવ્યા છે. પરંતુ મુંબઈમાં **"ફ્રી પ્રેસ જર્નલ"** સમાચારપત્રમાં પ્રગટ થયેલું **"ડ્રેગન કમ્સ ટુ યુનો"** નામના કાર્ટુન માટે મોન્ટ્રીયલ (કેનેડા)ના કાર્ટુન પ્રદર્શનમાં મળેલું પારિતોષિક યશકલગી સમાન છે.

→ કાર્ટુન ઉપરાંત તેમણે પુસ્તકો-સામયિકો માટે હજારો પ્રસંગચિત્રો પણ કર્યા છે. **"નમસ્તે કરતી સ્ત્રી"** નું રેખાચિત્ર તેમનાં ચિત્રોમાં ખૂબ જ જાણીતું ચિત્ર છે.

→ મૌલિક વિચાર, વેધક કટાક્ષ, અને ધારદાર પીંછીના સ્વામી એવા બંસીભાઈ ચકોરનું અવસાન 8 (આઠ) સપ્ટેમ્બર, 2003ના રોજ થયું હતું.

**8. <u>અન્ય ચિત્રકારોના નામ</u>**

(1) બાલકૃષ્ણ પટેલ (2) વાસુદેવ સ્માર્ત
(3) જેરામ પટેલ (4) પિરાજી સાગરા
(5) કનૈયાલાલ યાદવ (6) હકુભાઈ શાહ
(7) જ્યોતિ માનાભાઈ ભટ્ટ (8) ભૂપેન ખખ્ખર
(9) ભાનુભાઈ શાહ (10) ગુલામ મોહમ્મદ શેખ
(11) વૃંદાવન સોલંકી (12) અમિત અંબાલાલ
(13) રવિશંકર પંડિત (14) ચંદ્ર ત્રિવેદી
(15) શિવ પંડ્યા (16) કાંતિભાઈ પટેલ
(17) રતિલાલ કાંસોદરિયા (18) શ્રી શ્યાવક્ષ ચાવડા
(19) મગનલાલ ત્રિવેદી (20) જશુભાઈ નાયક
(21) નટુભાઈ પરીખ (22) [illegible]

**4 <u>ગુજરાતના પ્રમુખ ધાર્મિક સ્થળો</u>**

★★★★★

→ ધર્મમાં આસ્થા એ એવો દીવો છે જે અંધકારને વિખેરી તો નાંખે છે સાથે જ્ઞાનનું અજવાળું ફેલાવે છે. ભારત અને ગુજરાતમાં ધાર્મિક પ્રવાસનનો વ્યાપ ઘણો છે. તેનું મુખ્ય કારણ સર્વધર્મો અને સંપ્રદાયને એકબીજા પ્રત્યે સદભાવના, પ્રેમભાવ, સહિષ્ણુતા અને એકતા છે.

→ ભારતમાં અને ગુજરાતમાં હિન્દુ ધર્મ, જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, ઈસ્લામ ધર્મ, ખ્રિસ્તી, પારસી, સિંધી ઉપરાંત અન્ય ઘણા ધર્મો અને સંપ્રદાય પ્રત્યે શ્રદ્ધા ધરાવતો મોટો વર્ગ પથરાયેલો છે.

→ પૌરાણિક સમયથી ભારત મંદિરોની ભૂમિ રહી છે. મંદિરો બંધાવવા કે એનો જીર્ણોદ્ધાર કરાવવો એ પુણ્યપ્રદ કાર્ય ગણાતું હોવાથી રાજાઓ અને શ્રીમંતો મંદિર બંધાવવામાં અને એનો જીર્ણોદ્ધાર કરાવવામાં ઘણું ધન ખર્ચતા.

→ મંદિરોનું સ્વરૂપ તપાસતાં પહેલા ભારતીય મંદિરનું સામાન્ય સ્વરૂપ જાણવું ઈષ્ટ છે.

**(1) <u>ગર્ભગૃહ</u> :**

ગર્ભગૃહ મુખ્યત્વે એક નાનો અને અંધકારયુક્ત ઓરડો હોય છે, જેમાં મંદિરની પ્રતિમાને સ્થાપિત કરવામાં આવે છે. સામાન્યતઃ ચાર ખૂણા ધરાવતો આ ભાગ મોટે ભાગે લંબચોરસ હોય છે. ગુજરાતમાં તેને **"ગભારો"** કહે છે.

(2) **મંડપ :**

આ સ્થાપત્ય સ્તંભો ઉપર રચાયેલ મોટો હોલ અથવા મંદિરના મુખ્ય દ્વારની સામે રચવામાં આવેલ એક વિશાળ વિસ્તાર છે. અહીં ભાવિક ભકતો એકત્રિત થઈને, કતારમાં રહી મંદિરના ગર્ભગૃહ તરફ ક્રમશઃ જાય છે.

(3) **અંતરાલ :**

ઘણીવાર ગર્ભગૃહ અને મંડપને જોડતો અર્ધમંડપ કરવામાં આવે છે તેને **"અંતરાલ"** કહે છે.

(4) **પ્રદક્ષિણા પથ :**

ગર્ભગૃહને ફરતા પ્રદક્ષિણાના માર્ગને **"પ્રદક્ષિણાપથ"** કહે છે.

(5) **ગોપુરમ :**

ગોપુરમ દક્ષિણ ભારતના મંદિરોનું પ્રવેશદ્વાર છે. ગોપુરમનું સ્થાપત્ય ઉપરથી અર્ધગોળાકાર હોય છે. ગોપુરમને મજબૂત બનાવવા માટે તેના નીચેના બે માળને ઊર્ધ્વાકાર બનાવવામાં આવે છે.

(6) **શિખર :**

ગર્ભગૃહના સૌથી ઊંચાણવાળા બાહ્ય ભાગ ઉપર અણીદાર બનાવવામાં આવેલી આકૃતિને **"શિખર"** કહે છે. આવા શિખરોને પીત્તળ કે સોનાથી મઢવામાં આવે છે.

(7) **વિમાન :**

વિમાન મંદિરનો જ એક ભાગ છે, જે વર્ગાકાર અથવા ઢોળાવ આકારમાં રચવામાં આવે છે. તે ઘણા માળ સાથે પિરામિડ જેવા હોય છે અને ઉપરનો ભાગ શિખર (ટોચ) તરફ જાય છે.

(8) **મુખમંડપ :**

મંદિરના ગર્ભગૃહ અને મંડપની હરોળમાં મંડપની સમ્મુખ કરેલ સ્તંભયુક્ત નાની ચોકીને **"મુખમંડપ"** કહે છે.

(9) **પીઠ :**

મંદિરના ઊર્ધ્વમાનમાં મંદિર જે ઓટલા પર ઊભું હોય તેને **"પીઠ"** કહે છે.

(10) **મંડોવર :**

ગર્ભગૃહની દીવાલને **"મંડોવર"** કહેવામાં આવે છે.

→ **પંચાયતન મંદિર :**

કેટલાંક મોટાં મંદિરોમાં મુખ્ય મંદિરને ફરતાં ચાર ખૂણે ચાર નાના મંદિર હોય છે. આ પ્રકારના મંદિરને **"પંચાયતન મંદિર"** કહે છે. એમાં ગણેશ, શિવ, શક્તિ, વિષ્ણુ અને સૂર્ય એ પૉંચ દેવતાઓમાંથી ઈષ્ટ દેવતાને વચલા મુખ્ય મંદિરમાં અને બાકીના ચાર દેવતાઓને બાજુના નાના મંદિરોમાં પધરાવવામાં આવે છે.

## ★ ગુજરાતના પ્રમુખ મંદિરો

### 1. અક્ષરધામ મંદિર

→ ગુજરાતના પાટનગર ગાંધીનગરમાં સ્વામીનારાયણ સંપ્રદાયનું આ અક્ષરધામ મંદિર આવેલું છે. આ અક્ષરધામ મંદિર ગુજરાતના હિન્દૂ મંદિરોમાંનું સૌથી વિશાળ મંદિર છે. જેમાં કળા, સ્થાપત્ય, શિક્ષણ પ્રદર્શન અને સંશોધનકાર્ય જેવી પ્રવૃત્તિઓ એક છત નીચે જોવા મળે છે.

→ 23 એકરના વિશાળ વિસ્તારમાં અક્ષરધામ સંકુલ આવેલું છે જે રાજસ્થાની ગુલાબી પથ્થરોમાંથી નિર્માણ પામેલું છે. 6 વર્ષના સમયગાળામાં બંધાયેલુ આ મંદિર 108 ફૂટ ઊંચું 240 ફૂટ લાબું અને 131 ફૂટ પહોળું છે જેમાં 6000 ટન પથ્થરો નિર્માણકાર્યમાં વપરાયેલા છે.

→ વાસ્તુશાસ્ત્રના ઉચ્ચતમ ધોરણોની જાળવણી સાથે આધુનિક હિંદુત્વના સીમાચિહ્ન સ્વરૂપ અક્ષરધામના નિર્માણમાં લોખંડનો ઉપયોગ નહિવત્ કરાયેલો છે. અક્ષરધામ એક જ શિલામાંથી બનાવેલાં અંદાજીત 210 કલાત્મક થાંભલા, 57 જેટલા બેનમૂન બારીઓ, ઘુમ્મટો અને આઠ જેટલા નકશીકામની ભરપૂર ઝરૂખાથી શોભી રહયું છે.

→ અત્યંત આકર્ષક, કલામય સ્થાપત્ય શૈલીથી બંધાયેલા આ મંદિરમાં સાત ફૂટથીય ઊંચી ભગવાન સ્વામીનારાયણની પ્રતિમા છે. ભગવાન સ્વામિનારાયણની અંદાજીત 9.2 ટનની આ ભવ્ય મૂર્તિ સોનાના ઢોળ ચઢાવી ગર્ભગૃહમાં સ્થાપિત કરેલી છે. ઉચ્ચ આસન પર બિરાજમાન ભગવાન સ્વામિનારાયણ તેમના જમણા હાથની અભય મુદ્રા સાથેનું તેમનું સ્વરૂપ અલૌકિક છે. તેમની જમણી બાજુ સ્વામી ગુણાતીતાનંદ અને ડાબી બાજુ સ્વામી ગોપાલાનંદ વંદન-અર્ચન કરતા દ્રશ્યમાન થાય છે.

→ બોચાસણવાસી અક્ષર પુરુષોત્તમ સંસ્થાએ **"અક્ષરધામ"** નું નિર્માણ કર્યુ. અક્ષરધામમાં નીચે આવેલા વિશાળ ભોંયરામાં ભવ્ય ઈતિહાસ ધરાવતા સનાતન ધર્મને

ઊજાગર કરતું સ્થાપત્ય અને જીવન-પ્રેરણાદાયી ધ્વનિ અને પ્રકાશ આયોજનના માધ્યમ દ્વારા મુલાકાતીઓને દિવ્યજીવનની અનુભૂતિ થાય છે.

→ આમાં ભગવાન સ્વામિનાયારણના જીવનના-તેમની તપશ્ચર્યાના -તેમની દિવ્ય અનુભૂતિના ચમત્કારિક પ્રસંગો મૂર્તિમંત કરવામાં આવ્યા છે. આ ઉપરાંત આપણા ધાર્મિકગ્રંથો રામાયણ-મહાભારતના પ્રસંગો જેવા કે સીતાહરણ, શ્રવણની માતૃ-પિતૃ ભક્તિ, પંપાસરોવર ખાતે શ્રીરામની વાટ જોતી ભીલ નારી શબરી, હસ્તિનાપુરના મહેલમાં પાંડવોની ચોપાટની રમતમાં કૌરવો સાથેની પાંડવોની હાર, કૌરવોની સભામાં દ્રૌપદીના ચિરહરણના પ્રસંગો વગેરેની રજૂઆત જીવંત અને વાસ્તવિકતાની પ્રતિતિ કરાવે છે જે મુલાકાતીઓના હૃદયને સ્પર્શી જાય છે. આ ઉપરાંત નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, તુલસીદાસ, કબીર, સુરદાસ, જયદેવ, તુકારામ જેવા અનેક ભક્તકવિઓની પ્રતિમાઓ પણ છે.

## 2. <u>ગિરનાર</u>

→ ગુજરાતના જૂનાગઢ જિલ્લામાં આવેલો પર્વત ગિરનાર હિન્દુ અને જૈન ધર્મનું પવિત્ર સ્થલ ગણાય છે. લગભગ 3650 ફૂટની ઊંચાઈ ધરાવતા આ ઐતિહાસિક અને ધાર્મિક ગૌરવવાળા પર્વત સાથે વૈદિક અને પૌરાણિક કથાઓ જોડાયેલી છે.

→ ગિરનાર જુદા-જુદા સમયમાં જુદા-જુદા નામે પ્રચલિત હતો. સૌપ્રથમ તે ઉજ્જયંત, મણીપુર, ચંદ્રકેતુપુર, રૈવતકનગર, પુરાતનપુર, ગિરિવર અને ગિરનાર એમ અલગ-અલગ નામોથી ઓળખાતો. જૈન ધર્મ તેને નેમિનાથ પર્વત તરીકે ઓળખે છે.

→ આ પર્વત સાથે ભગવાન કૃષ્ણના પ્રસંગો પણ જોડાયેલા છે. ભગવાન શ્રીકૃષ્ણના સમયમાં અહીં જ આહીર લોકોનો મેળો ભરાતો. શ્રીકૃષ્ણ-બલરામ પણ તેમાં આવેલા. અર્જુન સાધુવેશે આવીને આ મેળામાંથી જ શ્રીકૃષ્ણની બહેન સુભદ્રાનું હરણ કરી ગયેલો. આ મેળો હજુ પણ ભરાય છે જે ભવનાથના મેળા તરીકે પ્રખ્યાત છે.

→ આ પર્વતના શિખરે પહોંચવા માટે યાત્રાળુઓએ 9999 પગથિયાં ચઢવા પડે છે. અહીં પૉચ ધાર્મિક મહત્વ ધરાવતા આસ્થાના સ્થાનકો આવેલા છે. જેમાં મા અંબાજીનું મંદિર, ગોરખનાથની ટૂક (ગુફા), ઔગઢનું સ્થાનક, ગુરુ દત્તાત્રેયની ટૂંક અને માતા કાલકાની ગોખ.

→ આ હિન્દૂ મંદિરોની આસપાસ જૈન ધર્મના મુખ્ય પાંચ દેરાસરો પણ આવેલાં છે. જૈન ધર્મના 22માં તીર્થંકર ભગવાન નેમિનાથનું દેરાસર આવેલું છે જે 12મી સદીમાં બાંધવામાં આવ્યું હતું. તેમની મૂર્તિ કાળા આરસપહાણના પથ્થરમાંથી બનાવાઈ છે અને તેમના નેત્રો કિંમતી રત્નથી બનાવાયા છે. આ ઉપરાંત અન્ય ચાર ભવ્ય જૈન દેરાસરો જે સુંદર આરસપહાણથી વસ્તુપાળ-તેજપાળે બંધાવેલાં છે. આમ, અહીંનું સમગ્ર સંકુલ સ્થાપત્ય કળાના નમૂનાથી ભરપૂર છે.

→ ગિરનારની લીલી પરિક્રમા વિશ્વભરમાં પ્રખ્યાત છે. ગિરનારની પરિક્રમા માટે પરોઢિયાનો સમય ઉત્તમ રહે છે. ભગવાન દત્તાત્રેયની ટૂંક ગિરનારના પરિક્રમાના માર્ગની વચ્ચે છે. ભગવાન શિવજીનું ભવનાથ મંદિર પરિક્રમાના માર્ગમાં પહેલું આવેલું છે. ત્યારપછી રાજા ભર્તૃહરિની ગુફા, સોરઠ મહલ, ભીમકુંડ અને અન્ય મહત્વના સ્થાનકો પરિક્રમાના માર્ગે આવેલાં છે. ગિરનાર પર્વતીય ક્ષેત્રમાંથી એકત્રિત થયેલું પાણી ગૌ-મુખી કુંડમાં એકઠું થાય છે.

## 3. <u>અંબાજી</u>

→ ભારતમાં આવેલાં 51 શક્તિપીઠોમાંથી અંબાજીનું મંદિર એક શક્તિપીઠ છે. ગુજરાતની ઉત્તર સરહદે, અરવલ્લીની હારમાળાના સર્વોત્તુંગ શિખર અર્બુદગિરિ-આબુની બાજુનો ડુંગર આરાસુર. એ ડુંગર પર માતાજીનું મહિમાવંત સ્થાનક એટલે અંબાજી.

→ મા અંબાજીના મંદિરમાં **"માતા"**ના પ્રાગટ્ય વિશે હજુ કોઈ જાણી શક્યું નથી. **"મા"** ના સ્વરૂપનું મંદિર ગબ્બર પર્વતની ટોચ પર આવેલું છે. અહીં **"મા"** નું સ્વરૂપ મૂર્તિ સ્વરૂપે નથી પરંતુ તેમનું સ્વરૂપ વિશાયંત્ર-ત્રિકોણાકાર છે જેની મધ્યમાં **"શ્રી"**ની આંગળીઓ પ્રતીકરૂપે દૃશ્યમાન થાય છે.

→ વર્ષાઋતુ પછીના સમયગાળા દરમિયાન ખેતીકામથી નવરાશના સમયગાળામાં ખેડૂત અને કૃષિ સંબંધિત વ્યાપાર - ધંધા સાથે જોડાયેલો મોટો વર્ગ **"મા અંબા"** ના દર્શને આવે છે. જેમાં બ્રાહ્મણ, વણિક, પટેલ, પરમાર જેવી અનેક કોમો ઉપરાંત જૈનો પણ અંબાજીને ભજે, બાધાઓ રાખે, યાત્રાએ આવે.

→ અંબાજી ખાતે ભાદરવી પૂનમે વર્ષનો મોટામાં મોટો ઉત્સવ મેળાનું આયોજન થાય છે. જે એક સપ્તાહ સુધી ચાલે

છે. આ ભાદરવી પૂનમના અંબાજી ખાતે યોજાતા મેળામાં અંદાજે 25 લાખ શ્રદ્ધાળુ **''માતા''** ના દર્શનાર્થે આવે છે.

→ ભાદરવી પૂનમે અંબાજી આવવા માટે રાજ્યના દરેક સ્થળોએથી ભક્તોના નાના-મોટા સંઘો નીકળે છે. આ સંઘોમાં અબાલ-વૃદ્ધ, યુવાન, કિશોર-કિશોરીઓ ઉમંગભેર અને ભક્તિભાવપૂર્વક પગપાળા અંબાજી આવે છે. રસ્તામાં સંઘોની આગતા-સ્વાગતા ખૂબ જ આદરપૂર્વક અને ભક્તિપૂર્વક કરાય છે તેમને જમવાની સગવડ તથા આરામ કરવા માટેની સગવડો વિનામૂલ્યે સામાજિક સેવાભાવી મંડળો-વ્યક્તિઓ કરે છે.

→ સમી સાંજે અંબાજી ખાતે ભવાઈ, લોકકથા, ડાયરો તથા ગરબાનું આયોજન થાય છે. ભક્તો દુર્ગા સપ્તશતીના પાઠનું વાંચન કરે છે. આમ, ભાદરવી પૂનમનો ઉત્સવ ગુજરાતનો સૌથી મોટો ઉત્સવ બની રહે છે.

→ અંબાજી મંદિરમાં વર્ષ દરમિયાન ઉજવાતા મહત્વના પ્રસંગો -

| | | |
|---|---|---|
| (1) | કારતત સુદ એકમ | - નવા વર્ષ નિમિત્તે અન્નકૂટનું આયોજન મંદિરના ટ્રસ્ટ દ્વારા કરાય છે. |
| (2) | પૌષ સુદ પૂનમ | - મા અંબાજીનો જન્મોત્સવ |
| (3) | ચૈત્રી નવરાત્રી | - જય અંબે માતાની અખંડ ધૂનનું આયોજન |
| (4) | શ્રાવણ વદ 13 થી અમાસ | - યજ્ઞ, હવન અને અન્નકૂટનું આયોજન |
| (5) | ભાદરવી પૂનમ | - વર્ષનો સૌથી મોટો મેળો |
| (6) | આસો નવરાત્રી | - ચાચરના ચોકમાં નવ દિવસીય ગરબા તેમજ આઠમે યજ્ઞનું આયોજન |

## 4. પાલિતાણા

→ ગુજરાતના ભાવનગર જિલ્લામાં ભાવનગર શહેરથી લગભગ 60 કિમી. દૂર શૈત્રુંજય પર્વતના રમણીય અને કુદરતી સૌંદર્યથી આચ્છાદિત વિસ્તારમાં જૈન ધર્મની આસ્થાનું સ્થાનક અને ભારતખ્યાત મહાતીર્થ **''પાલિતાણા''** આવેલું છે.

→ 600 મીટર ઊંચી શેત્રુંજય પર્વતમાળા પરના 863 જેટલા ભવ્ય અને નયનોને રોમાંચિત કરે તેવા દેરાસરો આવેલાં છે. સ્થાપત્ય અને શિલ્પકળાની બેનમૂન કલા કારીગરી દરેક દિવાલો-છત અને ખંડોમાં ઊભરી આવે છે.

→ પાલિતાણા અદ્વિતીય કળા વૈભવ અને આસ્થાના સ્થાનક સમું છે જે અગણિત જૈનો અને શ્રદ્ધાળુ-યાત્રીકોને પોતાના તરફ આકર્ષે છે.

→ પાલિતાણાના ભવ્ય દેરાસરની શ્રૃંખલાના નિર્માણ કાર્યની શરૂઆત મુર્શિદાબાદના રહેવાસી બાબુ ધનવંતસિંહ દ્વારા કરવામાં આવી. ત્યારબાદ 13મી સદીના સમયગાળામાં વસ્તુપાળ-તેજપાળ દ્વારા આ પર્વત પર દેરાસરોની શ્રૃંખલાનું નિર્માણ કાર્ય શરૂ થયું હતું. નવ-નવ પેઢી સુધી ચાલેલું આ મંદિર સમૂહનું બાંધકામ મનુષ્યની શ્રદ્ધા, પરંપરા તેમ જ મહાજનોના સમાજમાં પ્રદાનની એક મહાગાથા છે.

→ પાલિતાણાને **''મંદિરોનું શહેર''** પણ કહેવાય છે. આધુનિક **''સમયવસરણ''** મંદિર અહીંજ આવેલું છે.

→ શૈત્રુંજય જૈનોના પહેલાં તીર્થકર આદિનાથ (જેમને ભગવાન ઋષભદેવ તરીકે પણ ઓળખવામાં આવે છે)નું સ્થાન ગણાય છે. અહીંની તેમણે 93 વખત પરિક્રમા કરી હતી અને તેમને અહીં જ મોક્ષ-ગતિ પ્રાપ્ત થઈ હતી. આ કારણે જૈન ધર્મના અલૌકિક ઈતિહાસ સાથે સંકળાયેલ પાલિતાણા સૌ જૈન શ્રદ્ધાળુને પોતાની તરફ આકર્ષિત કરે છે.

→ પાલિતાણાને **''સિદ્ધક્ષેત્ર''** (મોક્ષનું દ્વાર) તરીકે પણ ઓળખવામાં આવે છે. 1800 ફૂટ ઊંચા પર્વતીય સ્થાન પર પહોંચવા 3795 પગથિયાં બનાવવામાં આવ્યા છે. પર્વતના શિખર પર પહોંચવાના માર્ગે તીર્થકરોના પદચિહ્નો દ્રશ્યમાન થાય છે. યાત્રાળુ માટે રસ્તામાં પાણીની પરબની વ્યવસ્થા કરવામાં આવેલી છે. માર્ગમાં ખાણી-પીણીની ચીજવસ્તુઓ પ્રતિબંધિત છે.

→ પાલિતાણાનું મુખ્ય દેરાસર મૂળ લાકડામાંથી બનાવવામાં આવ્યું હતું. રાજા સિદ્ધરાજ જયસિંહના મંત્રી ઉદયન મહેતાએ તે સમયમાં લગભગ 3 કરોડના ખર્ચે આરસપહાણના પથ્થરોમાંથી આ મંદિરનું નિર્માણ કાર્ય કર્યું. ત્યારબાદ સમયાંતરે તેનું જીર્ણોદ્ધાર થતું રહયું છે. હાલનું દેરાસર ઈ.સ.1618માં નિર્માણ પામ્યું છે.

→ મંદિરોમાં ભગવાનની શોભા માટે સમર્પિત ઘણા કીંમતી આભૂષણો અને હીરા પણ છે. એ સમગ્ર જૈન મંદિરોનો વહીવટ જાણીતી પેઢી આણંદજી કલ્યાણજીની પેઢી કરે છે. તેમની પરવાનગીથી આ આભૂષણો જોઈ શકાય છે.

→ આ દેરાસરો (મંદિરો)નું સ્થાપત્ય અને બેનમૂન કારીગરીવાળું ઉત્કૃષ્ટ કોટિનું શિલ્પ અને કોતરકામ હેરત પામેડ

તેવું સુંદર છે જેના નિર્માણમાં સમય, શક્તિ અને નાણાંની સાથે-સાથે શ્રદ્ધાળુઓની આસ્થા અને શ્રદ્ધાનું સિંચન થયું છે.

### 5. ડાકોર

→ ડાકોરમાં ભગવાન શ્રી રણછોડરાયજીનું ભવ્ય અને ઐતિહાસિક મંદિર છે. આ ડાકોર મધ્યગુજરાતના ખેડા જિલ્લામાં આવેલું છે. ડાકોરનું પ્રાચીન નામ ડંકપુર હતુ કારણકે અહીં ડંકઋષિનો આશ્રમ હતો.

→ ડાકોરના આ ભવ્ય મંદિર સાથે અનેક દંતકથાઓ જોડાયેલી છે. પરંતુ મૂળ અને મહત્વની દંતકથા ભક્ત વેજસંગ બોડાણાની છે. ભક્ત બોડાણા દ્વારકાધીશનો પરમ ભક્ત હતો. ભગવાનને ચઢાવવા માટે હાથમાં તુલસી ઉગાડી દર 6 માસે પગપાળા દ્વારકા જતો. સમયાંતરે વૃદ્ધાવસ્થાને કારણે તે અશક્ત બન્યો ત્યારે ભગવાન દ્વારકાધીશે એની ભક્તિથી પ્રસન્ન થઈ તેના સ્વપ્નમાં કહયું કે **''હવે તું ન આવી શકે તો હું તારે ગામમાં આવીને રહીશ''**.

→ ભગવાન દ્વારકાધીશના હુકમથી બોડાણાએ રાત્રે રણછોડરાયજીની મૂર્તિ દ્વારકાના મંદિરમાંથી ઉપાડીને ગાડામાં મૂકી અને ગાડું દોડાવ્યું. બોડાણાએ ઉમરેઠથી ડાકોર વચ્ચે વિસામો લેવા ગાડું ઊભું રાખેલું. ત્યાં કહેવાય છે કે ભગવાને લીમડાની એક ડાળ પકડેલી તે મીઠી થઈ ગયેલી. ત્યારબાદ બોડાણાને સૂતા જોઈ દ્વારકાધીશે ગાડું દોડાવીને સવાર સુધીમાં ડાકોર ગામમાં લઈ આવ્યા.

→ સવારે દ્વારકાના મંદિરમાં પૂજારીઓએ મૂર્તિ ન જોતાં તપાસ આદરી. છેવટના બોડાણાના ગામે તેઓ પહોંચી ગયા. અહીં પૂજારીઓ અને બોડાણા વચ્ચે સમજૂતીથી સમાધાન થયું. પૂજારીઓ જાણતા હતા કે બોડાણો ગરીબ છે તેથી તેની પાસે મૂર્તિના ભારોભાર સોનું માગ્યું. તુલાદાન ગોઠવવામાં આવ્યું એક બાજુ ભગવાનની મૂર્તિ અને બીજી બાજુ બોડાણાની પત્ની સતી ગંગાબાઈની નાકની નથણી. ભગવાને ચમત્કાર પૂર્યો અને ગંગાબાઈની નાકની નથણીના ભારોભાર તોળાયાં.

→ આમ, દ્વારકાની રણછોડરાયની મૂળ મૂર્તિ ડાકોરમાં છે, દ્વારકામાં પાછળથી બીજી મૂર્તિ સ્થાપવામાં આવી છે.

→ કુદરતી વાતાવરણમાં આવેલું ડાકોર મંદિરનો નજારો એ બેનમૂન છે. તેની બાંધણી ખૂબ વિલક્ષણ છે. તેમાં હિન્દુ-મુસ્લિમ સ્થાપત્યનો વિરલ સહયોગ છે. આ મંદિર બંધાવનાર ડાકોરના ઈનામદાર તામ્બેકરના કુળનાં સંતાનો શ્રી ભાલચંદ્રરાવે વગેરે આજે પણ પોતાની સેવાઓ આપી રહયા છે.

→ આમ તો ડાકોરમાં દરેક પૂનમે ભકતોની ભીડ પડતી હોય છે પરંતુ હોળીની પૂનમે ગુજરાતભરમાંથી લોકો પગપાળા કરીને ડાકોર આવે છે જેમની સંખ્યા લગભગ 12 થી 15 લાખ જેટલી હોય છે.

### 6. દ્વારકાધીશ મંદિર

→ દ્વારકાધીશનું મંદિર ગુજરાતના **''દેવભૂમિ દ્વારકા''** જિલ્લામાં આવેલું છે. ભારત પ્રસિદ્ધ ચાર હરિધામોમાંનું આ હરિધામ ગોમતી નદીના ઉત્તર કિનારે આવેલું છે.

→ દ્વારકાએ ભગવાન શ્રીકૃષ્ણે વસાવ્યું હતું. પૌરાણિક કથાઓ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણે કંસનું વધ કર્યુ ત્યારે કંસના વધનું વેર લેવા મથુરા પર જરાસંઘ અને કાલયવન ચઢી આવ્યા. યાદવોનો સંહાર અટકાવવા શ્રીકૃષ્ણ યાદવોને લઈ ગુજરાતમાં ચાલ્યા આવ્યા અને દ્વારકા નામનું નગર વસાવ્યું.

→ શ્રીકૃષ્ણે વસાવેલી દ્વારકા તો સુવર્ણદ્વારકા કહેવાતી. પૌરાણિક કથા પ્રમાણે પ્રભાસપાટણથી જીવનની અંતિમ વિદાય-વેળાએ શ્રીકૃષ્ણે યાદવોને સંદેશો મોકલ્યો હતો કે દ્વારકા છોડી દેજો, કારણકે શ્રીકૃષ્ણના દેહોત્સર્ગ બાદ તે સમુદ્રમાં સમાઈ જશે. સુવર્ણદ્વારકાના અવશેષો સમુદ્રમાં દરિયાઈ પુરાતત્વના સંશોધક એસ. આર. રાવે શોધી કાઢયા છે. હાલનું દ્વારકા તો નવું વસેલું નગર છે.

→ પ્રાચીન કાળમાં ગણાવેલી સાત મોક્ષદાયિની નગરીઓમાંની એક નગરી આ છે. આદ્ય શંકરાચાર્યે જે ચાર મઠ ભારતની ચાર દિશામાં સ્થાપ્યા તેમાંનો એક **''શારદાપીઠ''** અહીં છે.

→ સમુદ્ર અને ગોમતીના સંગમ પર આવેલું હાલનું મંદિર તેરમી સદીનું છે. મુખ્યમંદિરના ગર્ભગૃહમાં ભગવાન શ્રી રણછોડરાય દ્વારકાધીશની 1 મીટર ઊંચી ચર્તુભુજ વિષ્ણુસ્વરૂપ શ્યામમૂર્તિ છે. ગર્ભગૃહ પર લગભગ 60 મીટર ઊંચુ છ માળવાળું શિખર છે. સામે પૉચ માળનો વિશાળ મંડપ છે. તેનો ઘુમ્મટ 60 સ્તંભો પર ઊભો છે. યાત્રાળુઓ સ્વર્ગદ્વારમાં પ્રવેશીને મોક્ષદ્વારને પ્રાપ્ત કરે છે.

→ દ્વારકાધીશના મંદિરની ધજા દિવસમાં ત્રણ વખત બદલવામાં આવે છે. ધજાના પૈસા યાત્રાળુઓના દાનમાંથી આવે છે. તેને સીવવા માટે પણ એક અલગ દરજી છે. ધજા ફરકાવતા પહેલા એકવાર તેની મંદિર પ્રદક્ષિણા કરવામાં આવે છે.

→ દ્વારકાથી 32 કિમી. દૂર શંખોદ્ધાર બેટ છે તે સ્થલ બેટદ્વારકા અથવા રમણદ્વીપ તરીકે પણ ઓળખાય છે.

બેટદ્વારકાની નજીક ગોપી તળાવ છે. તેનાથી આગળ નજીકમાં વન છે તે દારુકાવન તરીકે પુરાણોમાં ઓળખાવાયું છે. અહીં ભગવાન નાગેશનું જ્યોતિલિંગ છે જે શિવના બાર જ્યોતિલિંગ છે જે શિવના બાર જ્યોતિલિંગોમાંનું એક ગણાય છે. આના સિવાય દ્વારકામાં ત્રિકોણ મંદિર, કલ્યાણી મંદિર, પટરાણી મંદિર, દુવાસા મંદિર વગેરે આવેલા છે.

### 7. <u>મોઢેરાનું સૂર્યમંદિર</u>

→ મોઢેરાનું સૂર્યમંદિર ગુજરાતના મહેસાણા જિલ્લામાં આવેલું છે. આ સૂર્યમંદિર સોલંકી યુગના રાજવી ભીમદેવ પહેલાના શાસન દરમિયાન ઈ.સ.1027માં બંધાયું હતું.

→ મોઢેરા સ્થિત સૂર્યમંદિરનું નિર્માણ ભૌગોલિક સંરચના સાથે તાલબદ્ધ છે. આ મંદિરનું પૂર્વ દિશામાં આવેલ પ્રવેશદ્વાર એવી રીતે રચાયેલું હતુ કે સૂર્યનું પ્રથમ કિરણ મંદિરની છેક અંદર ગર્ભગૃહ સુધી રેલાઈને સૂર્યપ્રતિમાના મુકુટની મધ્યમાં રહેલા મણિ પર પડતા સમગ્ર મંદિર પ્રકાશથી ઝળહળી ઊઠતું હતું.

→ સૂર્યના વિષુવૃત્તીય ક્ષેત્રના આગમન સમયે સૂર્યની અવર્ણનીય છબી તેના ગર્ભગૃહમાં માણી શકાય છે.

→ આ મંદિર ગર્ભગૃહ, અંતરાલ અને સભામંડપ એમ ત્રણ અંગો ધરાવે છે. ગર્ભગૃહની ભીંતો તથા મંદિરની ભીંતો વચ્ચે પ્રદક્ષિણા માર્ગ છે. મંદિરની છતને આઠ થાંબલાઓનો આધાર આપવામાં આવ્યો છે. આ થાંભલાઓ અષ્ટકોણ આકારના છે અને તેના પર ભરચક કોતરણી છે.

→ આ મંદિરમાં સૂર્યની 12 વિવિધ મૂર્તિઓ અંકિત થયેલી આજે પણ જોઈ શકાય છે. વળી, તેમાં કામશાસ્ત્રને લગતાં કેટલાંક શિલ્પો પણ જોવાં મળે છે. આ મંદિરનું નકશીકામ ઈરાની શૈલીમાં થયેલું છે. મંદિરની બહારના જળકુંડની ચારે બાજુ નાના-નાના કુલ 108 જેટલા મંદિરો આવેલાં છે, જે ઉષા અને સંધ્યાકાલે પ્રગટતી દીપમાલાને લીધે એક નયનરમ્ય દૃશ્ય ઊભું કરે છે.

→ આ મંદિરની દીવાલો અને સ્તંભોમાં રામાયણ અને મહાભારતની ઘટનાઓને મૂર્તિમંત કરવામાં આવી છે. વળી તે સમયના દેવી- દેવતાઓના જીવંત રૂપોની રસપ્રદ કોતરણી કરવામાં આવી છે. મુખ્ય આકર્ષક મૂર્તિ ત્રણ મુખ, ત્રણ હાથ અને ત્રણ પગવાળી મૂર્તિ છે.

→ ગુજરાત પર્યટન મંત્રાલય દ્વારા દર વર્ષે જાન્યુઆરી મહિનાના છેલ્લા અઠવાડિયામાં મોઢેરા નૃત્ય મહોત્સવનું આયોજન સૂર્યમંદિર પાસે કરવામાં આવે છે. આ મહોત્સવ ગુજરાતનો સાંસ્કૃતિક પરંપરાનો એક ભાગ છે જેના દ્વારા ગુજરાતની ભાતીગળ પરંપરા અને સંસ્કૃતિને જીવંત રખાય છે.

→ મોઢેરા નૃત્ય મહોત્સવનું મુખ્ય આકર્ષણ વિશિષ્ટ ગરબા છે. જેના દ્વારા ગુજરાતની ગૌરવશાળી સંસ્કૃતિનું ચિત્રણ કરવામાં આવે છે. રંગીન પોશાકો પહેરીને લોકો ગરબા નૃત્ય કરે છે. પ્રવાસીઓ પણ આ નૃત્યની મજા માણે છે કારણકે આ નૃત્ય દ્વારા તેમને પ્રાચીન સમયના ભારતની ઝાંખી જોવા મળે છે. કુચિપુડી, ભરતનાટ્યમ, કથક જેવા બીજા શાસ્ત્રીય નૃત્યો પણ આ મહોત્સવમાં યોજવવામાં આવે છે.

## ★ <u>ગુજરાતની ઐતિહાસિક મસ્જિદ અને દરગાહ</u>

### 1. <u>જામા મસ્જિદ</u>

→ ગુજરાત રાજ્યના અમદાવાદ શહેરના ત્રણ દરવાજાની અંદર જતા જમણે હાથે આ વિશાળ જામા મસ્જિદ આવેલી છે. આ મસ્જિદનું નિર્માણ સુલ્તાન અહમદશાહે (ઈ.સ.1410-1442) ઈ.સ.1423માં કરાવ્યું હતું.

→ આ મસ્જિદની ગણના ભારતની મોટી અને સર્વોત્તમ મસ્જિદોમાં થાય છે.

→ આ મસ્જિદનો લીવાન 210 ફૂટ લાંબો અને 95 ફૂટ પહોળો છે. તેના મધ્યનો ભાગ ત્રણ મજલા ઊંચો છે. લીવાનમાં મુલુકખાન પણ કરેલું છે. મસ્જિદમાં હાલતા મિનારાઓ હતા પરંતુ ઈ.સ.1818ના ધરતીકંપમાં પડી ગયા.

→ આ મસ્જિદના સ્તંભો, કમાન, કંદોરા, ગોખ અને સજાવટ આકર્ષક છે. વાસ્તવમાં હિંદુ અને મુસ્લિમ કલાના સર્વોચ્ચ સમન્વયનો આ મસ્જિદ ઉત્તમ નમૂનો છે.

→ આ મસ્જિદના ત્રણ દરવાજા છે - એક પૂર્વમાં માણેકચોકમાં, બીજો પાનકોર નાકે ને ત્રીજો કાગદીઓળમાં પડે છે. બાંધકામ રેતિયા પથ્થરનું છે, પણ નમાજ પઢવાની જગ્યાએ આરસપહાણનો ઉપયોગ થયો છે. ચારે તરફ કાંગરાને છજાદાર બારીઓ છે. અમદાવાદ શહેરની શાન ગણાતી આ મસ્જિદ 80 સ્તંભો પર ઊભી છે.

### 2. <u>દરિયાખાનનો મકબરો</u>

→ આ મકબરો **"દરિયાખાનાનો ઘુમ્મટ"** તરીકે પણ પ્રખ્યાત છે.

→ આ મકબરો અમદાવાદના શાહીબાગ વિસ્તારમાં આવેલો છે.

→ આ મકબરો કુતુબુદ્દીન અહમદશાહે (ઈ.સ.1451-1458) બંધાવ્યો હતો.

→ આ મકબરો ખૂબ જ વિશાળ, ઊંચો અને ઈંટનો બનેલો છે. જે ઈરાની શૈલીના પ્રભાવને લીધે અમદાવાદની અન્ય એતિહાસિક ઈમારતોથી જુદો પડે છે.

→ દરિયાખાનનો ઘુમ્મટ ગુજરાતનો સૌથી મોટો ગુંબજ છે.

### 3. <u>સરખેજનો રોજો</u>

→ પ્રખ્યાત સંતશિરોમણિ હજરત શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબની દરગાહ અમદાવાદના સરખેજમાં આવેલી છે, જે **"સરખેજના રોજા"** તરીકે પ્રખ્યાત છે.

→ આ દરગાહના બાંધકામની શરૂઆત ઈ.સ.1446માં સુલ્તાન ગિયાસુદ્દીન મુહમ્મદશાહે કરી, જે ઈ.સ.1451માં સુલ્તાન કુતુબુદ્દીન અહમદશાહના સમયે પૂર્ણ થઈ હતી.

→ આ દરગાહ હિન્દુઓ અને મુસ્લિમો બન્ને માટે પવિત્ર તીર્થસ્થલ તરીકે પ્રખ્યાત છે.

→ હજરત ગંજબક્ષ સાહેબે અમદાવાદની સ્થાપનામાં મહત્વનો ભાગ ભજવ્યો હતો. તેમનું અવસાન ઈ.સ.1446માં થયું હતું.

→ આ દરગાહ ગુજરાતની સૌથી મોટી દરગાહ છે. આ દરગાહની ભીતોમાં સુંદર ભૌમિતિક આકૃતિવાળી જાળીઓ છે જે આને સુંદર બનાવે છે.

### 4. <u>ઉસ્માનપુરાનો રોજો</u>

→ હજરત સૈયદ ઉસ્માન શમે બુરહાની સાહેબનો રોજો અમદાવાદના ઉસ્માનપુરામાં આવેલો છે.

→ ઉસ્માન સાહેબ હજરત કુતુબે આલમ સાહેબના પહેલાં શિષ્ય હતા અને સુલ્તાન મહેમૂદ બેગડાના સમકાલીન હતા.

→ ઉસ્માન સાહેબનો રોજો સુલ્તાન મહેમૂદ બેગડાએ બંધાવ્યો હતો.

→ ઉસ્માન સાહેબે જ **"ઉસ્માનપુરા"** વસાવ્યું હતું.

→ આ સંતપુરુષના કેટલાંક સૂફીગ્રંથો પ્રખ્યાત છે જેમાં **"મદારીજ-ઉલ-મઅરીઝ"** ખૂબ જ જાણીતો છે.

→ સૈયદ ઉસ્માન સાહેબની મસ્જિદની બે ખાસિયતો છે

(1) આ મસ્જિદને બાંધનાર સ્થપતિ (આર્કિટેકટ)નો મકબરો પણ અહીંયા જ છે.

(2) આ મસ્જિદનો ઘુમ્મટ 8 સ્તંભોની જગ્યાએ 12 સ્તંભો પર ટેકવવામાં આવ્યો છે.

### 5. <u>હજરત કુતુબે આલમ સાહેબનો રોજો</u>

→ હજરત કુતુબે આલમ સાહેબનો રોજો અમદાવાના વટવા વિસ્તારમાં આવેલો છે.

→ ગુજરાતનો સુલ્તાન અહમદશાહ તેમનો અનુયાયી હતો. સુલ્તાન અહમદશાહે અમદાવાદ માટે તેમના આર્શીવાદ માંગ્યા હતા ત્યારે તેમણે આર્શીવાદ સ્વરૂપે કહયું હતું કે - **"અમદાવાદ-અબ્દુલ આબાદ"** એટલે કે ભગવાનની કૃપાથી અમદાવાદ સદાને માટે આબાદ રહેશે.

→ **"લોહ-લક્કડ-પથ્થર"** નામનો પ્રખ્યાત ચમત્કાર આ સંત સાથે સંકળાયેલ છે.

→ ગુજરાતમાં ઈસ્લામ ધર્મના પ્રચારમાં તેમણે પ્રશંસાપાત્ર કામગીરી કરી હતી.

### 6. <u>શાહઆલમનો રોજો</u>

→ હજરત શાહઆલમ સાહેબ વટવાના પ્રખ્યાત સંત હજરત કુતુબે આલમ સાહેબના પુત્ર હતા.

→ શાહઆલમ સાહેબનું વહાલનું નામ **"મિયાં મંજલા"** હતું.

→ હજરત શાહઆલમ સાહેબના મકબરાનું બાંધકામ તાજખાન નરપાલીએ ઈ.સ.1531માં કરાવ્યું હતું. તાજખાન નરપાલી સુલ્તાન બહાદુરશાહના સમયમાં સૌથી વધુ શક્તિશાળી અમીર (ઉમરાવ) હતો.

→ અમદાવાદના મુસલમાન સંતોમાં હજરત શાહઆલમ સાહેબનું નામ ખૂબ મશહૂર છે. તેમના ચમત્કારો અને વાતોનું સંગ્રહ **"હિકાયતે શાહી"** નામના ગ્રંથમાં છે.

→ તેમના વંશજો **"શાહી સૈયદો"** કહેવાય છે.

### 7. <u>અન્ય પ્રખ્યાત દરગાહ</u>

→ હજરત બાવા અલીશેર સાહેબની દરગાહ હજરત ગંજબક્ષ સાહેબની દરગાહથી થોડીક જ દૂર સરખેજમાં જ આવેલી છે. આ હજરત બાવા અલીશેર સાહેબ નિઝામુદ્દીન ઓલિયાના શિષ્ય હતા અને અમદાવાદની સ્થાપનામાં જે 12 બાવાઓએ ભાગ લીધો હતો તેમાંથી એક અલીશેર સાહેબ હતા.

→ સુલ્તાન મહેમૂદ બેગડાની રાણીનું નામ **"રાણી રૂપવતી"** હતું. રાણી રૂપવતીની મસ્જિદ અમદાવાદના મિરઝાપુર વિસ્તારમાં આવેલી છે. આ રાણી રૂપવતીની મસ્જિદમાં મુસ્લિમ કમાનો અને હિંદુ સ્તંભોનું સુંદર સમિશ્રણ કરેલું છે.

→ બીબી અચુત કૂકીની મસ્જિદ અમદાવાદના દૂધેશ્વર વિસ્તારમાં આવેલી છે. મલિક બહાઉદ્દીન સુલ્તાન મહમૂદ બેગડાનો વજીર હતો. આ મલિક બહાઉદ્દીનની બેગમનું નામ

બીબી અચુત કુકી હતું. આ મસ્જિદ અમદાવાદની ઉત્તમ ગણાતી મસ્જિદ છે જેમાં મુસ્લિમ મહિલાઓ ખૂબ જ આસ્થા ધરાવે છે.

→ નગીના મસ્જિદનું નિર્માણ સુલ્તાન મહેમૂદ બેગડાએ ચાંપાનેરમાં કરાવ્યું હતું. આ મસ્જિદ સફેદ રંગના પથ્થરની બનેલી છે.

→ દાવરૂલ મુલ્ક સાહેબની દરગાહ સૌરાષ્ટ્રના હાલારના આમરણ ગામમાં આજે પણ ખૂબ જ પ્રખ્યાત છે અને તે દાવલશાહ પીર તરીકે જાણીતા છે. દાવરૂલ મુલ્ક મહેમૂદ બેગડાના અગત્યના અમીર અને શાહઆલમ સાહેબના શિષ્ય હતા.

→ મીરાદાતારની દરગાહ પાટણ જિલ્લાના ઉનાવામાં આવેલી છે.

→ સૂફીસંત હાજી પીરની દરગાહ કચ્છમાં આવેલી છે. હાજીપીર સાહેબને **''કચ્છના ગરીબ નવાઝ''** તરીકે પણ ઓળખવામાં આવે છે.

→ **''કાકાની કબર''** તરીકે ઓળખાતું વ્હોરાઓનું તીર્થધામ ખંભાતમાં આવેલું છે.

## 5. ગુજરાતનું લોકભરત - ગૂંથણ

→ સંસ્કૃતમાં **''ભૃત''** શબ્દ છે તે ઉપરથી **''ભરત''** શબ્દ આવ્યો હોવાનું નોંધાયું છે.

→ ભારત દેશ હાથવણાટ અને ભરત-ગૂંથણ ક્ષેત્રે ઘણું આગવું સ્થાન ધરાવતો હતો. એમ કહેવાતું કે ઢાકાની મલમલનો તાકો વીંટીમાંથી પસાર થઈ જતો અને દીવાસળીની પેટીમાં સમાઈ શકતો. આ ઉપરાંત કેટલાક પ્રદેશોના ગાલીચા, વિવિધ વસ્ત્ર-પરિધાનો પરનું ભરતકામ, કસબકામ વગેરે પણ આગવું સ્થાન ધરાવતાં જેમાં ગુજરાતમાં આવેલા પાટણનું પટોળું, રાજસ્થાનની બાંધણી, કાંજીવરામની વિશિષ્ટ સાડી તેમજ કાશ્મીરી વસ્ત્રો પરની વિવિધ કસબની કારીગરીનો સમાવેશ થાય છે.

→ ગુજરાતનું ભરત-ગૂંથણ કામ તેની સર્જનાત્મક અને બારીકાઈ માટે જાણીતું છે. ગુજરાતની આ તળપદી હસ્તકલા છે. ભાતીગળ લોકભરત અને મનોહર મોતીગૂંથણ એ સૌરાષ્ટ્ર અને કચ્છના ગ્રામ પ્રદેશોનો આગવો કલાસંસ્કાર છે. રૂપાળા રંગોથી ઓપતું દશ્ય પરંપરાનું ભરત એ લોકનારીના દેહ, ધરખોરડાં અને પશુઓનો આગવો શણગાર છે.

→ લોકભરતની પ્રાચીન પરંપરાનું પગેરું હડપ્પાની સંસ્કૃતિના સમય સુધી પહોંચે છે. મોહન-જો-દડોના ધર્મગુરુના પોશાક, ભરહુતની શિલ્પકૃતિઓ, કુશાન પ્રતિમાઓ પરના પોશાક વગેરેમાં ભરતકામ જોઈ શકાય છે. અજંતાના ભીંતચિત્રોમાં તો ભરતકલાની શ્રેષ્ઠ અસર જોઈ શકાય છે.

→ વૈદિક કાળના વેદોમાં ભરતકામના તેમજ સોયનાં ઘણાં ઉલ્લેખો છે તેમાંય ઋગ્વેદ, યજર્વેદ, ઐતરેય બ્રાહ્મણ, શતપથ બ્રાહ્મણ વગેરેમાં તો સોયનાં ઘણા ઉલ્લેખો છે.

→ પૌરાણિક કાળમાં તો ભાતભાતના કપડાના વર્ણન તેમજ ઉલ્લેખો મળે છે.રામાયણ અને મહાભારત કાળમાં લોકો સુંદર કપડાં પહેરતાં તેમાં સોનારૂપાના તારનું જરકશીનું ભરતકામ પણ ભરાતું તેવું વર્ણન છે.

→ કોટિલ્યના અર્થશાસ્ત્રમાં **''ખચીતમ્''** શબ્દ દ્વારા તે સૌયથી ભરેલા ભરતકામનો ઉલ્લેખ થયેલો મળે છે.

→ સૌરાષ્ટ્રના લોકભરતમાં આવી ત્રિપાંખડીની ભાત **''તીતીડા ભાત''** ના નામે આજે પણ ભરવામાં આવે છે.

→ આજના ભરતકામની વિવિધ શ્રેણીઓ કચ્છ, સૌરાષ્ટ્રની તળપદ અનાર્ય પ્રજા અને બહારથી આવીને વસેલી અનેક જાતિઓ જેમ કે કણબી, કોળી, મેર, આયર, પંચોળી, કારડિયા, રાજપૂત, ખરક, સતવારા, પલ્લેવાળ બ્રાહ્મણ, ખાંટ, ભરવાડ, રબારી, ચારણ કાઠી, ગરાસિયા, મોચીઓ તથા જત નારીઓના કલાકીય અને સાંસ્કૃતિક આદાન-પ્રદાનમાંથી ઉદ્ભવી હોવાને કારણે સૌરાષ્ટ્રના લોકભરતમાં વિપુલ વૈવિધ્ય અને શોભન તેમજ ભાતરચનાની અપાર સમૃદ્ધિ સાંપડે છે.

→ ગુજરાતની ભરતકામની જાણીતી શ્રેણીઓમાં મોચીભરત, કાઠીભરત, મહાજન ભરત, કણબી ભરત, આહીર ભરત, રબારી ભરત, ચારણભરત, બખિયાં ભરત, ખાટ ભરત, બનાસકાંઠાની જુદી-જુદી કોમોના ભરત વગેરે આવી જાય છે.

→ ભરતકામમાં મોટેભાગે સુતરાઉ, રેશમી તથા ઊનનાં કાપડ અને ક્યારેક ચામડા ઉપર થાય છે. ભરત ભરવામાં સુતરાઉ, રેશમી કે ઊનના તાર વાપરવામાં આવે છે. કયારેક સોના-રૂપા અને તાંબા જેવી ધાતુના તારનો પણ ઉપયોગ થાય છે.

→ ભરતનાં જુદા-જુદા પ્રકારોમાં ગાંઠ ભરત, કોળી ફૂલ ભરત, મોતી ચોક ભરત, તાર-બપોરીયા ભરત, કનકતાર ભરત, હલભરત, કથીપો, વાડીવેલો, વાંકડી, બુટી, આરી ભરત, મોચી ભરત, કેનવાસ ભરત, ડીડવડી ભરત, સાંકળી ભરત, અડદિયા ભરત, રબારી ચોકડાં ભરત વગેરે પ્રકારો જાણીતા છે.

→ આ બધી ભરતશ્રેણીઓમાં કચ્છનું **"બન્ની"** ભરત સર્વશ્રેષ્ઠ ગણાયું છે. કચ્છી ભરતના રંગોનું આયોજન, સુઘડતા અને ઝીણવટભર્યા ટાંકી ઊડીને આંખે વળગે છે.

→ ગુજરાતમાં ભરતકામની દૃષ્ટિએ સૌરાષ્ટ્ર, કચ્છ અને બનાસકાંઠાનો કેટલોક ભાગ ખૂબ જ સમૃદ્ધ ગણાય છે.

→ ભરતકામને એના વિવિધ ઉપયોગોની દૃષ્ટિએ 4 વિભાગમાં વહેંચી શકાય -

(1) સામાન્ય ચીજ-જણસો માટેનું સટરપટર ભરત (2)પશુ-શણગારનું ભરત (3) ધર-શણગારનું ભરત (4) સ્ત્રી-પુરુષો અને બાળકોના પંડ શણગારનું ભરત

★ **<u>કણબી ભરત</u> :**

→ રાજકોટ-જૂનાગઢમાં કડવા કણબીનું ભરતકામ અને ભાવનગર નજીકના લેઉવા કણબીનું ભરતકામ વિશિષ્ટ ભાત પડે છે.

→ કણબી કોમની સ્ત્રીઓ ચણિયા માટે આંગળા-સિકલ, ચોપાટડી, કરતાળું, અર્ધવાટકા, ભજ-બુટ્ટી અને દાડમની ભાતો વિશેષ ભરે છે.

→ કણબી ભરતમાં તોરણ, બારસાખિયા, ઉલેચ, ચંદરવા, ચાકળા બળદની ઝૂલ, માથાવટી, ઘાઘરા, કપડાં-ઓઢણાની કોર વગેરેમાં ભરત ભરવાનો પ્રચલન છે.

→ કણબીના ભરતમાં મોર, પોપટ, ફૂલ, કેવડા, આંબાડાળ, વેલીઓનાં આલેખનો મળે છે.

★ **<u>કાઠી ભરત</u> :**

→ સૌરાષ્ટ્રની કાઠી પ્રજાનું ભરત વધારે આકૃતિ-પ્રધાન, ચિત્રાત્મક અને કથાતત્વવાળું હોય છે.

→ કાઠી કોમમાં મળી આવતું ગૃહશોભનનું ભરત નોંધપાત્ર ગણાય છે. જૂના લોકોના કહેવા પ્રમાણે કાઠી દરબારોની ડેલીએ આવતા મોચી કારીગરો દ્વારા આ સફાઈદાર અને આકૃતિ પ્રધાન ભરતકામ તૈયાર કરવામાં આવતું. આ ભરતકામ કાઠીઓના સુંદરતા વિશેના ખ્યાલ અને શોખની પોષવાની તથા કારીગરોની વ્યવસાયી નિપુણતાને નિભાવવાની ઉદાર મનોવૃત્તિ અને તેમની આર્થિક સમૃદ્ધિનું દર્શન કરાવે છે.

→ કાઠી ભરતકામને માટે હાથવણાટનું મૂલાયમ કાપડ પસંદ કરી, એનાં ઉપર ગુલાબી, જાંબલી, સોનેરી, પીળો, લીલો અને સફેદ સેવાળિયા અને કેસરિયા રેશમના તારનો ઉપયોગ ખૂબ જ કુશળતાપૂર્વક કરી તેના પર વિવિધ ભાત કરવામાં આવતી.

→ કાઠી ભરતકામમમાં બેસણ ચાકળા, ટોડલિયા, તોરણ શોખિયા વગેરે ગૃહ શોભન તેમજ વેલડાં તથા પશુ-શણગારનું ભરત વિશેષ ભરાય છે.

→ કાઠી બેસણ એ ગૃહ સજાવટના કાઠી ભરતનો આગવો નમૂનો ગણાય છે.

→ બેસણની પછી તપાટીના આડા લાંબા ફલકમાં કૃષ્ણલીલા, રુકિમણી-વિવાહ, નાગદમણ, દાણલીલા, વસ્ત્રાહરણ, શિશુપાલની જાન, વેણુવાદન, કપટી મૃગવધ તથા રામવિવાહ જેવા પ્રસંગો ભરેલાં જોવા મળે છે. તેમાં ભીંતચિત્રોની શૈલીનું અનુકરણ સ્પષ્ટરૂપે વરતાય છે.

→ કાઠીભરતમાં પ્રાકૃતિક અલંકરણો અને કથાઘટકરૂપોમાં ગણેશ, વલોણું, લગ્નમંડપ ઉપરાંત હાથી, ઘોડો, ગાય, ફૂલઝાડ, પંખીઓ વગેરે હોય છે.

★ **<u>અન્ય ભરતની વિગતો</u> :**

→ ખરક કોમની નારીના ચણિયા પર બાવળિયા, લાડવા, અદગલ પોટલિયા જેવી નાકાભરતની ભાતો વધારે જોવામાં આવે છે.

→ પલેવાળ બ્રાહ્મણમાં અડદિયા અને કેવડાની ભાતો વધારે પસંદ કરવામાં આવે છે.

→ રજપૂત કોમની સ્ત્રીઓ બાવળિયા, સિકલ અને આંગલા-પોપટની ભાતો ભરવાનો ખાસ આગ્રહ રાખે છે.

→ મોચી ભરતમાં પહેલા રજવાડાઓનો દરબારમાં દીકરીઓને દાયજામાં અનેક જણસો તૈયાર કરાતી તેમાં ભરતકામ મોચી કસબીઓ તૈયાર કરતા. તેથી તે મોચીભરત તરીકે જાણીતું છે. હાલમાં આ ભરત રાતા, જાંબલી, સોનેરી, પીળા, સફેદ તેમજ કાળા હીરનાં દોરાનું આરીથી તેમજ ઝીણી સોયથી ભરત ભરવામાં આવે છે.

→ ચણિયાની ભાતો પણ ગ્રામ પ્રદેશમાં થતાં વેલ, ઝાડ, થોર અને ફૂલો પરથી પ્રેરણા લઈને તૈયાર કરવામાં આવે છે. મીઠી લીંબડી, લીંબડો, બથરા-કેવડા, ફૂલ-થંભા, કારેલીની વેલ, ઢોંકવેલ, ઘીંહરાવેલ વગેરે ભાતો ચણિયા પર ખીલી ઊઠે છે.

→ મહાજનભરતમાં મુખ્યત્વે સફેદ કે વાદળી રંગના કાપડ ઉપર ભરતની આખી ભૂમિકાનું ભરત ઘેરા ગુલાબી રંગના રેશમથી કરાતું. આ મહાજનિયા ભરતમાં કોલીફૂલ, ઓકઆંગઠાં, અંબાડીવાળો હાથી, બેલડું, વલોણું, ગણેશ, કનકમૃગ, અને પિતૃભકત શ્રવણના આલેખનો મળે છે.

→ આહીરભરતમાં સફેદ ખાદીના પોત પર કિરમજી જાંબલી, રાતા વગેરે હીર તેમજ સુતરાઉ દોરાથી ભરત ભરાય છે.

જામનગરમાં આહીર ભરતમાં પીળા પોત પર પોપટ પૂતળીઓ મોટા-મોટા ગોટીફૂલ અને વચ્ચે આભલાં ટાંકવામાં આવે છે.

→ બધી ભરત શ્રેણીઓમાં કચ્છનું બન્ની ભરત સર્વશ્રેષ્ઠ ગણાયું છે. બન્ની પ્રદેશમાં વસતાં માલધારી નારીના કરકસબ ભરતકામ અને કટાવકામમાં ઝીણી વિગતો અને રંગની ઉઠાવદાર મેળવણી એ એની વિશિષ્ટતા છે. આ ભરત ઉપર બલૂચી અને સિંધી અસર દેખાય છે. કચ્છી ભરતના રંગોનું આયોજન, સુઘડતા અને ઝીણવટભર્યા ટાંકી ઊડીને આંખે વળગે છે.

→ ઘરશણગારના ભરતમાં તોરણ, ચાકળા, ચંદરવા, પાનકોથલિયા, ટરપરિયાં, ચીતરિયાં, સાખતોરણ, પછીતપાટી, કાંધી, ટોડલિયા, ગોળતકિયા, ધ્રાણિયા, ઉલેચ, ગણેશ સ્થાપન, સૂરજ સ્થાપન, બેસણ વગેરે મુખ્ય છે.

→ ગરાસિયા કાઠી અને ક્ષત્રિય જાતિમાં અશ્વ શણગારની ઝૂલનું ભરત ભરવામાં આવે છે તેના પર ઘોડા, હાથી, મોર, પૂતળી, ઝાડવી અને ફૂલગોટાની ભાતો ભરાય છે.

→ હાલમાં ગામડાંના લોકભરતના સાવ વળતાં પાણી થયાં છે. ઘરમાં જે લોકભરતના નમૂનાઓ છે તે પણ હવે તો ગામસ્ત્રીઓ કાઢવા માંડી છે. ધીમે-ધીમે ગ્રામપ્રજામાં યૂરોપીય આકારની અસર જોવાં મળે છે. તેથી એક લોક કવિએ નિસાસો નાંખતા કહ્યું છે કે -

**"ગયા ઘોડા, ગઈ હાવળ્યો, ગયા સોનેરી તાજ,**
**મોટર ખટારા માંડવે કરતાં ભૂ ભૂ અવાજ."**

## 6. ગુજરાતમાં સંગીત

### ★ ગુજરાતનું લોકસંગીત

→ લોકસંગીતનો મૂળ આધાર ગાંધાર, નિષાદ અને મધ્યમ છે. સામાન્યતઃ ગુજરાતનાં લોકગીતોમાં સારંગ રાગ પ્રધાન હોવાનું મનાય છે.

→ લોકસંગીત એ લોકોને રીઝવવા હેતુપૂર્વક કોઈએ રચેલું સંગીત નથી પણ લોકોના જીવન વ્યવહારમાંથી નીપજેલું લાગણીનું સંવેદન છે.

→ લોકોના જીવનમાંથી નીપજેલું લોકો થકી, લોકો માટે જ ગવાતું તે લોકસંગીત.

→ લોકસંગીતના પ્રદેશે-પ્રદેશે કંઈ-કંઈ પ્રકારો સર્જાયા છે જેમ કે -

| | | |
|---|---|---|
| (1) | કર્ણાટક | - યક્ષગાન |
| (2) | બંગાળ | - બાઉલ, ભટિયાલી, ઝુમુર, કીર્તન |
| (3) | પંજાબ | - મહિયા, હીર, ઘોરી, ગીદ્દા |
| (4) | મહારાષ્ટ્ર | - પોવાડા, અભંગ, લાવણી, પદ |
| (5) | કેરળ | - પાડયાની, પંચવાદ્યયમ્, થાયામબાકા |
| (6) | જમ્મુ-કાશ્મીર | - ચાકરી, ભાખા ગીત |
| (7) | મણિપુર | - સંકીર્તન, ખોંગજોમ |
| (8) | રાજસ્થાન | - માંડ, રસિયા, માંગણિયારો |
| (9) | ઉત્તરપ્રદેશ | - ચૈતા, આલ્હા |

→ લોક સંગીતે રાગો શાસ્ત્રીય સંગીત પાસેથી નથી લીધા પણ ક્રમશઃ વિકાસ પામતા ગયા છે અને એવી એની આકર્ષક સ્વરાવલિઓમાંથી રાગો સર્જાયા છે.

→ શાસ્ત્રીય સંગીતે ભારતમાં બે જ સ્થળે સુવર્ણકાળ જોયો છે, એક દક્ષિણ ભારતના મંદિરોમાં અને બીજો સોમનાથ અને વલભીનાં મંદિરોમાં

→ લોકગીતોની રચના મોટેભાગે પાંચ સ્વરોની હોય છે. એમાં સ્થાયી હોય છે પણ અંતરો નથી હોતો.

→ વાદ્ય એ ગીત-સંગીતનું ઘરેણું ગણાય છે. વાદ્યોના ઉપયોગ વિના સંગીત અધૂરું મનાય છે. શિષ્ટ સંગીત હોય કે લોકસંગીત હોય, પણ તેમાં વાદ્યનું સ્થાન વિશેષપણે અવાજનું અનુસરણ કરનારું રહે છે.

→ લોકવાદ્યોની બનાવટ કુદરત એ આપેલ વાંસની સોટી, લાકડાની દાંડી, માટી, બિયાનું લાકડું, બરુની સોટી, ઘાસ, વાંસ, મીણ, દવી, તંબુડાં, ઘોડાના પૂંછડાના વાળ, નાળિયેરની કાચલી વગેરે ઉત્પાદનોનો આશ્રય લઈને લોકજાતિના કલાકાર- કસબીઓએ વિવિધ પ્રકારના લોકવાદ્યોનું સર્જન કર્યુ છે.

→ લોકસમુદાય અને મુખ્યત્વે લોકકલાકારો વાદ્યોને દેવતુલ્ય એટલે કે અતિ પવિત્ર માને છે. આવાં વાજિંત્રો બનાવતી વખતે કારીગર ઉત્તમ વાર, શુભ ચોઘડિયું વગેરે નક્કી કરી પછી જ બનાવવાની શરૂઆત કરે છે. જ્યારે વાજિત્રો તૈયાર થાય છે ત્યારે તેને દેવ કે દેવીને પાસે રજૂ કરવામાં આવે છે. સૌરાષ્ટ્રમાં ચારણો જંતરને ભગવાન રુદ્ર (શિવ) નું સ્વરૂપ માને છે.

→ આમ, લોકવાદકો પોતાના વાજિંત્રોને પવિત્ર અને પૂજનીય માને છે જો વાજિંત્ર તૂટી જાય તો જર્યાં ત્યાં ફેંકી દેવાને બદલે વાવ, કૂવા કે નદીના પવિત્ર જળમાં એને પધરાવી દે છે.

### ★ ગુજરાતના લોકગાયકો અને સંગીતકારો

#### 1. તાના-રીરી

→ વડનગરની બે બહેનો તાના-રીરી શાસ્ત્રીય સંગીતની વિખ્યાત ગાયિકાઓ હતી.

→ એક વખત મુઘલ સમ્રાટ અકબરની શાહજાદીએ તાનસેન પાસેથી દીપક-રાગ સાંભળવાની હઠ કરી. શાહજાદી ના હઠાગ્રહ ને લીધે છેવટે તાનસેને દીપક રાગ ગાયો, પરંતુ આ રાગ ગાવાથી તેના શરીરમાં દાહ પ્રગટયો.

→ આ દાહનું શમન ફકત મલ્હાર રાગ ગાઈને જ થઈ શકતુ તેથી તાનસેને મલ્હાર- રાગના કુશળ ગાયકની શોધ આરંભી. ઠેર-ઠેર ફર્યા પછી વડનગર આવી પહોંચ્યા તાનસેનને જોઈને તાના-રીરી સમજી ગઈ કે આ વ્યકિત દીપક-રાગના દાહથી પીડાઈ રહ્યો છે.

→ વડનગરના પ્રાચીન હાટકેશ્વર મહાદેવના મંદિરમાં તાના-રીરીએ મલ્હાર રાગ ગાઈ તાનસેન ને આ દાહમાંથી મુકત કર્યો. અને તાનસેન પાસેથી વચન લીધું કે આ વાતની જાણ તે કોઈને નહિ કરે.

→ તાનસેન મુઘલ સમ્રાટ અકબર પાસે હેમખેમ પાછો ફર્યો ત્યારે અકબરે તેનું રહસ્ય જણાવવા કહ્યું. તાનસેનને ના છૂટકે બધું કહેવું પડયું. અકબરે બંને બહેનોને આગ્રા લાવવા માટે સૈનિકો મોકલ્યાં પરંતુ આ વાતની જાણ થતાં તાના-રીરી બંને બહેનો એ વડનગરમાં જળસમાધિ લઈ લીધી.

→ હાલમાં ગુજરાત સરકાર ધ્વારા તાના-રીરી મહોત્સવ વડનગરમાં તેમની યાદમાં ઊજવવામાં આવે છે.

## 2. <u>બૈજુ - બાવરા</u>

→ મૂળ નામ ---- બૈજનાથ

→ જન્મ --- ગુજરાતના ચાંપાનેરમાં

→ ગુરુ --- સ્વામી હરિદાસ

→ બૈજુનાં રચેલાં ધ્રુપદોમાં શ્રીકૃષ્ણ, ગણેશ, શારદા, શંકર, હરિહર વગેરે દેવદેવીઓની સ્તુતિઓ છે.

→ સંગીતમાં પારંગત થયા પછી બૈજુ ચંદેરીના શાસક રાજસિંહ કછવાહાના દરબારમાં, ત્યારબાદ ગ્વાલિયરના રાજા માનસિંહ તોમરના દરબારમાં આશ્રય લીધો.

→ ગ્વાલિયરમાં તેમણે હોરી ગાયકીની એક સુંદર પ્રણાલી નું સર્જન કર્યુ અને **''મંગલ- ગુર્જરી''**, **''ગુજરી તોડી''**, **''મૃગરંજની તોડી''** જેવા અનેક નવા રાગોનું આવિષ્કાર કર્યુ.

→ બૈજુની પ્રેરણાથી માનસિંહ તોમરે **''ગ્વાલિયર સંગીત મહાવિદ્યાલય''** ની સ્થાપના કરી હતી.

→ બૈજુએ **''ઓકદેશા''** અને **''રામસાગર''** નામના ગ્રંથ લખ્યાં હતા.

→ ગ્વાલિયરના પતન પછી બૈજુ ગુજરાતના સુલ્તાન બહાદુરશાહના દરબારમાં રહ્યા હતા.

→ બૈજુ-બાવરા સાથે અનેક દંતકથાઓ જોડાયેલી છે પરંતુ બે મુખ્ય દંતકથાઓની ચર્ચા કરી લઈએ ---

(1) મુઘલ સમ્રાટ હૂમાયૅૂ એ જયારે કતલે-આમ મચાવ્યો હતો ત્યારે બૈજુ-બાવરાનું સંગીત સાંભળી હૂમાયૅૂ ખૂબ જ પ્રસન્ન થયો અને તેને કતલે-આમ બંધ કરી દીધો.

(2) તાનસેન અને બૈજુ બાવરા વચ્ચે એક વખત સંગીતની પ્રતિસ્પર્ધા થઈ હતી.આ બન્ને સ્વામી હરિદાસ ના જ શિષ્ય હતા. મુઘલ સમ્રાટ અકબરે આ પ્રતિસ્પર્ધાનું આયોજન કર્યુ હતું. તાનસેને તોડી રાગ ગાઈને પાસેના વનમાંથી હરણો ને બોલાવ્યા અને તેમાંથી એક હરણને હાર પહેરાવ્યો અને હરણો વનમાં ચાલ્યા ગયા.ત્યાર બાદ બૈજુ બાવરાએ મૃગરંજની રાગ ગાઈને જેના ગળામાં હાર હતો, તે એક જ હરણ ને બોલાવી બતાવ્યું.

## 3. <u>આદિત્યરામ વ્યાસ</u>

→ જન્મ - ઈ.સ. 1819માં જૂનાગઢમાં

→ શાસ્ત્રીય સંગીતની તાલીમ લખનૌના ઉસ્તાદ નન્નુમિયૉ પાસથી લીધી.

→ આદિત્યરામ સંસ્કૃત, હિન્દી, ફારસી તેમજ ઊર્દૂ ભાષાનું ઊંડું જ્ઞાન ધરાવતા હતા.

→ તેઓ જામનગરના રાજ્ય-ગાયકની પદવી ધરાવતા હતા.

→ તેમણે સંગીત પર **''સંગીતાદિત્ય''** નામનો પ્રખ્યાત ગ્રંથ લખ્યો છે જેમાં એમણે રચેલી બંદિશોનો સંગ્રહ છે.

→ આદિત્યરામ વ્યાસને ગુજરાતના પહેલાં સંગીતકારનું બિરુદ મળેલું છે.

→ તેમનું અવસાન ઈ.સ.1880માં થયું હતું.

## 4. <u>પ્રો. મૌલાબક્ષ</u>

→ જન્મ - ઈ.સ.1833માં દિલ્હી પાસેના ચિંહાડ ગામમાં

→ મૂળ નામ - શોલેખાન

→ ગુરુ - ઘસીટ ખૉ

→ પ્રો. મૌલાબક્ષે હિંદુસ્તાની સંગીત પદ્ધતિ અને કર્ણાટકી સંગીત પદ્ધતિ બંનેનો અભ્યાસ કરીને બંને વચ્ચે સમન્વય સાધવાનો પ્રયાસ કર્યો.

→ તેઓ ગુજરાતી, હિન્દી, કન્નડ, ઉર્દૂ વગેરે ભાષાના નિષ્ણાંત હતા.

→ તેમણે સંગીત પર લખેલાં પુસ્તકોમાં **"ભગવંત ગરબાવલી", "સંગીતાનુભવ", "સંગીત છંદોમંજરી", "બાલસંગીતમાળા"** વગેરેનો સમાવેશ થાય છે.

→ વડોદરા નરેશ મહારાજા સયાજીરાવ ગાયકવાડ ઉત્તમ પ્રશાસક હોવા ઉપરાંત વિવિધ કલાના ઉપાસક હતા. તેમના શાસન કાળમાં પ્રો.મૌલાબક્ષની રાહબરી હેઠળ વડોદરામાં સંગીતશાળા શરૂ કરવામાં આવી.

→ મૌલાબક્ષ ઉત્તમ ગાયક હોવા ઉપરાંત ઉચ્ચ કોટિના વીણાવાદક પણ હતા.

→ તેમણે હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીતના ક્ષેત્રે સ્વરલિપિની શોધ કરી તથા ઘણી બંદિશો લિપિબદ્ધ કરી.

→ ગુજરાતમાં હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીતનું પદ્ધતિસર શિક્ષણ (નોટેશન પદ્ધતિ) આપવાની શરૂઆત તેમણે જ કરી. તેમણે ભારતમાં પહેલી જ વાર સંગીતમાં નોટેશન પદ્ધતિની શરૂઆત કરીને સંગીતકારોને આશ્ચર્યમુગ્ધ કરી દીધા.

→ તેમનું અવસાન 10 જુલાઈ, 1896ના રોજ થયું હતું.

**(5) <u>યશવંત પુરોહિત</u>**

→ જન્મ - 27 ડિસેમ્બર, 1916ના રોજ ભાવનગરના પરવાળા ગામમાં

→ સંગીતની તાલીમ - પંડિત નારાયણરાવ ખરે, શંકરરાવ વ્યાસ, પંડિત ઓમકારનાથ ઠાકુર, બાલકૃષ્ણ બુવા કપિલેશ્વરી વગેરે ગુરુઓ પાસેથી લીધી હતી.

→ કિરાણા ઘરાણાના અલ્પ પ્રચલિત એવા છાયાનટ, શ્રી બિહાગ વગેરે જેવા રાગો ઉપર તેમનું પ્રભુત્વ હતું.

→ તેમનું ઉપનામ **"રસરંગ"** હતું. આ ઉપનામે એમણે **"મધુ બંસરી માન મનાવત"** વગેરે કેટલીક સુંદર ચીજોની રચના કરી છે.

→ ઉત્તર હિંદુસ્તાની શાસ્ત્રીય સંગીતના પ્રખ્યાત ગાયક હતા.

→ ભાવનગરના મહારાજાએ તેમની સ્મૃતિમાં એક સ્કોલરશીપની શરૂઆત કરી હતી.

→ ગુજરાત સરકારે તેમની સ્મૃતિને અંજલિ આપવા ભાવનગર ખાતે બંધાવેલા નાટયગૃહનું **"યશવંતરાય પુરોહિત નાટ્યગૃહ"** એવું નામાભિધાન કર્યુ છે.

→ તેમનું અવસાન 3 ફેબ્રુઆરી, 1964ના રોજ થયું હતુ.

**(6) <u>શિવકુમાર શુકલ</u>**

→ જન્મ - 12 જુલાઈ, 1918ના રોજ સૌરાષ્ટ્રના ગોંડલમાં

→ સંગીતની તાલીમ - બાબુરાવ ગોખલે, પંડિત ઓમકારનાથ ઠાકુર, અમાનઅલી ખૉ વગેરે ગુરુઓ પાસેથી લીધી હતી.

→ ઈ.સ.1934માં ગોંડલના મહારાજા ભગવતસિંહજીના સુવર્ણજયંતિના પ્રસંગે પોતાની ગાયનકલા દ્વારા બધાને મંત્રમુગ્ધ કરી દીધા અને ભગવતસિંહજી તેમને ગોંડલ રાજ્યના રાજ્યગાયક બનાવી દીધા.

→ સંગીતક્ષેત્રે અનેકો પુરસ્કાર મેળવનાર શિવકુમાર શુકલનું અવસાન 31 ડિસેમ્બર, 1998ના રોજ થયું હતું.

**(7) <u>સુધીર ખાંડેકર</u>**

→ જન્મ - 31 ઓકટોબર, 1946ના રોજ મહારાષ્ટ્રના થાણામાં

→ મૂળ મહારાષ્ટ્રીયન પરંતુ ગુજરાતને કર્મૂભૂમિ બનાવનાર.

→ પિતા - વિલાસરાવ ખાંડેકર (પ્રખ્યાત સંગીતકાર)

→ પ્રાથમિકથી લઈને ઉચ્ચ શિક્ષણ સુધીનું શિક્ષણ અમદાવાદમાંથી લીધું.

→ પ્રખ્યાત સંગીતકાર અને વાયોલિનવાદક

→ **"ખાંડેકર સંગીતમ્ સિમ્ફની"** નામથી સંગીતવર્ગો ચલાવે છે જેમાં શાસ્ત્રીય, કંઠય, વાદ્ય સંગીત અને વોઈસ કલ્ચર વગેરેનું શિક્ષણ આપવામાં આવે છે.

→ અમદાવાદના દૈનિક સમાચારપત્ર **"ટાઈમ્સ ઑફ ઈન્ડિયા"**માં સંગીત વિષયક લેખો લખ્યા છે.

**(8) <u>કૃષ્ણકાંત પરીખ</u>**

→ જન્મ - 8 નવેમ્બર, 1941ના રોજ કલકત્તામાં

→ સંગીતની તાલીમ ઘનશ્યામભાઈ વ્યાસ, કાંતિલાલ ત્રિવેદી, પંડિત સુખેન્દુ ગોસ્વામીજી અને પંડિત જસરાજજી વગેરે ગુરુઓ પાસેથી લીધી હતી.

→ તેમણે વૈષ્ણવ પુષ્ટિમાર્ગીય હવેલી સંગીતની પરંપરા સાથે શાસ્ત્રીય ગાયનકલાનો સુમેળ સાધી માધુર્યયુક્ત ભાવપૂર્ણ ગાયનશૈલીને વિકસાવવામાં મહત્વનો ફાળો આપ્યો છે.

→ આકાશવાણી અમદાવાદ પરથી 30 વર્ષ જેવા લાંબા સમય સુધી સંગીત સેવા આપી છે.

**(9) <u>મહારાણા જયવંતસિંહજી</u>**

→ જન્મ - ઈ.સ.1904માં સોલંકીવંશની શાખા વાઘેલા કુળમાં જન્મ

→ **''સાણંદબાપુ''**ના નામે પ્રખ્યાત

→ ગુજરાતના રાજવી કુળોનાં સાણંદ નરેશ જયવંતસિંહજીનું નામ સંગીતપ્રેમી અને સંગીતશાસ્ત્રના જ્ઞાતા તરીકે મોખરે છે.

→ સાણંદબાપુ પોતે સારા સંગીતજ્ઞ હતા. તેઓ દેવીભક્ત હતા. તેમણે રચેલી દેવીઓની ઘણી સ્તુતિઓ શાસ્ત્રીય સંગીતના વિવિધ રાગોમાં સ્વરબદ્ધ થયેલી છે અને તેનું પ્રકાશન પણ કરવામાં આવ્યું છે.

→ ભક્તિ અને સંગીત તેમને વારસામાં જ પ્રાપ્ત થયાં હતા તેમના દાદા ભગવતસિંહજી પ્રખ્યાત જલતરંગ વાદક અને પિતા રણમલસિંહજી પ્રખ્યાત તબલાવાદક હતા.

→ સાણંદ બાપુએ વિવિધ ગુરુઓ પાસેથી સંગીત, કંઠ્યસંગીત, સિતાર, રુદ્રવાણી અને વિચિત્રવીણાનું શિક્ષણ લીધું હતું.

→ સાણંદબાપુના આશ્રયનો લાભ પંડિત પ્રતાપનારાયણ, પંડિત મણિરામ, પંડિત જસરાજ અને ગુલામ કાદર ખૉ જેવા ઉચ્ચ કોટિના સંગીતકારોને મળ્યો છે.

→ સાણંદબાપુએ પોતે જયવંતી તોડી, બાગકસ, માલકૌસ વગેરે નવા રાગોની રચના પણ કરી હતી.

→ તેમનું અવસાન ઈ.સ.1981માં થયું હતું.

**(10) <u>અમુભાઈ દોશી</u>**

→ જન્મ - ઈ.સ.1920માં કરાંચીમાં જન્મ, મૂળવતન - ભૂજ (કચ્છ)

→ ગુજરાતના અગ્રણી સંગીતકાર અને પ્રખ્યાત સરોદવાદક

→ ગુરુ - ઉસ્તાદ અલાઉદ્દીન ખૉ સાહેબ

→ તેમણે રાજકોટ ખાતે **''સંગીત સંસદ''** નામની સંસ્થાની સ્થાપના કરી.

→ ગુજરાતમાં સરોદ વાદ્યનો પ્રચાર - પ્રસાર તેમના થકી થયો છે.

→ સંગીત વિષય પર ગુજરાતી ભાષામાં અનેક પુસ્તકો લખી છે જેમાં **''ભારતીય સંગીતનો વિકાસ''** નામની પુસ્તક પ્રખ્યાત છે.

→ તેમનું અવસાન ઈ.સ.1994માં થયું હતું.

**(11) <u>નંદન મહેતા</u>**

→ જન્મ - 26 ફેબ્રુઆરી, 1942ના રોજ અમદાવાદમાં

→ તબલાં વાદનની તાલીમ પંડિત સદાશિવરાવ લુતડે અને કિશન મહારાજ પાસેથી લીધી હતી.

→ તેઓ બનારસ ઘરાણાના પ્રખ્યાત તબલાંવાદક હતા.

→ અમદાવાદની સપ્તક સ્કૂલ ઑફ મ્યુઝિકની સ્થાપનામાં તેમનો ફાળો મહત્વનો ગણાય છે.

→ તેમણે આકાશવાણી અને દૂરદર્શન પર રાષ્ટ્રીય કક્ષાના કાર્યક્રમો તેમજ આંતરરાષ્ટ્રીય કાર્યક્રમો આપ્યા છે.

→ અનેક પુરસ્કાર મેળવનાર નંદન મહેતાનું અવસાન 26 માર્ચ, 2010ના રોજ થયું હતું.

**(12) <u>ભીખુભાઈ ભાવસાર</u>**

→ જન્મ - 3 મે, 1929ના રોજ ભગવાનજીભાઈના ઘરે, મૂળવતન અગામ પણ વલસાડમાં વસવાટ કર્યો.

→ મેવાતી ઘરાણાના મણિરામજી પાસેથી સંગીતની તાલીમ લીધી. આ તાલીમ દરમિયાન પંડિત જસરાજજી પણ ત્યાં તાલીમ લઈ રહયા હતા એટલે કે બંને એક સાથે તાલીમ લીધી હતી.

→ અનેક સન્માન મેળવનાર ભીખુભાઈનો સૌથી મહત્વનો ફાળો **''કલાયતન''** નામની સંસ્થાની સ્થાપના કરવામાં છે જે તેમણે વલસાડમાં સ્થાપી હતી.

**(13) <u>રમણલાલ મહેતા</u>**

→ રમણલાલ સી. મહેતા (આર. સી. મહેતા) એ કંઠય સંગીતની કિરાણા શૈલીની તાલીમ કંચનલાલ મામાવાળા અને અબ્દુલ વહીદખાન પાસેથી લીધી હતી.

→ તેમણે ઠુમરી અને ખયાલ ગાયકીમાં પોતાની આગવી શૈલી વિકસાવી છે.

→ તેઓ **"ધ જર્નલ ઑફ ધી ઈન્ડિયન મ્યુઝિકોલોજિકલ સોસાયટી"** નામની આંતરરાષ્ટ્રીય સામયિકના સ્થાપક તંત્રી હતા.

→ તેમણે લખેલાં પુસ્તકોમાં **"સંગીતચર્ચા", "ગુજરાતી ગેય કવિતા", "આગ્રા ઘરાણા"** વગેરેનો સમાવેશ થાય છે.

★ **ગુજરાતનું હવેલીસંગીત અને તેના સંગીતકારો**

→ પુષ્ટિમાર્ગના સ્થાપક શ્રી વલ્લભાચાર્ય હતા.

→ હવેલી સંગીત એટલે કે પુષ્ટિમાર્ગની હવેલીમાં ભગવાન શ્રી કૃષ્ણની આઠ પ્રહરની સેવાપૂજા કરતી વખતે જે પદ ગાવામાં આવે તે.

→ ભગવાન શ્રીકૃષ્ણની આઠ પ્રહરની સેવાઓ આ પ્રમાણે છે.

પ્રથમ પ્રહર - મંગળા, દ્વિતીય પ્રહર - શણગાર, તૃતીય પ્રહર - ગ્વાલ, ચતુર્થ પ્રહર - રાજભોગ, પંચમ પ્રહર, ઉત્થાપન, ષષ્ટમ્ પ્રહર - ભોગ, સપ્તમ પ્રહર - સંધ્યા આરતી, અષ્ટમ્ પ્રહર - શયન

→ શ્રી વલ્લભાચાર્યે **"શ્રીનાથજી"** ની સ્થાપના જતીપુરામાં ઈ.સ.1509માં કરી હતી. ત્યાંથી ઈ.સ.1671માં **"સિંહાડ"** નામના ગામમાં તેમની સ્થાપના થઈ, જે અરવલ્લી પહાડની ટેકરીઓ વચ્ચે આવેલું ગામ છે.

→ જેને આપણે હવેલી સંગીત તરીકે ઓળખીએ છીએ, તેને પુષ્ટિમાર્ગીયો **"કીર્તન"** તરીકે સંબોધે છે.

→ ઈ.સ.1551માં શ્રી વિઠ્ઠલનાથ ગુંસાઈજીએ **"અષ્ટછાપ મંડળ"** જાહેર કર્યુ, આ અષ્ટછાપ મંડળમાં એવા આઠ કવિ-ગાયકોનો સમાવેશ થતો હતો જે આ હવેલીમાં સંગીત કીર્તનની સેવા બજાવી શકે.

→ અષ્ટછાપ મંડળના કીર્તનકારોના નામ નીચે મુજબ છે -

(1) કુંભનદાસ
(2) સુરદાસ
(3) પરમાનંદ દાસ
(4) કૃષ્ણદાસ
(5) ચતુર્ભુજદાસ
} આ ચારેય શ્રી વલ્લભાચાર્યના સમયમાં સેવા કરી.

(6) ગોવિંદ સ્વામી
(7) નંદદાસ
(8) છીતસ્વામી
} આ ચારેય શ્રી વિઠ્ઠલનાથ ગુંસાઈના સમયમાં સેવા કરી.

→ આ અષ્ટછાપ મંડળના કીર્તનકારોને કૃષ્ણના સખા માનવામાં આવ્યા છે.

→ હવેલી સંગીતમાં મુખ્યત્વે જેમના રચેલાં પદો ગાવામાં આવે છે તેમાં અષ્ટછાપ સખાઓ, નરસિંહ મહેતા, દયારામ, તાનસેન, ચાંદબીબી (અકબરની રાણી), તાનતરંગખા, રામરાય, જગતરાય, આસકરણ, હરિવંશ, શ્રીભટ્ટ, રસિકપ્રીતમ, ગદાધર મિશ્ર વગેરેનો સમાવેશ થાય છે.

→ ઈ.સ.1716-1769ના સમયગાળા દરમિયાન ગુજરાતમાં હવેલીની સ્થાપના થઈ હતી. અષ્ટછાપ મંડળમાંના એક કૃષ્ણદાસ તો મૂળ ગુજરાતના જ હતા.

→ પોરબંદરના શ્રી વલ્લભદાસ બાપોદરાના પુત્ર શ્રી વિઠ્ઠલદાસ બાપોદરાએ ઈ.સ.1998માં અમદાવાદ ખાતે **"અષ્ટછાપ કીર્તન સંગીત વિદ્યાપીઠ"**ની સ્થાપના કરી હતી, જે હવે તેમના પુત્ર મનહરભાઈ બાપોદરા સંભાળે છે. દેશભરમાં આ પ્રકારની આ એકમાત્ર સંગીત સંસ્થા છે.

**(1) ચંપકલાલ નાયક**

→ જન્મ - 19 એપ્રિલ, 1909ના રોજ પાટણમાં

→ ઉસ્તાદ પૂંજીરામ પાસેથી મૃદંગની તાલીમ લીધી અને પાટણની સંગીતશાળામાંથી સંગીતની તાલીમ લીધી.

→ ચંપકલાલને સંગીત ગળથૂથીમાંથી મળ્યું એટલે કે તેમના પિતા છબીલદાસ પણ દ્વારકાધીશ મંદિરમાં કીર્તનકાર હતા.

→ તેઓ અમદાવાદમાં સ્થિર થયા અને **"ભાતખંડે સંગીત મહાવિદ્યાલય"**ની સ્થાપના પણ કરી. તેમણે **"અષ્ટછાપીય ભક્તિ સંગીત"** નામનું ગ્રંથ લખ્યું અને ત્યારબાદ સંગીત પર 15 જેવા બીજા ગ્રંથોની પણ રચના કરી.

→ ખ્યાતનામ પુષ્ટિમાર્ગીય કીર્તનકાર ચંપકલાલ નાયકનું અવસાન 5 ડિસેમ્બર, 1998ના રોજ થયું હતું.

**(2) ભગવતીપ્રસાદ ભટ્ટ**

→ જન્મ - 19 નવેમ્બર, 1914ના રોજ જામનગરમાં

→ દાદા - પંડિત કાનજીભાઈ ભટ્ટ (જામનગર હવેલીમાં કીર્તનકાર અને ઉત્તમ પખવાજ વાદક) કાનજી ભાઈના ગુરુ પંડિત આદિત્યરામ વ્યાસ હતા.

→ પિતા - પંડિત પ્રેમશંકર ભટ્ટ (ધ્રાંગધ્રા હવેલીમાં કીર્તનકાર અને રાજગાયક)

→ આમ, ભગવતીપ્રસાદ ભટ્ટને ગળથૂંથીમાંથી જ સંગીત મળ્યું હતું. તેમની વિશેષ કલા પ્રતિભાને જોઈને ધ્રાંગધ્રાના મહારાજા અજિતસિંહે તેમને સંગીતના તાલીમની સુવિધા કરી આપી.

→ સંગીતની તાલીમ ભગવતીપ્રસાદે રજબઅલીખૉ (દેવાસના), પંડિત ગોવિંદ પ્રસાદ (વડોદરાના) અને પંડિત બાબુરાવ ગોખલે (મુંબઈના) પાસેથી લીધી હતી.

→ તેમને લેખેલો પ્રખ્યાત ગ્રંથ **"પુષ્ટિ સંગીત પ્રકાશ"** છે. આ ગ્રંથ દિલ્હીની સંગીત નાટક અકાદમી દ્વારા 1983માં બહાર પાડવામાં આવ્યો છે. આ ગ્રંથમાં પુષ્ટિ કીર્તનનો ઈતિહાસ, અલ્પપ્રચલિત અને અપ્રચલિત અનેક રાગોની વિગત વગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે.

→ પ્રખ્યાત પુષ્ટિમાર્ગીય કીર્તનકાર ભગવતીપ્રસાદ ભટ્ટનું અવસાન 17 ડિસેમ્બર, 1980ના રોજ થયું હતું.

→ ઈ.સ.1955માં રેડિયો સંગીતમાં ભાગ લેવા ગયેલા ધ્રાંગધ્રાના રાજગાયક શ્રી ભગવતીપ્રસાદ ભટ્ટે શ્રી કેસકર અને શ્રી માથુરને હવેલી-કીર્તન સંભળાવ્યું, જેથી પ્રભાવિત થઈને પુષ્ટિમાર્ગીય કીર્તન સંગીતને- હવેલી સંગીતને આકાશવાણીમાં, શાસ્ત્રીય સંગીત વિભાગમાં સ્થાન આપ્યું.

## ★ ગુજરાતના સુગમ સંગીતકારો

### 1. અવિનાશ વ્યાસ

→ જન્મ - 21 જુલાઈ, 1911ના રોજ અમદાવાદમાં

→ પિતા - આનંદરાય વ્યાસ

→ માતા - મણિબહેન વ્યાસ

→ અવિનાશભાઈને યુવાનીમાં ક્રિકેટ રમવાનો બહુ શોખ હતો અને આ શોખ તેમને મેચ જોવા મુંબઈ લઈ ગયો. મુંબઈમાં ત્યારે નવી નેશનલ ગ્રામોફોન કંપની સાથે મેળમિલાપ થયો અને ત્યૉ તેમના ગીતો રેકોર્ડિંગ થવા લાગ્યા.

→ મુંબઈમાં કનૈયાલાલ મુનશીથી સંપર્ક થતાં, કનૈયાલાલે તેમને ભારતીય વિદ્યાભવનના સંગીત વિભાગના અધ્યક્ષ બનાવી દીધા.

→ શબ્દ અને સૂરની સરવાણી વહાવનાર તથા ગીત-ગરબાને ગુજરાતમાં ઘેર-ઘેર ગૂંજતા કરનાર અવિનાશ વ્યાસ જ હતા.

→ તેમના ગીતની પ્રથમ રેકર્ડ ઈ.સ.1940માં ઊતરી. એમના શબ્દ અને બંદિશની ખૂબી એમની રચનાની સરળતામાં હતી. આથી જ તેમનાં ગીતો લોકહૈયે જડાઈ જતા હતા.

→ અવિનાશભાઈનું સૌપ્રથમ બેલે **"જય સોમનાથ"** હતું.

→ તેમણે 175 ગુજરાતી સહિત 250 ઉપરાંત ફિલ્મોમાં સંગીત દિગદર્શન આપ્યું. તેમણે 10 જેટલા રાસ-ગરબાના કાવ્યસંગ્રહો પણ આપ્યા છે. તેમણે આશરે 12000 ગીતો લખ્યાં છે અને એટલાં જ ગીતોને બંદિશ આપી છે.

→ તેમણે જે પ્રથમ હિન્દી ફિલ્મમાં સંગીત આપ્યું હતું અને ફિલ્મ હિટ ગઈ હતી, તે ફિલ્મનું નામ હતું - **"મહાસતી અનસૂયા"**

→ **"મંગળફેરા"** નું ગીત **"રાખનાં રમકડાં"** ખૂબ જ પ્રસિદ્ધિ પામ્યું હતું. આ સિવાય સરદાર ચંદુલાલ રચિત **"ગુણસુંદરી"**માં પણ તેમણે સંગીત અને ગીતો આપ્યા હતા.

→ તેમણે ભારત સરકારે ઈ.સ.1970માં **"પદ્મશ્રી"** નો ઈલ્કાબ આપ્યો હતો.

→ ગુજરાતી સુગમ સંગીતના ખૂબ જ લોકપ્રિય એવા ગાયક - દિગદર્શક અવિનાશ વ્યાસનું અવસાન 20 ઓગસ્ટ, 1984ના રોજ થયું હતું.

### 2. નિનુ મઝમુદાર

→ જન્મ - 9 નવેમ્બર, 1915ના રોજ વડોદરામાં

→ પિતા - નરેન્દ્ર મઝમુદાર

→ સંગીતની તાલીમ - ઉસ્તાદ ફૈયાઝ ખૉ અને ઉસ્તાદ ઈમામઅલી ખાન પાસેથી

→ ઈ.સ.1931માં મુંબઈ જઈ રવીન્દ્ર સંગીત અને બંસરીવાદન શીખ્યા.

→ ઈ.સ.1937માં વારાણાસી જઈ ઉત્તર હિન્દુસ્તાની લોકસંગીત, ઠુમરી અને દાદરાશૈલીના સંગીતની તાલીમ લીધી.

→ ઈ.સ.1954માં તેઓ સ્વર કિન્નરી **"કૌમુદી મુનશી"** સાથે લગ્નગ્રંથિથી જોડાયા.

→ ઈ.સ.1956માં વી. શાંતારામની ડોક્યુમેન્ટરી ફિલ્મ **"ગુજરાતનું લોકસંગીત"**માં પણ તેમણે સંગીત-નિર્દેશન કર્યું.

→ તેમણે **"ગોપીનાથ"** સહિત અનેક ફિલ્મોમાં સંગીત દિગ્દર્શનનું કામ કર્યુ છે.

→ તેમનું બિન ફિલ્મી ગીત **"પંખીઓએ કલશોર કર્યો"** ખૂબ જ પ્રખ્યાત છે.

→ તેમનું અવસાન 3 માર્ચ, 2000ના રોજ થયું હતું.

### 3. દિલીપ ધોળકિયા

→ જન્મ - ઈ.સ.1921માં જૂનાગઢમાં

→ 1942 થી 1946 સુધી કેન્દ્ર સરકારમાં નોકરી કરી અને પછી તેને છોડીને ફિલ્મ લાઈનમાં આવ્યા.

→ તેમણે સંગીતની તાલીમ મુંબઈમાં પાંડુરંગ આંબેડકર નામના સંગીતકાર પાસેથી લીધી હતી.

→ થોડા સમય બાદ સંગીત નિર્દેશક ચિત્રગુપ્ત અને એસ. એમ. ત્રિપાઠીના સહાયક બન્યા ત્યારબાદ લક્ષ્મીકાંત - પ્યારેલાલના સહાયક બન્યા.

→ ઈ.સ.1956માં **"બદગાદ કી રાતે"** ફિલ્મ માટે પ્રથમવાર સંગીત-દિગ્દર્શનની તેમને તક મળી.

→ તેમણે કુલ 35 જેટલી ફિલ્મો (ગુજરાતી અને હિન્દી ફિલ્મો મળાવીને) માં સંગીત નિર્દેશન કર્યુ છે એમાં **"સત્યવાન- સાવિત્રી"**, **"ઠાકુરાણી ગંગા, "મેના ગુર્જરી"**, **"કંકુ"** વગેરે મુખ્ય છે.

→ ફિલ્મ - દીવાદાંડીનું ખૂબ જાણીતું ગુજરાતી ગીત **"તારી આંખનો અફીણી"** દિલીપભાઈએ ગાયું છે.

→ તેમનું અવસાન 2 જાન્યુઆરી, 2006ના રોજ થયું હતું.

### 4. ક્ષેમુ દિવેટિયા

→ જન્મ - 1 ઓકટોબર, 1924ના રોજ અમદાવાદમાં

→ ઈ.સ.1942 થી તેમણે નાટકો અને ગરબાના કાર્યક્રમોમાં સંગીત નિર્દેશક તરીકે કામ શરૂ કરી દીધુ હતું.

→ ઈ.સ.1950 થી આકાશવાણી ઉપરથી ક્ષેમુભાઈના ગીતો રજૂ થવા લાગ્યા.

→ તેમણે **"કાશીનો દીકરો"** ફિલ્મમાં કર્ણપ્રિય સંગીત આપ્યું હતું.

→ તેમણે પ્રવીણ જોશીના **"સપનાનાં વાવેતર"** ચંદ્રવદન મહેતાના **"શાંકુતલ"**, નરોત્તમ શાહના **"ગોદાન"**, શ્રી મૃણાલિની સારાભાઈના **"નળાખ્યાન"** વગેરે અનેક નાટકોમાં સંગીત આપ્યું હતું.

→ ઈસ.1984માં **"સંગીત સુધા"** નામની ચાર કેસેટો બહાર પાડી હતી, જેમાં સુંદર ગીતો અને ગરબા ગાવામાં આવ્યા છે. આ કેસેટોમાં 26 કલાકારોનો સહયોગ લીધો હતો.

→ અનેક પુરસ્કારો મેળવનાર ક્ષેમુભાઈ દિવેટિયાનું અવસાન 30 જુલાઈ, 2009ના રોજ થયુ હતું.

### 5. રસિકલાલ ભોજક

→ જન્મ - 29 ડિસેમ્બર, 1926ના રોજ ભાવનગરમાં

→ સંગીતની પ્રારંભિક તાલીમ દલસુખરામ ભોજક પાસેથી લીધી હતી.

→ ઈ.સ.1951માં આકાશવાણીમાં જોડાયા હતા અને ઈ.સ.1965માં અમદાવાદમાં નિવૃત્ત થયા હતા.

→ ઈ.સ.1962માં ચીનના આક્રમણ વખતે તેમણે શ્રી હરિકૃષ્ણ-પ્રેમી લિખિત **"શહીદ કી મા"** નામનું દેશપ્રેમનું ગીત સ્વરાંકિત કરેલું, જે ખૂબ જ પ્રશંસા પામ્યું હતું અને ત્રણ મહિના સુધી સતત દૂરદર્શન પર પ્રસારિત કરવામાં આવ્યું હતું. આ ઉપરાંત બીજા લગભગ 400 જેટલા દેશપ્રેમના ગીતો પણ આ સમયે તેમણે સ્વરાંકિત કર્યા હતા.

→ વર્ષો સુધી આકાશવાણી સાથે સંકળાયેલા જાણીતા સંગીતકાર રસિકલાલનું અવસાન 17 સપ્ટેમ્બર, 1990ના રોજ થયું હતું.

### 6. અજિત શેઠ

→ જન્મ - 19 સપ્ટેમ્બર, 1932ના રોજ મુંબઈમાં

→ ઈ.સ.1967માં **"એડ્રોઈટ"** નામની વિજ્ઞાપન સંસ્થા સ્થાપી.

→ ઈ.સ.1971માં **"સંગીત ભવન ટ્રસ્ટ"**ની સ્થાપના કરી.

→ તેમણે **"ગુજર ગયા વહ જમાના"** નામનું પુસ્તક લખ્યું છે જે પંકજ મલ્લિકના જીવન પર આધારિત છે.

→ તેમણે ગુજરાતી કવિતા અને સંગીત સાથે દશ્યોનો પણ સહયોગ કરી દશ્ય-શ્રવણ કાર્યક્રમો તૈયાર કરી ભારે પ્રસિદ્ધિ અને પ્રશંસા મેળવી હતી.

→ સાહિત્ય કાવ્ય અને સંગીતનો ખૂબ જ સુંદર વિનિયોગ કરનાર અજિત શેઠનું અવસાન 23 જાન્યુઆરી, 2006ના રોજ થયું હતું.

### 7. અન્ય સંગીતકારો

| | | |
|---|---|---|
| 1. | પુરુષોત્તમ ઉપાધ્યાય | → અવિનાશ વ્યાસ અને ક્ષેમુદિવેટિયા પછી ત્રીજું નામ સંગીતક્ષેત્રે તેમનું આવે છે.<br>→ ફિલ્મમાં ગાવાની શરૂઆત મુકેશ સાથેના દોગાનમાં **"નારીકંઠ"** તરીકે ! |

| | | |
|---|---|---|
| | | → તેમની યાદગાર ગઝલ - **''દિવસો જુદાઈના જાય છે''**<br>→ અલકા યાજ્ઞિકને સંગીતમાં પ્રથમ બ્રેક આપનાર (ફિલ્મ-સીતાત્યાગમાં) |
| 2. | ગૌરાંગ વ્યાસ | → અવિનાશ વ્યાસના પુત્ર<br>→ તેમની સ્વતંત્ર સંગીત નિર્દેશિત પ્રથમ ફિલ્મ હતી - **''લાખો ફુલાણી''**<br>→ આમાં કિશોરકુમારે પ્રથમ વખત ગુજરાતી ફિલ્મમાં પ્લેબેક ગીત ગાયું હતું, જેમાં **''એક પાટણ શહેરની નાર પદમણી''** ખૂબ જ પ્રખ્યાત છે.<br>→ **''દિકરીને ગાય દોરે ત્યાં જાય''** ગીત **''પારકી થાપણ''** ફિલ્મનું છે જે લતા મંગેશકરે ગાયું હતું. ગૌરાંગભાઈનું આ ગીત પણ ખૂબ જ લોકપ્રિય છે.<br>→ **''મહિયરમાં મનડું નથી લાગતું''** ફિલ્મ પણ તેમનું એક લોકપ્રિય નજરાણું છે.<br>→ તેઓ ઈ.સ.1961 થી **''શ્રુતિ''** નામની સંગીત સંસ્થાથી જોડાયેલા છે.<br>→ અનેક પુરસ્કાર મેળવનાર ગૌરાંગભાઈએ 75 ફિલ્મો ઉપરાંત ટી.વી. સિરિયલોમાં પણ ટાઈટલ સંગીત આપ્યું છે. |
| 3. | આશિત દેસાઈ | → પિતા કુંજબિહારી દેસાઈ અને માતા મયૂરીબહેન પાસેથી ગળથૂથીમાં જ સંગીતનો વારસો મળ્યો.<br>→ તેમણે 15 જેટલી હિન્દી ટીવી સિરિયલ અને 70 જેટલી ગુજરાતી ટીવી સીરિયલ માટે સંગીત આપ્યું.<br>→ **''ચાણક્ય''** નામની સિરિયલમાં તેમનું સંગીત છે.<br>→ સર રિચાર્ડ એટનબરોની પ્રખ્યાત ફિલ્મ **''ગાંધી''** માં **''વૈષ્ણવજન''** અને **''રઘુપતિ રાઘવ''** બે ગીતો આસિતભાઈએ ગાયા છે.<br>→ ઈ.સ.1976માં **''સોનબાઈની ચુંદડી''** માં ગાયેલા ગીતો માટે તેમને ગુજરાત સરકારે શ્રેષ્ઠ પાર્શ્વગાયકનો એવોર્ડ આવ્યો હતો.<br>→ ગુજરાતી સિરિયલ **''શ્રદ્ધા''** ના સંગીત માટે તેમને **''શ્રેષ્ઠ સંગીત નિર્દેશક''** તરીકેનો એવોર્ડ મળ્યો છે.<br>→ એમને ભારતના રાષ્ટ્રપતિને હસ્તે **''એશિયાડ જ્યોતિ મેડલ''** એનાયત થયો હતો. આ મેડલ તેમને પંડિત રવિશંકરજી સાથે એશિયાડના સાંસ્કૃતિક કાર્યક્રમોનું સફળતાપૂર્વક આયોજન કરવા બદલ મળ્યો હતો. |
| 4. | ઉદય મઝમૂદાર | → ગુજરાતી ફિલ્મ **''માણસાઈના દીવા''** માટે શ્રેષ્ઠ ગાયક, અનેક સિરિયલોમાં સંગીત આપ્યું. |
| 5. | સૌમિલ મુનશી | → **''ટચિંગ ટયૂનસ''** નામની સંસ્થાની સ્થાપના |
| 6. | શ્યામલ મુનશી | → **''સ્વરસેતુ''** નામનું સંગીત- સાંસ્કૃતિક વિષયક સામાયિક પ્રગટ કરે છે. |
| 7. | આરતી સૌમિલ મુનશી | → **''માનવીની ભાવઈ''** માટે શ્રેષ્ઠ પાર્શ્વગાયિકાનો એવોર્ડ. |
| 8. | સંજય ઓઝા | → **''સાસરિયું સ્વર્ગથી સોહામણું''** ફિલ્મ માટે એવોર્ડ |
| 9. | નિશા ઉપાધ્યાય | → સાધના સરગમ સાથે **''સ્વામીનારાયણ ભજન''**, **''મનહર ઉદાસ સાથે''** રામરક્ષાસ્ત્રોત |
| 10. | સોલી કાપડિયા | |
| 11. | નયનેશ જાની | |
| 12. | નયન પંચોલી | |
| 13. | હર્ષદાબેન અને જર્નાદનભાઈ રાવળ | |
| 14. | કૌમુદી મુનશી | |
| 15. | સુધા દિવેટીયા | |

★ **ગુજરાતના લોકસંગીતકારો**

1. **દિવાળીબહેન ભીલ**

→ જન્મ - ઈ.સ.1949માં અમરેલી જિલ્લાના લદખાણિયા ગામમાં.

→ એક પ્રોગ્રામ દરમિયાન હેમુ ગઢવીએ તેમને સાંભળ્યા અને બીજા દિવસે આકાશવાણીના રાજકોટ કેન્દ્ર પર ગીતોના રેકોર્ડિંગ માટે આમંત્રણ આપ્યું.

→ સૌપ્રથમ આકાશવાણી પર **''ફૂલે ઉતાર્યા ફૂલવાડીએ રે લોલ''** ગાઈને બધાને મંત્રમુગ્ધ કરી દીધા.

→ દિલ્હીના એક આયોજિત લોકસંગીત મહોત્સવમાં ગુજરાતનું લોકગીત **''મારે ટોડલે બેઠો રે મોર ક્યાં બોલે''** રજૂ કર્યું.

→ વડાપ્રધાન ઈન્દિરા ગાંધીએ **''મા પાવા તે ગઢથી ઉતર્યા''** ગરબો ગવડાવ્યો.

→ કલ્યાણજી-આણંદજીની બેલડીએ **''જેસલ તોરલ''** ફિલ્મમાં ગીત ગવડાવ્યું - **''પાપ તારું પડકાશ જાડેજા, ધરમ તારો સંભાળ રે''**, આ ગીત હજુ સુધી લોકોની જીભે ચઢેલું જોવા મળે છે.

→ લતા મંગેશકરે પણ તેમના વખાણ કર્યા છે.

→ અનેક પુરસ્કાર મેળવનાર દિવાળીબેનને **''પદ્મશ્રી''** નો ઈલ્કાબ ઈ.સ.1990માં મળ્યો હતો.

### 2. <u>દુલા ભાયા કાગ</u>

→ જન્મ - ઈ.સ.1902માં સૌરાષ્ટ્રની સોડવદર ગામમાં

→ મૂળ વતન - ભાવનગર પાસેનું મજાદર ગામ

→ **''કાગબાપુ''** તરીકે પ્રખ્યાત હતા.

→ સંત મુકતાનંદની કૃપાથી એમનામાં કવિતાની પ્રથમ સરવાણી ફૂટી અને અલૌકિક કવિતાનો દરિયા ધૂધવતો થયો.

→ એમની વાણી **''કાગવાણી''** નામના ગ્રંથમાં મળે છે જે 8 (આઠ) ભાગમાં પ્રકાશિત થઈ છે.

→ કાગબાપુમાં **''કંઠ, કહેણી અને કવિતા''** ત્રણેય સમન્વય જોવા મળે છે.

→ તેઓ ચારણ હિતવર્ધક સભાના પ્રમુખ પણ બન્યા હતા.

→ વિનોબા ભાવેની ભૂદાન પ્રવૃત્તિમાં 350 વીઘાં જમીન, 12 બળદ, 12 હલ અને 12 કૂવા તથા 5000 રૂપિયાનું દાન પ્રવૃત્તિમાં આપ્યું હતું.

→ ભારત સરકારે **''પદ્મશ્રી''** નો ઈલ્કાબ આપ્યો છે.

→ લોકસાહિત્યમાં ધૂધવતા મહેરામણ સમા મહાનકવિ-કથાકાર અને લોકગાયક કાગબાપુનું અવસાન 22 ફેબ્રુઆરી, 1977ના રોજ થયું હતું.

### 3. <u>હેમુ ગઢવી</u>

→ જન્મ - ઈ.સ.1929માં સુરેન્દ્રનગરના પડધરીમાં

→ પિતા - નાનુભા

→ માતા - બાલુભા

→ કસુંબલ ડાયરાને દરબારમાંથી પ્રજાની વચ્ચે લાવવાનો શ્રેય હેમુ ગઢવીને જાય છે. તમે એમને સાંભળો તો લાગે કે ભૂલોકમાં ભૂલો પડેલો કોઈ દિવ્ય ગાયક છે.

→ ઝવેરચંદ મેઘાણીના લોકસાહિત્યને પોતાની અદ્ભુત ગાયકી દ્વારા ધરધર પહોંચાડવાનો શ્રેય હેમુભાઈને જાય છે.

→ તેઓ લોકગીતો, દુહા, છંદ વગેરેને પોતાની હલકદાર શૈલીમાં રજૂ કરી લોકોને મંત્રમુગ્ધ કરી દીધા.

→ તેમનું અવસાન ઈ.સ.1965માં થયું હતું.

### 4. <u>અન્ય સંગીતકારો અને ગાયકો</u>

| | | | |
|---|---|---|---|
| 1. | હેમંત ચૌહાણ | 2. | ફરિદા મીર |
| 3. | વિક્રમ ઠાકોર | 4. | મણિરાજ બારોટ |
| 5. | મહેશ કનોડિયા | 6. | મનહર ઉધાસ |
| 7. | પંકજ ઉધાસ | | |



## 7. <u>ગુજરાતની સ્થાપત્ય કલા</u>

→ ભારત દેશ તેની વિવિધ કલાઓમાં જગતભરમાં સુપ્રસિદ્ધ છે. આ વિવિધ કલાઓમાં ચિત્ર, નૃત્ય, સંગીત, શિલ્પ, સ્થાપત્ય વગેરેનો સમાવેશ થાય છે. એમાંય ભારતીય સ્થાપત્ય કલાનો અનોખો અને લાંબો ઐતિહાસિક વારસો છે.

→ સંસ્કૃત ભાષામાં સ્થાપત્ય માટે **''વાસ્તુ''** શબ્દ વપરાય છે. વાસ્તુનો સીધો સંબંધ નિવાસ સાથે રહેલો છે ભલે પછી એ સામાન્ય માનવીનો હોય કે ઈશ્વરનો હોય.

→ સ્થાપત્ય કલા એટલે ભવનો અને ઈમારતો બાંધવાની કલા.

### ★ <u>મંદિરની પ્રમુખ શૈલીઓ</u>

→ ભારતના મંદિરોને શિલ્પશાસ્ત્રીઓ મુખ્યત્વે ત્રણ ભાગો કે શૈલીઓમાં વિભાજિત કરે છે -

(1) નાગર શૈલી ( ઉત્તર ભારતીય શૈલી)

(2) દ્રાવિડ (દ્રવિડ) શૈલી ( દક્ષિણ ભારતીય શૈલી)

(3) બેસર શૈલી ( મિશ્રિત શૈલી)

### (1) <u>નાગર શૈલી</u>

→ નાગર શૈલી ને **"ઉત્તર ભારતીય શૈલી"** પણ કહેવાય છે.

→ નાગર શૈલી ઉત્તર ભારતમાં હિમાલય અને વિંધ્યની વચ્ચેના પ્રદેશમાં પ્રચલિત હોવાનું મનાય છે.બીજા શબ્દોમાં કહીએ તો નાગર શૈલીમાં મંદિર ઉત્તરમાં હિમાલયથી દક્ષિણમાં બીજાપુર જિલ્લા સુધી અને પશ્ચિમમાં પંજાબથી પૂર્વમાં બંગાળ સુધી, ભારતના મોટા ભાગ પર પથરાયેલાં છે.

→ નાગર શૈલીના મંદિરનું તલમાન મુખ્યત્વે ચોરસ હોવા છતાં દરેક બાજુએ નાના-નાના પ્રક્ષેપ (ખાંચા) કાઢવાને લઈને તારાના જેવા આકારનું બનતું. આ તારાકારને ઉર્ધ્વમાનમાં ગર્ભગૃહ પરના શિખરમાં ફેલાવવામાં આવતો. શિખર ઉપર જતાં ધીમે-ધીમે સાંકડું થતું અને એની ઊભી રેખાઓ સળંગ અને અખંડિત રીતે અંદર વળતી.

→ નાગર શૈલીના મંદિરો જે પ્રદેશમાં નિર્માણ પામ્યા તેને તે પ્રદેશની શૈલી તરીકે પણ નામ આપવામાં આવ્યું, જેમકે - ઓરિસ્સા શૈલી, ગુજરાતમાં ચાલુકય શૈલી વગેરે.

→ નાગર શૈલીના મંદિરોને પ્રાદેશિક વિભાજનના આધારે જોઈએ -

### <u>ગુજરાત</u>

→ ઓરિસ્સા અને મધ્યપ્રદેશના નાગરશૈલીના મંદિરોમાં ગુજરાતના નાગર શૈલીના મંદિરો એક અલગ બીજો ફાંટો પાડે છે.

→ ગુજરાતમાં ચાલુક્ય રાજાઓનું શાસન હોવાથી અહીં બનેલા નાગર શૈલીના મંદિરો **"ચાલુક્ય શૈલી"** ના નામે ઓળખવામાં આવે છે.

→ ગુજરાતમાં મંદિર સ્થાપત્યને ક્ષેત્રે નાગરશૈલીનું રેખાન્વિત શિખર શૈલીનું પૂર્ણ સ્વરૂપ વિકસયું હતું.

→ અહીંનું સહુથી પ્રાચીન અને સહુથી મુખ્ય મંદિર બરડા ડુંગરમાના ગોપમાંનું છે, જેમાં રમણીય ઘૂમટદાર અણિયાળી ટોચવાળા બે પગથીદાર સ્તરોના છાવણ સાથેના સમચોરસ ગર્ભગૃહને, આસપાસ લાકડાનો પ્રદક્ષિણા પથ હતો.

→ સાંધારપ્રસાદ - ચાલુક્ય કાલનાં મંદિરોમાં પ્રદક્ષિણાપ પથ મંદિરની અંદર હોય એટલે કે પ્રદક્ષિણાપથ સહિતનો મહામંડપ હોય તો તે **"સાંધાર પ્રસાદ"** કહેવાય છે.

→ નિરંધાર પ્રાસાદ - ચાલુક્ય કાલના મંદિરોમાં પ્રદક્ષિણાપથ બહાર ખુલ્લો હોય તો તે મંદિર **"નિરંધારપ્રસાદ"** કહેવાય છે.

→ કીર્તિતોરણ - મંદિરની આગળ મોટા દરવાજા ઊભા કરવામાં આવે તેને તોરણ કે **"કીર્તિતોરણ"** કહેવાય છે.

→ આ શૈલીના મંદિરના મુખ્ય ત્રણ અંગો છે -

(1) પીઠ - મંદિરો મુખ્યત્વે ઊંચી મજબૂત પીઠ (ઓટલો કે જગતી) પર બાંધેલાં હોય છે.

(2) મંડોવર - મંદિરની દીવાલના બહારના ભાગને મંડોવર કહે છે.

(3) શિખર - મંડોવરની ટોચે ગર્ભગૃહ પર શિખર હોય છે.

→ આ મુખ્ય શિખરને ફરતાં નાના શિખરોની પ્રતિકૃતિ (શૃંગ) અને એના પેટાળમાંથી અડધાં પડઘાં બહાર નીકળતા ઉર:શૃંગની રચના કરવામાં આવે છે. શિખરની આ વિશિષ્ટ રચનાને કારણે ચાલુક્ય શૈલીના મંદિર અલગ તરી આવે છે.

→ ચાલુક્ય શૈલી એ બંધાયેલાં લગભગ 70 થી 75 મંદિરોના અવશેષ મળે છે તેમાં રોડા, પાસ્થર, સુત્રાપાડા, સંડેર, મિયાણી, સુણક, રુહાવી, દેલમાલ, કસરા, ધિણોજ, વાલમ, અસોડા, ખંડોસણ, પરબડી, ચૌબારી, કોટાઈથી મંદિરો મળે છે.

→ ગુજરાતને પ્રસિદ્ધિ અપાવનાર મંદિરોમાં મોઢેરાનું સૂર્યમંદિર, સિદ્ધપુરનો રુદ્રમાળ, દેલવાડાનાં વિમલવસહિ અને લૂણવસહિ, સોમનાથ મંદિર, ધૂમલી (જામનગર)નું નવલખા મંદિર અને સેજકપુર (સુરેન્દ્રનગર)નું નવલખા મંદિર વગેરેનો સમાવેશ થાય છે.

### <u>ગુજરાતી શૈલી</u>

→ ગુજરાત પ્રાંતમાં ઉદ્દ્ભવેલી આ શૈલી **"ગુજરાતી શૈલી"** તરીકે પ્રખ્યાત છે.

→ ગુજરાતની મુસ્લિમ સ્થાપત્ય શૈલીમાં બૌદ્ધ, હિંદુ અને જૈન કલાના સુંદર તત્વોનો સમન્વય થયેલો છે.

→ નિષ્ણાંત મુસ્લિમ ઈજનેરોની દેખરેખ નીચે બંધાયેલી આ ઈમારતોમાં ગુજરાતના સોમપુરા શિલ્પીઓએ અદ્દ્ભુત રચના-કૌસલ અને શિલ્પ-કસબ દર્શાવ્યા છે. તેથી પ્રાદેશિક મુસ્લિમ સ્થાપત્ય શૈલીઓમાં ગુજરાતની શૈલી સર્વોત્તમ બની છે.

→ આ શૈલીના સ્થાપત્ય કલાના નમૂના નીચે મુજબ છે -

(1) અહમદાવાદ નગરની સ્થાપના (2) જામા મસ્જિદ (અમદાવાદ) (3) ઝૂલતા મિનારા (4) સીદી સૈયદની જાળી

(5) હઠીસિંહના જૈન દેરાસરો (6) સરખેજનો રોજો

(7) વિવિધ મસ્જિદો જેમ કે રાણી સિપ્રીની મસ્જિદ, રાણી રૂપમતીની મસ્જિદ, બીબી અચુતકુકીની મસ્જિદ વગેરે

(8) વિવિધ વાવો જેમ કે અડાલજની વાવ, નવલખી વાવ, દાદા હરિની વાવ વગેરે

(9) વિવિધ કિલ્લાઓ જેમ કે અમદાવાદનો ભદ્રનો કિલ્લો, ચાંપાનેરનો કિલ્લો વગેરે.

→ વિવિધ કિલ્લાઓ, વિવિધ વાવો, વિવિધ મસ્જિદો વગેરેની ચર્ચા આગળના પ્રકરણોમાં વિસ્તૃત રીતે કરેલ હોવાથી અહીંયા આપણે તેની ચર્ચા કરતા નથી, તેની નોંધ લેવી.

→ અમદાવાદમાં સારંગપુર દરવાજા બહાર અને રાજપુર-ગોમતીપુરમાં આવેલા **"ઝૂલતા મિનારા"** વિશ્વભરમાં આ પ્રકારના એકમાત્ર મિનારા છે. આ દરેક મિનારાની ત્રણ માળની બાલ્કનીમાં બારીક નકશીકામ કરવામાં આવ્યું છે.

→ તે સમયના કુશળ કારીગરો મિનારામાં એ રીતની ગોઠવણ કરતા કે જેથી એક મિનારો હલાવતાં તેની ગતિ આપમેળે બીજા મિનારામાં પહોંચતા તે પણ હાલવા માંડે છે. બાંધકામની આ ખાસિયત જાણવા માટે અંગ્રેજો સહિત કરાયેલ પ્રયાસોને આજ પર્યંત સફળતા સાંપડી નથી. તેથી આ મિનારાઓના કંપનનું રહસ્ય અકબંધ રહેલ છે.

★★★★★

# 8. ગુજરાતના કિલ્લાઓ

## ★ ગુજરાતના પ્રમુખ કિલ્લાઓ

→ ગુજરાતમાં આવેલા કિલ્લાઓ તેના સ્થાપત્ય કળા અને ઐતિહાસિક ધરોહરને પ્રતિબિંબિત કરે છે. ગુજરાતમાં હિન્દુ, મુસ્લિમ તેમજ યૂરોપિયન સ્થાપત્યની ઝાંખી જોવા મળે છે. ગુજરાતમાં પૌરાણિક કિલ્લાઓ ઐતિહાસિક, સાંસ્કૃતિક અને પરંપરાગત કળા કૌશલ્યનો ઊજાગર કરે છે.

→ ગુજરાતમાં અસંખ્ય એવા કિલ્લાઓ વિવિધ સ્થળોએ આવેલાં છે, જેમાંથી પ્રમુખ કિલ્લાઓ નીચે મુજબ છે -

| ક્રમ | કિલ્લાનું નામ | વિશિષ્ટતા |
|---|---|---|
| 1. | ઉપરકોટનો કિલ્લો | - આ કિલ્લો જૂનાગઢમાં આવેલો છે.<br>- આ કિલ્લો પ્રાચીન લોકોની સ્થાપત્ય વિશેની સમજણ વિશે પુરાવા આપે છે.<br>- આ કિલ્લો હિન્દુઓ, બૌદ્ધ, જૈન, બ્રિટિશ કોલોની, ઈસ્લામિક હુમલો અને નવાબી શાસકોના યુગનો સાક્ષી છે.<br>- આ કિલ્લામાં રાજપૂત રાજવીનો મહેલને વાવો છે. લગભગ બીજી સદીની બૌદ્ધ ગુફાઓ છે. મુસ્લિમોએ તેમાં મસ્જિદ પણ બનાવી હતી.<br>- આ કિલ્લાની દીવાલો 20 મીટર ઊંચી છે અને એક મુખ્ય વિશિષ્ટ પ્રવેશદ્વાર છે.<br>- વિખ્યાત બહારવટિયા ખાપરાને કોડિયાના ભોંયરા તરીકે ઓળખાતાં સ્થાનો અહીં છે.<br>- અહીંથી ખોદકામ કરતાં જૂના કોટની દીવાલો, કોઠારો, કોઠીઓ, ગુપ્ત લિપિ કોતરેલી શિલાઓ, જૂની મૂર્તિઓ, પાત્રો તથા બૌદ્ધકાલીન અવશેષ મળી આવ્યા છે. અહીંથી ત્રણ ગંજાવર તોપો પણ મળી આવી છે.<br>- આ કિલ્લો ગુજરાતમાં નવાબી મોહમ્મદ બેગડા અને ચુડાસમા શાસકના યુગના પ્રતીક સમાન છે. |
| 2. | ભૂજિયો કિલ્લો | - આ કિલ્લો કચ્છના મુખ્ય મથક ભુજમાં આવેલો છે.<br>- 15મી સદીથી કચ્છની રાજધાની રહેલ આ નગરને તેનું નામ ભુજંગ નાગની લોકકથા સાથે સંકળાયેલી ઘટના પરથી મળ્યું છે.<br>- ભુજ એક ડુંગરની તળેટીમાં છે - જે **"ભૂજિયા ડુંગર"** તરીકે ઓળખાય છે.<br>- ભૂજિયો ડુંગર ભુજંગ એટલે નાગનું સ્થાનક મનાય છે. ડુંગર ઉપર નાગનું દેવળ પણ છે.<br>- લગભગ 500 વર્ષ પુરાણા આ નગરના ઈતિહાસમાં અનેક મહાન રાજવીઓ-સરદારો થઈ ગયા.<br>- ઈ.સ.1723માં રાવ ગોડજીએ આ કિલ્લો બંધાવ્યો હતો.<br>- ઈ.સ.1819માં બ્રિટિશ કર્નલ વિલિયમ કૌરે આ કિલ્લાને જીતી લીધો હતો.<br>- બ્રાહ્ય હુમલાઓથી રક્ષણ મેળવવા માટેના હેતુથી બનાવેલ આ કિલ્લાની ઊંચાઈ 160 મીટર છે. |
| 3. | સૂરતનો જૂનો જિલ્લો | - આ કિલ્લો સૂરતમાં આવેલો છે.<br>- આ કિલ્લો ઐતિહાસિક રીતે ખૂબ જ અગત્યનો છે.<br>- અમુક ઈતિહાસકારો માને છે કે સલ્તનત કાલમાં મુહમ્મદ-બિન-તુઘલકે ઈ.સ.1347માં આ કિલ્લાની નવરચના કરી હતી. ત્યારબાદ ફિરોજશાહ તુઘલકે ભીલોના આક્રમણથી બચવા માટે |

| | | |
|---|---|---|
| | | કિલ્લાને વધુ મજબૂત બનાવ્યો હતો. જ્યારે અમુક ઈતિહાસકારો પ્રમાણે ઈ.સ.1540-41માં ફિરંગી હુમલા અટકાવવા માટે ખુદાવંદખાને આ કિલ્લો બંધાવ્યો હતો.<br>- સુરતમાં બંધાયેલી ઈમારતોમાં આ કિલ્લો સૌથી પ્રાચીન છે. આ કિલ્લાના પથ્થરોને લોખંડના પાટાથી જકડીને સાંધામાં સીસું રેડવામાં આવેલું.<br>- આ કિલ્લો હવે મહાનગરપાલિકાના કાર્યાલય તરીકે વપરાશમાં આવે છે. |
| 4. | લખોટા કિલ્લો | - આ કિલ્લો જામનગરમાં આવેલો છે.<br>- આ કિલ્લો એક સમયે નવાનગરના મહારાજાનો વિશિષ્ટ બાંધણીનો લખોટા મહેલ હતો. તેની રચના જ એવી છે કે કિલ્લામાંના માત્ર હાજર સૈનિકો બહારના મોટા શત્રુ સૈન્યને ખાળી-હંફાવી શકતા.<br>- હાલમાં તે સંગ્રહાલયમાં રૂપાતંરિત થયો છે જેમાં સૌરાષ્ટ્રનાં શિલ્પસ્થાપત્યોના સુંદર નમૂનાઓ છે.<br>- આ કિલ્લો 9મી સદીથી 18મી સદી દરમિયાનની સ્થાપત્યનું એક ઉત્તમ ઉદાહરણ છે.<br>- આ કિલ્લો અર્ધવર્તુળાકારમાં બનાવવામાં આવ્યો છે.<br>- અહીં **''કોઠા''** તરીકે ઓળખાતો શસ્ત્રભંડાર છે.<br>- આ કિલ્લો જામનગરના શાહી પરિવારે બનાવ્યો હતો. અહીનું મુખ્ય આકર્ષણ કુવા છે. અહીં એક એવો વિશિષ્ટ રીતે બાંધેલો કૂવો છે જેમાંથી જમીનમાં પાડેલા એક કાણામાંતી ફૂંક મારીને પાણી બહાર લાવી શકાય છે. |
| 5. | ડભોઈનો કિલ્લો | - ડભોઈનો કિલ્લો દક્ષિણ-પૂર્વ વડોદરાથી 29 કિમી. દૂર આવેલો છે.<br>- ગુજરાતના મહાન રાજા સિદ્ધરાજ જયસિંહે આ કિલ્લો બંધાવ્યો હતો.<br>- આ કિલ્લો બાંધનાર કે કિલ્લાનો મુખ્ય સ્થપતિ  હીરો સલાટ (હીરો કડિયો) હતો.<br>- આ કિલ્લો 13મી સદીમાંના રાજપૂતોની યાદ અપાવે છે. આ કિલ્લો હિન્દુ પરંપરાને ઊજાગર કરે તેવું સ્થાપત્ય ધરાવે છે.<br>- નર્મદા નદીની ઉત્તરે આવેલો આ કિલ્લો વામાવર્ત સ્વસ્તિકના કોઠાવાળાં પ્રવેશદ્વારો ધરાવે છે. આ કિલ્લાના મુખ્ય ચાર પ્રવેશદ્વાર છે, જેનું વર્ણન અલેકઝાન્ડર કિન્લોક ફાર્બસે લખેલા **''રાસમાળા''** માં પણ મળે છે.<br>- આ ચાર પ્રવેશદ્વારોના નામ નીચે મુજબ છે.<br>(1) પૂર્વમાં હીરાદ્વાર (હીરાભાગોળ)<br>(2) પશ્ચિમમાં વડોદરા દ્વાર (વડોદરી ભાગોળ)<br>(3) ઉત્તરમાં ચાંપાનેર દ્વાર (ચાંપાનેરી ભાગોળ)<br>(4) દક્ષિણમાં ચાંદોદ (નાંદોદ) દ્વાર (નાંદોરી ભાગોળ)<br>- આ ચાર દરવાજાઓનું શિલ્પ બેનમૂન છે. તેમાં મુખ્યત્વે હીરા ભાગોળ ખૂબ જ સુંદર સ્થાપત્ય કળાનો નમૂનો છે.<br>- ગુજરાતના વીસલદેવ વાઘેલાએ પણ તેની રચનામાં મહત્વનો ભાગ ભજવ્યો હોવાનું કાલિકા માતાના મંદિર પાસેના શિલાલેખ પરથી જાણવા મળે છે.<br>- આ કિલ્લો પ્રાચીન ગુજરાતના સમૃદ્ધ ઈતિહાસની ઝાંખી કરાવે છે. |
| 6. | ભરૂચનો કિલ્લો | - આ કિલ્લો સોલંકી વંશના રાજવી કુમારપાળે બંધાવ્યો હતો. |

| | | |
|---|---|---|
| | | - નર્મદાના આ કાંઠે આવેલો આ કિલ્લો તોતિંગ અડીખમ કોટ આજેય આ **"ભાંગ્યું ભાંગ્યું તોય ભરૂચ"** ના પુરાતન ગૌરવની સાક્ષી પુરાવે છે.<br>- નદીને કાંઠે નદીને સમાંતર આ કોટ લગભગ બે કિલોમીટર લંબાયેલો છે. |
| 7. | ઝીંઝુંવાડા કિલ્લો | - આ કિલ્લો સુરેન્દ્રનગરના દશાડા તાલુકામાં આવેલો છે.<br>- આ કિલ્લો 11મી સદીમાં સોલંકી શાસક સિદ્ધરાજ જયસિંહના મંત્રી ઉદયન દ્વારા બંધાવવામાં આવ્યો હતો.<br>- આ કિલ્લો સમચોરસ આકારનો અને નાના વિસ્તારનો છે. એની ચારે બાજુએ પ્રવેશદ્વાર (દરવાજા) આવેલાં છે ને કિલ્લાના ચારે છેડે ચાર બુરજ કાઢેલા છે.<br>આ ચાર દરવાજાના નામ છે -<br>(1) મદપોળ દરવાજો<br>(2) રક્ષાપોળ દરવાજો<br>(3) હરિજન દરવાજો<br>(4) ધર્મ દરવાજો<br>- મદપોળનો દરવાજો મરુ ગજ્જર સ્થાપત્ય શૈલીનું એક ઉત્તમ ઉદાહરણ છે. આ દરવાજાઓને સુંદર કોતરણી દ્વારા શણગારવામાં આવ્યા છે. તેમાં ગણેશ, ભૈરવ જેવા દેવી-દેવતાની ઉત્તમ કોતરણી કરવામાં આવી છે.<br>- આ કિલ્લાનું નિર્માણ વિદેશોથી મંગાવેલા મોટા પથ્થરો દ્વારા કરવામાં આવ્યું હતું. આ કિલ્લો ભારતીય હિન્દુ સ્થાપત્યની ઝાંખી કરાવે છે તેમાં ઈસ્લામિક શૈલીનો પ્રભાવ પણ જોવા મળે છે. |
| 8. | ભદ્રનો કિલ્લો | - બાદશાહ અહમદશાહે ઈ.સ.1411માં અમદાવાદ વસાવતાંની સાથે સૌ પહેલો ભદ્રનો કિલ્લો બાંધ્યો. હાલમાં તે ભદ્રના કિલ્લા તરીકે ઓળખાય છે.<br>- આ કિલ્લાનું મુહુર્ત અહમદશાહે શેખે અહમદ ખટ્ટુ ગંજબક્ષ સાહેબના હાથે કરાવ્યું હતું.<br>- કિલ્લો લગભગ ચોરસ આકારે હતો અને લગભગ 43 ચોરસ એકર જેટલો તેનો વિસ્તાર છે.<br>-આ વિસ્તાર એટલે કે લાલ દરવાજા, ખાનપુર દરવાજા, શાહપુર દરવાજા, દિલ્હી દરવાજા, દરિયાપુર દરવાજા, પ્રેમ દરવાજા, સારંગપુર દરવાજા, રાયપુર દરવાજા, આસ્ટોડિયા દરવાજા, ગાયકવાડ દરવાજા.<br>- આ કિલ્લાનો મુખ્ય દરવાજો રાજમહેલની પાસે હોવાની માન્યતા છે. જે લાલ દરવાજાના નામે ઓળખાતો. હાલમાં તે દરવાજો અસ્તિત્વમાં નથી. આ દરવાજો સીદી સઈદની મસ્જિદને અડીને હતો.<br>- કિલ્લાની અંદર બાદશાહ અહમદશાહે બંધાવેલી જામા મસ્જિદ આજે પણ જોવાં મળે છે. અમદાવાદની આ ઈ.સ.1423માં બંધાયેલી સૌથી મોટી મસ્જિદની ગણના ભારતની મોટી મસ્જિદોમાં થાય છે. ઉપરાંત સ્થાપત્ય રચના અને શિલ્પશોભાની દૃષ્ટિએ પણ તે મહત્વનું સ્થાન ધરાવે છે. એની મુખ્ય કમાનની આસપાસ બે ઊંચા મિનારા હતા. જે ઈ.સ.1819ના ધરતીકંપને કારણે તૂટી ગયા છે. |
| 9. | ધોરાજીનો કિલ્લો | - ધોરાજીનો કિલ્લો પોરબંદરમાં આવેલો છે, જેનું નિર્માણ ઈ.સ.1755માં થયું હતું.<br>- આ કિલ્લાના ચાર મુખ્ય પ્રવેશદ્વાર અને ત્રણ નાના પ્રવેશદ્વાર છે. આ નાના પ્રવેશદ્વાર **"બારી"** ના નામે ઓળખાય છે. |

| | | |
|---|---|---|
| | | - ચાર મુખ્ય પ્રવેશદ્વાર (દરવાજા)ના નામ છે -<br>(1) પશ્ચિમમાં કાઠિયાવાડી દરવાજો<br>(2) પૂર્વમાં પોરબંદર દરવાજો<br>(3) ઉત્તરમાં હલાર દરવાજો<br>(4) દક્ષિણમાં જૂનાગઢનો દરવાજો<br>- ત્રણ નાના પ્રવેશદ્વાર (બારી)ના નામ છે -<br>(1) દરબારી બારી<br>(2) ભીમજી બારી<br>(3) સતી બારી<br>- ધોરાજીનો દરબાર ગઢ શહેરની ચોટી પર આવેલ છે અને તે દરબારી બારી પાસે આવેલ છે.<br>- દરવાજાની પાસે જુદી-જુદી સ્થાપત્ય શૈલીમાં અંકિત કરાયેલા હાથીઓની કોતરણીવાળા ઝરોખા કિલ્લાની સુંદરતામાં વધારો કરે છે.<br>- આ કિલ્લામાં જુદા-જુદા ચિત્રો, તરંગો, સિંહોના ચિત્રો, સંગીત, શિલ્પ દ્વારા સુંદરતામાં વધારો કરવામાં આવ્યો છે.<br>- આ કિલ્લાની કોતરણીએ સુંદર ઘરેણાંની જેમ કરવામાં આવેલી છે. આ કિલ્લાનું સ્થાપત્ય ગોંડલના નવલખા મહેલ જેવું છે. |
| 10. | ચાંપાનેરનો કિલ્લો | - પંચમહાલ જિલ્લાના હાલોલ તાલુકામાં આ કિલ્લો આવેલો છે.<br>- ચાવડા વંશના વનરાજ ચાવડાએ પોતાનું રાજ્ય પાછું મેળવવામાં મદદરૂપ થનારા ચાંપા વાણિયા (વનરાજનો મિત્ર અને કુશળ મંત્રી) ની યાદમાં તેણે ચાંપાનેર વસાવ્યું.<br>- અહીંનો કિલ્લો ચાંપાનેરના કિલ્લા ઉપરાંત પવનગઢ અથવા પાવાગઢ તરીકે પણ ઓળખાય છે.<br>- હિન્દુ શ્રદ્ધાળુઓ માટેનું આ પવિત્ર યાત્રાધામ છે. અહીં પાવાગઢ પર્વતની ટોચે મહાકાલી માતાનું મંદિર આવેલું છે. જૈન મંદિરોમાં નવલખા મંદિરો, પાર્શ્વનાથ મંદિરો વગેરે ત્રણ સમૂહોમાં વહેચાયેલાં છે.<br>- મહમૂદ બેગડાએ ચાંપાનેર જીત્યા પછી થોડા સમય માટે તેને રાજધાનીનો દરજ્જો આપીને મુહમ્મદાબાદ નામ આપ્યું. અહીં તેણે મસ્જિદો, મહેલો અને નગરકોટ બનાવીને તેને ગુજરાતના મહત્વના સાંસ્કૃતિક નગર તરીકે વિકસાવ્યું.<br>- આ પ્રાચીન ઐતિહાસિક નગરમાં સુપ્રસિદ્ધ સંગીતકાર બૈજુ બાવરાનો જન્મ થયો હતો. |
| 11. | ગાયકવાડની હવેલી | - અમદાવાદમાં બે કિલ્લા છે -<br>(1) ભદ્રનો કિલ્લો<br>(2) ગાયકવાડની હવેલી<br>- ગાયકવાડની હવેલી ઈ.સ.1783માં બાંધવામાં આવી હતી.<br>- અમદવાદ શહેરનો વહીવટ મોમીન ખૉ અને મરાઠા સરદારોએ વહેંચી લીધો ત્યારે મરાઠાઓએ પોતાને માટે બંધાવેલો નાનો કિલ્લો એટલે ગાયકવાડની હવેલી. |
| 12. | ઈલ્વાનો કિલ્લો | - આ કિલ્લો ઈડરમાં આવેલો છે. |
| 13. | ઓખાનો કિલ્લો | - આ કિલ્લો દ્વારકામાં આવેલો છે. |



# 9. ગુજરાતના મુખ્ય મહેલો અને વખાણાતી વસ્તુઓ

## ★ ગુજરાતના પ્રમુખ મહેલો :

| ક્રમ | મહેલ | વિશિષ્ટતા |
|---|---|---|
| 1. | વિજય વિલાસ પેલેસ | - વિજય વિલાસ પેલેસ રૂકમણી નદીના કિનારે આવેલો છે.<br>- આ મહેલ કચ્છ જિલ્લામાં માંડવી શહેરથી 8 કિમી. દૂર આવેલો છે, જે કચ્છના તત્કાલીન મહારાજા વિજયસિંહજીએ ઈ.સ.1920માં બંધાવ્યો હતો.<br>- આ મહેલનું બાંધકામ જયપુરના કારીગરો દ્વારા કરવામાં આવ્યું છે, તેથી તેમાં રાજપૂત સ્થાપત્ય કળાની ઝાંખી જોવા મળે છે.<br>- આ મહેલમાં મધ્યખંડ, રંગબેરંગી બારીઓ, દરવાજા વગેરે જેલો પથ્થરને કોતરીને બનાવવામાં આવ્યા છે. તેનો પ્રવેશદ્વાર બેગલ પ્રકારનો છે.<br>- કચ્છ જિલ્લામાં માંડવીમાં બીચ છે જે ગુજરાતનો અને સંભવતઃ દેશનો એકમાત્ર પ્રાઈવેટ બીચ છે.<br>- હવે આ પેલેસને હેરિટેજ હોટલમાં કે રિસોર્ટમાં રૂપાંતરિત કરવામાં આવ્યો છે. આ રિસોર્ટમાં 2 કિમી. લાંબા ખાનગી બીચનો પણ સમાવેશ થાય છે.<br>- આ પેલેસ બોલિવુડના ફિલ્મકારો માટે એક પસંદગીનું સ્થળ રહયું છે. અહીંયા આમિરખાનની ફિલ્મ **''લગાન''** અને સંજયલીલા ભણશાળીની ફિલ્મ **''હમ દિલ દે ચૂકે સનમ''** નું કેટલુંક શૂટિંગ થયું છે.<br>- આ પેલેસ અને તેનો દરિયાકિનારો પર્યટકોને ખૂબ જ આકર્ષિત કરે છે. |
| 2. | આયના મહેલ | - આ મહેલ કચ્છ જિલ્લાના મુખ્ય મથક ભુજમાં આવેલો છે.<br>- આ મહેલનું નિર્માણ 18મી સદીમાં મહારાજા લખપતજી દ્વારા કરાવવામાં આવ્યું હતું.<br>- આ મહેલનું બાંધકામ કરનાર કે મુખ્ય સ્થપતિ **''રામસંગ માલમ''** હતા. રામસંગ માલમ 17 વર્ષ સુધી યૂરોપમાં રહયા હોવાથી તેમના પર યૂરોપીય સ્થાપત્ય કલાની અસર વધુ હતી.<br>- રામસંગ માલમે યૂરોપથી કાચની કલા શીખી લાવીને બાંધેલો આયના મહેલ તેના અરીસા માટે પ્રખ્યાત છે. આ મહેલના નિર્માણમાં યૂરોપીય પ્રભાવ જોઈ શકાય છે.<br>- પારસ પથ્થરોથી ઘેરાયેલા અરીસાથી બનેલો રૂમ આયના મહેલનું મુખ્ય આકર્ષણ છે. અહીંનો ફ્લોર પણ અરીસાથી ઢંકાયેલો છે. અરીસાના મહત્તમ પ્રયોગના કારણે તેનું નામ **''આયના મહેલ''** પડ્યું.<br>- અહીં વિવિધ પ્રકારના ફુવારા પણ આવેલા છે. ઈ.સ.1977માં આને મદનજી સંગ્રહાલયમાં રૂપાંતરિત કરવામાં આવ્યો છે. |
| 3. | પ્રાગ મહેલ | - આ મહેલ કચ્છ જિલ્લાના મુખ્ય મથક ભુજમાં આવેલો છે.<br>- રાવ પ્રાગમજી બીજાએ પ્રાગ મહેલ ઈ.સ.1838માં બંધાવ્યો હતો.<br>- આ મહેલનું બાંધકામ કરનાર કે મુખ્ય સ્થપતિ કર્નલ હેનરી સંત વિલ્કિંસ હતા. આ અદ્ભુત મહેલ ઈટાલિયન ઈજનેરી કળાકારો દ્વારા બનાવવામાં આવ્યો હતો અને તે સમયે તેના નિર્માણમાં 31 લાખ રૂપિયા ખર્ચ થયાં હતા.<br>- આ મહેલની એક ખાસિયત આ છે કે તેના 45 ફૂટ ઊંચા ટાવર પરથી આખું ભુજ જોઈ શકાય છે. |
| 4. | કુસુમ વિલાસ મહેલ | - આ મહેલ છોટા ઉદેપુર જિલ્લામાં આવેલો છે, જે છોટા ઉદેપુરના શાહી પરિવારનું નિવાસ સ્થાન છે.<br>- આ મહેલનું બાંધકામ ઈ.સ.1920માં મુંબઈના પ્રસિદ્ધ આર્કિટેકટ (સ્થપતિ) ભટકર અને ભટકર દ્વારા કરવામાં આવ્યું છે.<br>- કુસુમ વિલાસ પેલેસ ગુજરાતના સમૃદ્ધ સ્થાપત્યની ઝાંખી તેના પાંચ દરવાજા સાથેના ડોમથી કરાવે છે. અહીં જુદા-જુદા પ્રકાશ માધ્યમો દ્વારા પથ્થર પરની કોતરણીથી જાદુઈ છાપ |

| | | |
|---|---|---|
| | | બનાવવામાં આવી હતી, જે 12મી સદીના સ્થાપત્યની યાદ અપાવે છે.<br>- આ મહેલમાં ખૂબ મોટા રિસેપ્શનરૂમ અને ખૂબ મોટા દરવાજા આવેલા છે. સુંદર ફુવારો તેના આંગણમાં તેની સુંદરતામાં વધારો કરે છે. આ મહેલ યૂરોપીય સ્થાપત્ય કળાનું એક સુંદર ઉદાહરણ છે. |
| 5. | પ્રેમભવન પેલેસ | - આ મહેલ છોટા ઉદેપુર જિલ્લામાં આવેલો છે.<br>- પ્રેમ ભવન પેલેસ એ કુસુમ વિલાસ પેલેસ પાસે જ આવેલ છે, જે હાલમાં એક હેરિટેજ હોટલ છે.<br>- આ મહેલ 18 એકરમાં ફેલાયેલો છે. હેરિટેજ હોટલમાં રૂપાંતરિત આ મહેલમાં અદ્દ્ભુત ખોરાક, અતિથિ સતકાર અને આધુનિક સેવાઓ પૂરી પાડવામાં આવે છે અને રસપ્રદ સ્થળોની મુલાકાત પણ કરાવે છે.<br>- આ મહેલના સ્થાપત્યો અદ્દ્ભુત છે. |
| 6. | નવલખા પેલેસ | - આ મહેલ રાજકોટ જિલ્લાના ગોંડલ તાલુકામાં આવેલો છે.<br>- ગોંડલનો આ રાજવી મહેલ નવલખા દરબારગઢ તરીકે પણ પ્રખ્યાત છે. જેની સ્થાપના 17મી સદીમાં થઈ હતી.<br>- આ મહેલ નદી કિનારે આવેલો છે અને તે 30 એકરથી વધારે વિસ્તારમાં ફેલાયેલો છે. આ મહેલનો પ્રવેશદ્વાર એક ઘડિયાળ ટાવર છે.<br>- આ મહેલના સંગ્રહાલયમાં સર ભગવતસિંહજીને મળેલ ભેટો, સોગાતો અને લખાણો મૂકવામાં આવેલા છે. જે એક મહત્વાકાંક્ષીશાસક અને તેમણે જ ગોંડલ શહેરનો વિકાસ કર્યો હતો. આ ગોંડલ 19મી અને 20મી સદીમાં સૌરાષ્ટ્રનું આધુનિક શહેર ગણાતું હતું.<br>- ગોંડલના મહારાજા ભગવંતસિંહજીએ ગુજરાતી ભાષાનો અદ્વિતીય અને વિરાટ-શબ્દકોશ **"ભગવદ્દ્ગોમંડલ"** તૈયાર કરાયેલો. નવ ભાગમાં વિસ્તરેલો ગુજરાત ભાષાનો આ પ્રકારનો આ પ્રથમ શબ્દકોશ હતો, જેમાં લગભગ પોણા ત્રણ લાખ શબ્દો સમાવાયા છે. |
| 7. | ધ ઓરર્ચાડ પેલેસ | - આ મહેલ રાજકોટ જિલ્લાના ગોંડલ તાલુકામાં આવેલો છે.<br>- આ મહેલ ગોંડલના મહારાજાનો મુખ્ય નિવાસ સ્થાન હતો. હાલમાં તેમના જ પરિવાર દ્વારા આ મહેલને હેરિટેજ હોટલમાં રૂપાંતરિત કરવામાં આવ્યો છે.<br>- આ મહેલના રૂમો ભવ્ય, ઊંચી છતવાળા, સુંદર સાજ-સજાવટ વાળા અને એન્ટિક ચીજોથી ભરેલાં છે. તે કોનિયન શૈલીથી બનાવવામાં આવેલાં છે. |
| 8. | દૌલત નિવાસ પેલેસ | - આ મહેલ સાબરકાંઠા જિલ્લાના ઈડર તાલુકામાં આવેલો છે.<br>- આ મહેલ મહારાજા દોલતસિંહજીએ બંધાવ્યો હતો. આ મહેલ કુદરતી ટેકરીને ધ્યાનમાં રાખીને બનાવેલો છે જે ઈડરની અરવલ્લી પર્વતમાળા પાસે આવેલો છે. જેને **"લાવાદુર્ગ"** પણ કહેવાય છે અને તેનો અમુક ભાગ મહારાષ્ટ્રમાં પણ છે.<br>- આ મહેલ ઊંચાઈ પર આવેલો હોવાથી ત્યાઁ સુધી પહોંચવા માટે 700 પગથિયા ચડવા પડે છે. મહેલની બારીઓ, ગલિયારાઓ, સ્થાપત્યો, દીવાલોની કોતરણી તેની સુંદરતામાં વધારો કરે છે. |
| 9. | આર્ટ ડેકો પેલેસ | - આ મહેલ મોરબી જિલ્લામાં આવેલો છે.<br>- આ મહેલ અંગ્રેજોએ બંધાવ્યાનું મનાય છે. આ મહેલ ગુજરાતમાં યૂરોપીય પ્રભાવનું શ્રેષ્ઠત્તમ ઉદાહરણ છે. તે ગ્રેનાઈટથી બનેલું છે.<br>- આ મહેલમાં 6 દીવાનખંડ, 6 ડાઈનિંગ રૂમ અને 14 શયનખંડ આવેલા છે. અહીંના દીવાનખંડ, શયનખંડ કે સ્નાનાગરને ઉત્કૃષ્ટ કલાકૃત્તિઓ દ્વારા શણગારવામાં આવ્યા છે.<br>- આ મહેલ લંડનના અંડરગ્રાઉન્ડ સ્ટેશન અને ચાર્લ્સ હોલ્ટનના સ્ટેશનની યાદ અપાવે છે. |

| | | |
|---|---|---|
| 10. | દિગવીરનિવાસ પેલેસ | - આ મહેલ નવસારી જિલ્લાના વાંસદા તાલુકામાં આવેલો છે. જે 20મી સદીમાં કાવેરી નદીના કિનારે બાંધવામાં આવ્યો હતો.<br>- મહારાવલ વીરસિંહજીએ ઈ.સ.1781માં આ મહેલ બંધાવ્યો હતો.<br>- આ મહેલ પથ્થરની કોતરણીથી બનાવેલ કલાત્મક અને શાહી સ્થાપત્યનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. ખરાબ નજરથી બચાવવા માટે મહેલના પ્રવેશદ્વાર પર બે છત્રીઓ સુંદર રીતે સજાવવામાં આવી છે.<br>- આ મહેલના સ્થાપત્ય પર બ્રિટિશ, ફ્રેન્ચ અને યૂરોપીયન શૈલીનો પ્રભાવ જોવા મળે છે. |
| 11. | લક્ષ્મી નિવાસ પેલેસ | - આ મહેલ વડોદરા જિલ્લામાં આવેલો છે.<br>- આ મહેલ વડોદરાના મહારાજા સયાજીરાવ ગાયકવાડ ત્રીજાએ ઈ.સ.1890માં બંધાવ્યો હતો.<br>- આ મહેલ બાંધનાર કે મુખ્ય સ્થાપિત (આર્કિટેકટ) મેજર ચાર્લ્સ મંટ હતા.<br>- આ મહેલ વડોદરાના રાજવી ગાયકવાડો (શાહી પરિવાર)નું નિવાસ સ્થાન હતું. જે કોતરણી કામ અને સ્થાપત્યનો એક અદ્‌ભુત નમૂનો છે.<br>- આ મહેલ 19મી સદીના સ્થાપત્યનો એક સુંદર નમૂનો ગણાય છે. તે લંડનના બકિંગહામ પેલેસથી ચાર ગણો મોટો છે. અહીંના ફલોર વેનેશિયન શૈલી દ્વારા, દીવાલો અને બારીઓ બેલ્જિયમ શૈલી દ્વારા સજાવવામાં આવી હતી. અહીંનો બગીચો વિલિયમ ગોલ્ડરીંગ દ્વારા સજાવવામાં આવ્યો હતો, જે મહેલની સુંદરતામાં વધારો કરે છે.<br>- આ મહેલ 700 એકરમાં ફેલાયેલો છે. તેમાં જુદી - જુદી ઈમારતો, સંગ્રહાલયો, મોતીબાગ મહેલ અને મહારાજા ફતેહસિંહ સંગ્રહાલયની ઈમારતોનો સમાવેશ થાય છે.<br>- આ મહેલમાં શાહી પરિવારને લગતા ઘણા કળાના નમૂના અહીંના સંગ્રહાલયમાં આવેલા છે. જેમાં નોંધનીય રાજા રવિવર્માના ચિત્રો જે વડોદરાના મહારાજાએ વિશેષ આગ્રહથી રાજા રવિવર્મા પાસેથી બનાવડાવ્યા હતા.<br>- આ મહેલમાં તે સમયે ઘણી વખત સંગીત મહેફિલ અને સાંસ્કૃતિક કાર્યક્રમોનું આયોજન પણ થતું હતું. હાલમાં આ મહેલ મુલાકાતીઓ માટે ખુલ્લું મૂકવામાં આવ્યું છે. |
| 12. | નજરબાગ પેલેસ | - આ મહેલ વડોદરા જિલ્લામાં આવેલો છે.<br>- આ મહેલ વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડે 19મી સદીમાં બંધાવ્યો હતો.<br>- આ મહેલ વડોદરાના શાહી પરિવારનું જુનું નિવાસ સ્થાન હતું.<br>- હાલમાં શાહી પરિવારના વારસદારો અહીં નિવાસ કરે છે. |
| 13. | મકરપુરા પેલેસ | - આ મહેલ વડોદરા જિલ્લામાં આવેલો છે.<br>- આ મહેલ વડોદરાના મહારાજા ખંડેરાવ ગાયકવાડે ઈ.સ.1870માં બંધાવ્યો હતો.<br>- આ મહેલનું જીર્ણોદ્ધાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ ત્રીજાએ કરાવ્યું હતું.<br>- આ મહેલમાં ઈટાલીયન શૈલીનો પ્રભાવ દષ્ટિગોચર થાય છે.<br>- હાલમાં આ મહેલમાં ભારતીય વાયુસેનાના તાલીમ વર્ગો ચાલે છે. |
| 14. | પ્રતાપ વિલાસ મહેલ | - આ મહેલ જામનગર જિલ્લામાં આવેલો છે.<br>- આ મહેલ જામનગરના મહારાજા જામસાહેબ રણજિતસિંહજીએ ઈ.સ.1914માં બંધાવ્યો હતો.<br>- આ મહેલ યૂરોપીય સ્થાપત્યો અને ભારતીય કોતરણી કામનો સુંદર નમૂનો છે.<br>- આ મહેલ 720 એકરમાં ફેલાયેલો છે. મહેલની દીવાલો પર પશુ-પક્ષી, ફૂલો, પાંદડાઓ વગેરેની કોતરણી કરવામાં આવી છે. અહીંના પ્રવેશદ્વારો બે વાઘોના શિલ્પ સાથે શણગારવામાં આવ્યા છે. આ |

| | | |
|---|---|---|
| | | મહેલનો દરબાર હૉલ મોઝેક ફ્લોર, 7 ડ્રોમ, 12 બારીઓ અને બાલ્કની દ્વારા સજાવવામાં આવેલ છે.<br>- આ મહેલના પ્રાંગણમાં બગીચો અને ગોલ્ફ કોર્સ પણ આવેલા છે.<br>- આ મહેલના સ્થાપત્યમાં ઉત્તર ભારત, દક્ષિણ ભારત, મધ્ય ભારત અને ઈસ્લામિક પરંપરાની શૈલીનો પ્રભાવ જોવા મળે છે.<br>- હાલમાં આ મહેલ ભારતીય રેલવેના કર્મચારીઓનો નિવાસસ્થાન છે. |
| 15. | બાલવિલાસ પેલેસ | - આ મહેલ સુરેન્દ્રનગર જિલ્લાના વઢવાણમાં આવેલો છે.<br>- આ મહેલ એચ. એચ. બાલસિંહજીએ 19મી સદીમાં બંધાવ્યો હતો.<br>- આ મહેલ 14 એકરમાં ફેલાયેલો છે. તેમાં તળાવો, ટેનિસ કોર્ટ, ક્રિકેટ પીચ, ફુવારાઓ વગેરે આવેલાં છે.<br>- આ મહેલના દરબાર હૉલને સુંદર ચિત્રો અને રાજસી શૈલીમાં સજાવવામાં આવ્યો છે.<br>- અહીં વિનેટેજ કારો અને ઓટોમોબાઈલને લગતી પુસ્તકોનો સંગ્રહાલય પણ છે. |
| 16. | રણજીત વિલાસ પેલેસ | - આ મહેલ મોરબી જિલ્લાના વાંકાનેરમાં આવેલો છે.<br>- આ મહેલ અમરસિંહજીએ ઈ.સ.1900-1907 (7 વર્ષમાં) બંધાવ્યો હતો.<br>- આ મહેલનું નામકરણ અમરસિંહજીના ખાસ મિત્ર જામનગરના મહારાજા જામ રણજીતસિંહ પરથી પાડવામાં આવેલું છે.<br>- 225 એકરમાં ફેલાયેલો આ મહેલ સ્થાપત્યનો ઉત્કૃષ્ટ નમૂનો છે. તેની છત સુંદર શિલ્પો દ્વારા તૈયાર કરવામાં આવી છે. સાત ઘડિયાળ ટાવર મુઘલો ડ્રોમ દ્વારા અને તેમાં પૉચ સૌથી ઊંચી ટાવર બનાવીને તેને ષટકોણ આકાર આપવામાં આવ્યો છે. જે છત્રીનું ચિત્ર ઉપસાવે છે.<br>- આ મહેલના પ્રવેશદ્વારો (દરવાજાઓ) પણ શિલ્પ કલાના ઉત્કૃષ્ટ નમૂના છે.<br>- આ મહેલનું નિર્માણ એવી રીતે કરવામાં આવ્યું છે કે મહેલના ગલિયારોમાં શાહી સ્ત્રીઓ પુરુષોના નજરમાં ન આવી શકે અને તે રીતે ઉપર નીચે ચઢી શકે.<br>- આ મહેલમાં યાદગાર તલવારો, ભાલાઓ, યુદ્ધના સાધનો, 95 જાતના પ્રાણીઓ, પિસ્તોલો, ચાંદીનું છાતીનું રક્ષક, પથ્થરો, કવિતાઓ, ચિત્રો વગેરે મૂકવામાં આવેલ છે.<br>- આ મહેલમાં મહારાજાના એક વિશિષ્ટ શોખની યાદગીરી રૂપે પુરાણી મોટરોનાં મોડલો (વિન્ટેજ કારનો) મોટો સંગ્રહ પણ છે.<br>- આ મહેલમાં ચૌદ (14) કાઠિયાવાડી ઘોડા પણ રાખવામાં આવેલા છે. ઉપરાંત ઈટાલીયન શૈલીના ફુવારા પણ અહીં આવેલા છે.<br>- આ મહેલનું નિર્માણ ટેકરી પર કરવામાં આવ્યું છે જેથી સંપૂર્ણ વાંકાનેર શહેર જોઈ શકાય છે.<br>- આ મહેલને સુંદર મૂર્તિઓ, કોતરણીઓ દ્વારા સજાવવામાં આવેલ છે. તેનું સ્થાપત્ય સૌ કોઈને મંત્રમુગ્ધ કરી દે તેવું છે.<br>- અહીં રાજ્ય અતિથિગૃહ ચેર ભવન પણ આવેલ છે.<br>- આ મહેલના સ્થાપત્યમાં ડચ, ઈટાલીયન અને યૂરોપીય શૈલીનો પ્રભાવ જોવાં મળે છે. |
| 17. | મોતીશાહી મહેલ | - આ મહેલ અમદાવાદ જિલ્લાના શાહીબાગ વિસ્તારમાં આવેલો છે.<br>- આ મહેલ મુઘલ સમ્રાટ શાહજહૉએ બંધાવ્યો હતો.<br>- ઈ.સ.1835માં બ્રિટિશ ઈજનેર વિલિયમ્સે બગીચાઓને નવો ઓપ આપ્યો હતો.<br>- નોબેલ પુરસ્કાર વિજેતા કવિવર રવીન્દ્રનાથ ટાગોર 17-18 વર્ષની વયે લગભગ 6 મહિના આ મહેલમાં રહયા હતા. કારણ કે તેમના મોટા ભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર એક IAS અધિકારી હતા |

| | | |
|---|---|---|
| | | અને આ મહેલમાં તે સમયે સરકારી અધિકારીઓનો વસવાટ હતો.<br>- આ મહેલના જે કમરામાં રવીન્દ્રબાબું અધ્યયન, લેખન કરતા હતા તેને **"ટાગોર સ્મૃતિ ખંડ"** તરીકે જાળવી રાખવામાં આવ્યો છે.<br>- 1947 પછી ભારત સરકારના પુરાતત્વ ખાતાએ આ ઈમારતને રક્ષિત વિસ્તાર જાહેર કરી છે.<br>- ગુજરાતના મુખ્યમંત્રી બાબુભાઈ જશભાઈ પટેલે ઈ.સ.1975માં સરદાર વલ્લભભાઈ પટેલની જન્મ શતાબ્દીની સ્મૃતિમાં આ મોતીશાહી મહેલનું નામ બદલીને **"સરદાર વલ્લભભાઈ પટેલ રાષ્ટ્રીય સ્મારક"** કરી દીધું.<br>- સરદાર વલ્લભભાઈ પટેલના કેટલાંક સ્મૃતિ ચિહ્નો જેવાં કે પગરખાં, લોખંડની પેટી, એલ્યુમિનિયમના બે લોટા, ધોતિયું, જાકીટ, ટિફિન, રેંટિયો, પેન, ગીતા, પુસ્તકો, તેમનાં પત્રવ્યવહાર, જીવન પ્રસંગોની તસવીરો વગેરે આ સ્મારકમાં પ્રદર્શિત કરવામાં આવ્યા છે.<br>- તેમના જીવન અને કાર્યોની નોંધનો સંપૂર્ણ ઈતિહાસ આ સંગ્રહાલયમાં સાચવવામાં આવેલો છે. |
| 18. | લાખોટા મહેલ | - આ મહેલ જામનગરમાં આવેલો છે.<br>- આ મહેલ જામનગરના મહારાજા જામ રણજીતસિંહજીએ બંધાવ્યો હતો. |
| 19. | હવા મહેલ | - આ મહેલ સુરેન્દ્રનગર જિલ્લાના વઢવાણમાં આવેલો છે.<br>- આ મહેલ વઢવાણના શાસકોની મહત્વાકાંક્ષી યોજના હતી, જે પૂર્ણ થઈ નહિ એટલે કે આ મહેલનું નિર્માણ અધૂરું જ રહી ગયું હતું.<br>- આ મહેલના કેળવણીની પ્રેરણા આજે પણ હિન્દુ અને જૈન મંદિરના નિર્માણ માટે લેવામાં આવે છે. |
| 20. | વિભા વિલાસ પેલેસ | - આ મહેલ જામનગરમાં આવેલો છે.<br>- આ મહેલ જામનગરના મહારાજા જામ રણજીતસિંહજીએ બંધાવ્યો હતો. |
| 21. | રાણકદેવીનો મહેલ | - આ મહેલ જૂનાગઢમાં આવેલો છે. |
| 22. | ખેંગારનો મહેલ | - આ મહેલ જૂનાગઢમાં આવેલો છે.<br>- આ મહેલ જૂનાગઢના રાજવી રા'ખેંગારે બંધાવ્યો હતો. |
| 23. | નવાબનો મહેલ | - જૂનાગઢના નવાબનો મહેલ ચોરવાડમાં આવેલો છે. |
| 24. | કવિ કલાપીનો મહેલ | - આ મહેલ અમરેલી જિલ્લાના લાઠીમાં આવેલો છે.<br>- આ લાઠી કવિ કલાપીની જન્મભૂમિ છે. |
| 25. | નીલમબાગ પેલેસ | - આ મહેલ ભાવનગરમાં આવેલો છે. |
| 26. | બાલારામ પેલેસ | - આ મહેલ બનાસકાંઠા જિલ્લાના પાલનપુરમાં આવેલો છે. |
| 27. | હૂઝુર પેલેસ | - આ મહેલ પોરબંદરમાં આવેલો છે. |

★ **ગુજરાતમાં વખણાતી વસ્તુ ઓ :**

| ક્રમ | શહેર | વખણાતી વસ્તુઓ |
|---|---|---|
| 1. | ભાવનગર | - દાડમ, ભૂંગડા બટાકા, ગાંઠિયા, જામફળ, પટારા |
| 2. | વડોદરા | - લીલો ચેવડો, ભાખરવડી |
| 3. | કાંકરેજ | - ગાય |
| 4. | ડાકોર | - ગોટા |
| 5. | જૂનાગઢ | - કેસર કેરી |
| 6. | દાહોદ | - મકાઈ |
| 7. | વલસાડ | - હાફુસ કેરી |
| 8. | વઢવાણ | - મરચું |
| 9. | જાફરાબાદ | - ભેંસ |
| 10. | ભરૂચ | - સુજની નામની રજાઈ |

| | | |
|---|---|---|
| 11. | નડિયાદ | - લીલો ચેવડો |
| 12. | પાટણ | - પટોળાં, માટીના રમકડા |
| 13. | દહેગામ | - ધારિયાં |
| 14. | ખંભાત | - તાળાં, હલવો, સુત્તરફેણી, અકીક પથ્થર |
| 15. | સિહોર | - પીત્તળનું નકશીકામ |
| 16. | ખંભાળિયા | - ઘી |
| 17. | અંજાર | - સૂડી, ચપ્પાં |
| 18. | વલસાડ | - વલસાડી સાગનું લાકડું, ઉબાડિયું |
| 19. | ઉપલેટા | - ગાંઠિયા |
| 20. | ઊંઝા | - ઈસબગુલ, જીરું |
| 21. | થાન | - પેંડા, સિરામિક, માટીના રમકડાં |
| 22. | વાસદ | - તુવેરદાળ |
| 23. | શેરથા | - મરચું |
| 24. | જામનગર | - બાંધણી, કાજળ, કંકુ, પિત્તળની હાથ કારીગરી, ઘુઘરા |

| | | |
|---|---|---|
| 25. | વાલોડ | - લિજ્જત પાપડ |
| 26. | બારડોલી | - પાતરાં |
| 27. | વિસનગર | - તાંબા-પિત્તળનાં વાસણો |
| 28. | સાવરકુંડલા | - બાજટ, ત્રાજવાં |
| 29. | મહુવા | - હાથીદાંતની બનાવટો |
| 30. | ધોળકા | - જામફળ |
| 31. | ગણદેવી | - ગોળ |
| 32. | સુરત | - જરીકામ, જમણ, ઉંધિયું, હીરા ઉદ્યોગ, લોચો, પોંક |
| 33. | મોરબી | - ઘડિયાળ, સિરામિક, વિલાયતી નળિયા |
| 34. | સંખેડા | - કાષ્ઠકલા |

★★★★★

## 10. ગુજરાતના પ્રમુખ સંગ્રહાલયો

→ ભારત અને ગુજરાતના ભવ્ય સંગ્રહાલયો તેના ગૌરવપૂર્ણ સાંસ્કૃતિક વારસા અને ઐતિહાસિક પરંપરાની ભવ્યતાને વાચા આપે છે. ભારત અને ગુજરાતમાં આવતા પ્રવાસીઓના દિલ જીતી લેતા આ ભવ્ય સાંસ્કૃતિક વારસાના સંગ્રહમાં ભારત અને ગુજરાતની પરંપરાગત જીવનશૈલી પ્રતિબિંબિત થાય છે.

→ **"મ્યુઝિયમ"** શબ્દ મ્યુઝિસ (પ્રાચીન ગ્રીસ શબ્દ) પરથી આવ્યો છે. જેનો અર્થ થાય છે - કલા તેમજ વિજ્ઞાનની નવ અધિષ્ઠાત્રિ દેવીઓ માટેનું મંદિર.

→ વિશ્વનું પ્રથમ મ્યુઝિયમ - એશ્મોલિયન મ્યુઝિયમ (ઓક્સફર્ડ ખાતે ઈ.સ.1683માં)

→ ભારતનું પ્રથમ જાહેર મ્યુઝિયમ - ઈન્ડિયન-મ્યુઝિયમ (કોલકાતા)

### ★ ગુજરાતના પ્રમુખ સંગ્રહાલયો (મ્યુઝિયમ)

→ ગુજરાતમાં સંગ્રહાલય પ્રવૃત્તિનો ઈતિહાસ ઈ.સ.1877 થી શરૂ થાય છે.

→ ગુજરાતનું સૌપ્રથમ મ્યુઝિયમ - ભુજમાં ઈ.સ.1877માં સ્થપાયું.

→ ભારતમાં મ્યુઝિયમોની સંખ્યાની દૃષ્ટિએ ગુજરાતનો બીજો નંબર આવે છે.

→ ગુજરાતમાં હાલમાં નાના-મોટા કુલ 39 મ્યુઝિયમો છે.

#### 1. કેલિકો મ્યુઝિયમ ઑફ ટેકસટાઈલ

→ કોટન કાપડના ઉત્પાદનમાં ભારતમાં મોખરાનું સ્થાન રહી ચૂકેલ અમદાવાદ ના શાહીબાગ વિસ્તારમાં સારાભાઈ ફાઉન્ડેશનમાં કેલિકો ટેકસટાઈલ સંગ્રહાલય આવેલું છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના શ્રી ગૌતમ સારાભાઈએ ઈ.સ. 1949 માં કરી હતી.

→ સમગ્ર ભારતમાં કાપડ ઉદ્યોગને લગતું આ એકમાત્ર મ્યુઝિયમ છે.

→ ગુજરાતની આર્થિક રાજધાની અમદાવાદ તેની સદીઓ પુરાણી હાથશાળ, વણાટકામ માટે પ્રખ્યાત છે.

→ આ મ્યુઝિયમમાં હાથશાળ, વણાટકામ ઉપરાંત રેશમી તથા ભાતીગળ, જરિયાન વસ્ત્રો ના નમૂનાઓ તથા વિવિધ રંગના તાણા વાણાથી તૈયાર થયેલાં ખીરોદક,

બુટ્ટાદાર વસ્ત્રોના સાદા વણાટના તથા વિવિધ વણાટના પ્રકારોના નમૂનાઓ ધ્વારા વણાટથી તૈયાર થયેલી ભાતોવાળા ઘણાં વસ્ત્રો અને કાપડના કલરકામ સાથે કોટન, રેશમ અને સુવર્ણ પર થયેલી કળા- કારીગરીનાં ઉત્તમ નમૂનાઓનો સંગ્રહ છે.

→ આ મ્યુઝિયમનું સારું ગ્રંથાલય (પુસ્તકાલય) છે તથા તેની પ્રકાશન પ્રવૃતિઓમાં જૂની ભાતવાળાં કેલેન્ડરો, જર્નલ ઑફ ટેકસટાઈલ હિસ્ટ્રી તથા નાના મોટા ગ્રંથો નો સમાવેશ થાય છે.

→ 17 મી સદીના હાથશાળની કારીગરીને પ્રતિબિંબિત કરતું લાકડાના નકશીકામની સજાવટવાળું આ સંગ્રહાલય તેની આગવી ગોઠવણી અને નમૂનાની રજૂઆતોમાં વિખ્યાત બનેલું છે.

**2. <u>ગાંધીસ્મારક સંગ્રહાલય ( હૃદયકુંજ )</u>**

→ ભારતના સ્વાતંત્ર્ય સંગ્રામમાં રાષ્ટ્રપિતા ગાંધીજીની જન્મભૂમિ (ગુજરાતનું પારબંદર) અને મુખ્ય કર્મભૂમિ અમદાવાદ રહી હતી.

→ ઈ.સ. 1917 માં સાબરમતી ખાતે ગાંધીજી એ સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. આ સાબરમતી આશ્રમ ખાતેના નાના ઓરડામાં ગાંધીજી તેમના વસવાટ દરમિયાન અહિંસાનું આંદોલન અને ચળવળની પ્રવૃતિઓ ચલાવતા હતા.

→ ઈ.સ. 1958 માં મહાત્મા ગાંધીજીના જીવનની યાદમાં એક સંગ્રહાલય (મ્યુઝિયમ) બનાવવાનું નક્કી થયું અને તેને બાંધનાર કે મુખ્ય સ્થપિત ( આર્કિટેકટ) તરીકે ચાર્લ્સ કોરિયાને નિમંત્રણ મોકલવામાં આવ્યું. ચાર્લ્સ કોરિયાએ તકને ઝડપી લીધી અને ગાંધી સ્મારક સંગ્રહાલય તરીકે ઓળખાતું આ બિલ્ડિંગ ચાર્લ્સ કોરિયાનું સૌથી વધુ જાણીતું સ્થાપત્ય છે.

→ આ સંગ્રહાલયનું ઉદધાટન ઈ.સ. 1963 માં ભારતના વડાપ્રધાન જવાહરલાલનહેરુએ કર્યુ હતું.

→ હૃદયકુંજ તરીકે પ્રચલિત આ સંગ્રહાલયમાં ગાંધીજીના દૈનિક કાર્યોની ચીજવસ્તુઓ તેમજ તેમની અંગત જીવનઉપયોગી વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે જે તેની મૂળ સ્થિતમાં આજની તારીખે પણ સચવાયેલાં છે.

→ હૃદયકુંજ વિશ્વ પ્રવાસીઓ માટેનું મુખ્ય આકર્ષણ કેન્દ્ર છે. અહી પુસ્તકાલય, ગાંધીજીના હસ્તલિખિત 30,000 પત્રો, સ્વાતંત્ર્ય સંગ્રામના મૂળ દસ્તાવેજો ઉપરાંત ધ્વનિ અને પ્રકાશના આયોજનથી સ્વાતંત્ર્ય સંગ્રામની હુબહુ ઝાંખી કરાવતો કાર્યક્રમ પ્રવાસીઓ માટે રજૂ કરાય છે.

→ ગાંધીજી દ્વારા નિયમિતપણે કરાતી હૃદય કુંજની પાર્થના આશ્રમના ઈતિહાસનું બેનમૂન સંભારણું છે.

→ આમ, સ્વાતંત્ર્ય સંગ્રામનું આ પ્રમુખ સ્મારક ગાંધીજીએ સ્થાપેલા મૂલ્યોને સંવર્ધિત અને તેના પ્રચાર કરતું આઝાદીના જંગનું મૂક સાક્ષી છે. ખાસ તો ગાંધીજીનો ચરખો અને તેમણે વાપરેલું ટેબલ પ્રવાસીઓ માટે આકર્ષણનું કેન્દ્ર બની રહયું છે.

→ ભારતનું અગત્યનું ગણાતું આ મ્યુઝિયમ પર્સોનોલિયા પ્રકારનું મ્યુઝિયમ છે. એટલે કે એક જ વ્યક્તિના જીવનથી સંબંધિત વસ્તુઓ પ્રદર્શિત કરેલી છે.

**3. <u>પતંગ સંગ્રહાલય</u>**

→ અમદાવાદનું પતંગ સંગ્રહાલય દેશભરનું એકમાત્ર પતંગોનું સંગ્રહાલય છે.

→ **"પતંગ ઉત્સવ"** ગુજરાતની આગવી ઓળખ બની ગઈ છે. વિશ્વ ફલક પર પતંગના શોખને ઉત્સવમાં પરિવર્તિત કરી વિશ્વભરમાં ફેલાયેલાં પતંગ રસિયાઓ ગુજરાતના મહેમાન બની ચૂક્યા છે.

→ પતંગ સંસ્કૃતિને ઊજાગર કરતું પતંગ સંગ્રહાલય પતંગનો એક હજાર વર્ષ જૂનો ઈતિહાસ દર્શાવે છે.

→ પતંગના વિવિધ નમૂના અને ઐતિહાસિક દસ્તાવેજો સાથે તેની પ્રતિકૃતિઓ જોવા - માણવા માટે વિશ્વના પ્રવાસીઓ માટે પતંગ સંગ્રહાલય આકર્ષણનું કેન્દ્ર બન્યું છે.

**4. <u>એમ. એસ. યુનિવર્સિટીનું પુરાતત્વવિદ્યા વિષય સંગ્રહાલય</u>**

→ આ મ્યુઝિયમ વડોદરામાં આવેલું છે. તેની સ્થાપના ઈ.સ.1950માં કરવામાં આવી.

→ ભૂસ્તરશાસ્ત્ર વિષયક અને પ્રાણીશાસ્ત્ર વિષયક મ્યુઝિયમ, વડોદરા- આ બધાં સંદર્ભ મ્યુઝિયમો છે.

→ કળા અને શિલ્પ સ્થાપત્યના બેનમૂન અને આકર્ષક નમૂનાનો સંગ્રહ અહીં જોવા મળે છે.

→ ઈતિહાસ, ભૂસ્તરશાસ્ત્ર અને જુદી-જુદી માનવ સંસ્કૃતિના સ્વરૂપને આલેખતું આ ભવ્ય સંગ્રહાલય ગાયકવાડી, યૂરોપીય અને મુઘલ સામ્રાજ્યના અમૂલ્ય નમૂનાને રજૂ કરે છે.

→ આ મ્યુઝિયમ પુરાતત્વીય વિદ્યા વિભાગે ઉત્તર ગુજરાતમાં દેવની મોરી સ્થલે કરેલા ઉત્ખનનને પરિણામે મળી આવેલા ભગવાન બુદ્ધના સમયના પ્રાચીન અવશેષો અને કલા વસ્તુઓના અજોડ સંગ્રહ માટે પ્રખ્યાત છે.

**5. માનવ સંસ્કૃતિનું સંગ્રહાલય**

→ **"ભારતીય સંસ્કૃતિ દર્શન"** નામે પ્રખ્યાત માનવ સંસ્કૃતિના પૂર્ણ દરજ્જાને તાદ્રશ્ય કરતું આ સંગ્રહાલય ભુજ ખાતે આવેલું છે.

→ કચ્છની ગ્રામીણ સંસ્કૃતિના 4500 થી વધુ નમૂના દર્શાવતા સંગ્રહાલયમાં સંસ્કૃતિ, કળાના પુસ્તકો અને અન્ય દુર્લભ સામગ્રી ઉપલબ્ધ છે.

→ આ સંગ્રહાલય કુલ 5 વિભાગોમાં વહેંચાયેલું છે. મધ્યખંડમાં સાહિત્ય ચિત્ર વિભાગમાં અલભ્ય સાહિત્યનો ખજાનો છે. ખૂબ જ કલાત્મક ચર્મકામ, સંગીત કળાના વાદ્યોના નમૂના ખૂબ જ આકર્ષક અને ભવ્ય રીતે રજૂ કરાયેલા છે.

→ જે તે સમયની કિંમતી ચીજ વસ્તુઓ, ઉપરાંત સોનું-ચલણી નાણું વગેરેને સુરક્ષિત રીતે સંગ્રહવા માટે કોઠારનું નિર્માણ અને તેની બનાવટ આકર્ષણનું કેન્દ્ર બન્યું છે.

**6. કચ્છ મ્યુઝિયમ**

→ કચ્છ મ્યુઝિયમ ગુજરાતનું સૌથી જુનું અને સૌપ્રથમ સ્થપાયેલ સંગ્રહાલય છે.

→ આ મ્યુઝિયમ કચ્છના મુખ્ય મથક ભુજ ખાતે આવેલું છે.

→ ભુજમાં હમીરસરના કાંઠે આચાર્ય જે. ડી. એસ્પેન્સના માર્ગદર્શન હેઠળ કચ્છના મહારાવ શ્રી ખેંગારજી ત્રીજાએ કચ્છ-ભુજની લલિત કલાઓના પ્રચાર-પ્રસાર અર્થે 1લી જુલાઈ, 1877ના રોજ તેની સ્થાપના કરી હતી.

→ આ સંગ્રહાલય ફર્ગ્યુસન સંગ્રહાલય (જૂનું નામ) નામે પ્રચલિત હતું.

→ આ સંગ્રહાલયમાં સોના-ચાંદીના ઘરેણાંના નમૂના, તેના ડિઝાઈન, શાળકામ, યુદ્ધ શસ્ત્રોના નમૂના, પુરાતત્વીય ઈતિહાસના નમૂના, પ્રાણીના અવશેષો અને અન્ય સાધન સામગ્રી ઉપરાંત વહાણ વ્યવહાર સાથે જોડાયેલ સંસ્કૃતિ અને સભ્યતાની રજૂઆત અહીં કરવામાં આવી છે.

→ આ મ્યુઝિયમમાં કચ્છની ભાતીગળ કળાના તેમજ અનેક અલભ્ય નમૂનાઓ ઉપરાંત 1લી થી છઠ્ઠી સદી સુધીના બ્રાહ્મી લિપિના પથ્થરમાં કંડારાયેલા નમૂના છે.

→ આ સંગ્રહાલયમાં 19મી સદીનો **"ઐરાવત"** તેનો શ્રેષ્ઠ નમૂનો છે.

→ આઝાદી પૂર્વે તેનું સંચાલન કચ્છના રાજવીઓ દ્વારા થતું હતું. આઝાદી પછી રાજ્ય સરકાર દ્વારા તેનું સંચાલન થાય છે.

→ ઈ.સ.1978માં તેની શતાબ્દી નિમિત્તે વિશેષ ટપાલટિકિટ બહાર પાડવામાં આવી હતી.

→ આ મ્યુઝિયમને બહુહેતુક મ્યુઝિયમના પ્રકારનું કહી શકાય, કારણકે તેમાં બારે પ્રકારના નમૂનાઓ પ્રદર્શનમાં મૂક્યા છે.

**7. વિન્ટેજકાર મ્યુઝિયમ**

→ વિન્ટેજકાર મ્યુઝિયમનું બીજું નામ **"પ્રાણલાલ ઓટોમોબાઈલ મ્યુઝિયમ"** પણ છે. આ મ્યુઝિયમ અમદાવાદ નજીક કઠવાડા વિસ્તારમાં આવેલો છે.

→ આ મ્યુઝિયમના પ્રણેતા જાણીતા ઉદ્યોગપતિ શેઠ પ્રાણલાલ ભોગીલાલ છે.

→ વિન્ટેજ કાર એટલે કે ઈ.સ.1940 પહેલાં બનેલી હોય તેવી કાર.

→ આ અદ્ભુત મ્યુઝિયમમાં લગભગ 250 જેટલી વિન્ટેજ કારોનો સંગ્રહ છે અને આ બધી કારો ટીપટોપ કન્ડીશનમાં - ચાલુ હાલતમાં છે.

→ આ મ્યુઝિયમમાં બેન્ટલીઝ, દાઈમલર્સ, રોલ્સ રૉયલ જેવી જૂની અને ખૂબ વખણાયેલી કારોનો સંગ્રહ છે.

**8. લાલભાઈ દલપતભાઈ પ્રાચ્ય વિદ્યામંદિર મ્યુઝિયમ**

→ આ મ્યુઝિયમ અમદાવાદમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1956માં એલ. ડી. ઈન્સ્ટિટયૂટ ઑફ ઈન્ડોલોજીના કેમ્પસમાં જ થઈ હતી.

→ આ મ્યુઝિયમની સ્થાપનામાં બે મહાનુભાવોનો અમૂલ્ય ફાળો છે -

(1) શેઠ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ (ગુજરાતના કલારસિક અગ્રગણ્ય ઉદ્યોગપતિ)

(2) મુનિશ્રી પુણ્યવિજયજી (પ્રાચીન હસ્તપ્રતોનાં સંશોધન-જાળવણી માટે જીવન સમર્પિત કરનાર વિદ્વાન)

→ આ મ્યુઝિયમને બાંધનાર કે મુખ્ય સ્થપતિ (આર્કિટેક્ટ) બાલકૃષ્ણ દોશી હતા.

→ આ મ્યુઝિયમને ઈ.સ.1984 થી ખુલ્લું મૂકવામાં આવ્યું છે. જેમાં તાડપત્રો અને કાગળ પર લિખિત અંદાજે 75,000 પ્રાચીન સચિત્ર હસ્તપ્રતો છે. પથ્થર, બ્રોન્ઝ તેમજ લાકડામાં કંડારાયેલા શિલ્પો છે.

→ આમ, અલભ્ય હસ્તપ્રતો અને કલાના અદ્વિતીય નમૂનાઓ એકત્ર કરીને તેની જાળવણી કરવા માટેનું આ મ્યુઝિયમ અદ્ભુત છે.

**9. <u>આદિવાસી-નૃવંશવિદ્યા મ્યુઝિયમ</u>**

→ આ મ્યુઝિયમ અમદાવાદના ગુજરાત વિદ્યાપીઠ ખાતે આવેલ છે. આની સ્થાપના ઈ.સ.1961માં યુનિવર્સિટી મ્યુઝિયમ તરીકે થઈ હતી.

→ આ મ્યુઝિયમમાં ગુજરાતના આદિવાસીઓ અને જનજાતિઓનો પહેરવેશ, તેમની વસ્તુસામગ્રી, તેમનાં સંગીત વાદ્યો, ખેતીવાડીના સાધનો, ઘરેણાંઓ, રમકડાંઓ અને વિવિધ નમૂનાઓ વગેરેનો સંગ્રહ રાખવામાં આવ્યો છે.

**10. <u>સાપુતારા મ્યુઝિયમ</u>**

→ આ મ્યુઝિયમ ડાંગ જિલ્લાના સાપુતારા ખાતે આવેલ છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1970માં કરવામાં આવી હતી.

→ આ મ્યુઝિયમમાં મુખ્યત્વે માનવજાતિ શાસ્ત્રને લગતા તથા પ્રાકૃતિક ઈતિહાસને લગતાં ચાર પ્રકારના નમૂનાઓ પ્રદર્શિત કરવામાં આવ્યા છે. જેમાં આદિવાસીઓનાં સંગીત વાદ્યો, પોશાકો, ઘરેણાં તથા ડાંગ પ્રદેશમાંથી મળી આવેલાં પ્રાગૈતિહાસિક કાળનાં સાધનોનો સમાવેશ થાય છે.

**11. <u>સરદાર વલ્લભભાઈ પટેલ મ્યુઝિયમ</u>**

→ આ મ્યુઝિયમ આણંદ જિલ્લાના વલ્લભવિદ્યાનગરમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમ ચારૂતર વિદ્યામંડળે શ્રી અમૃત વસંત પંડ્યાની પ્રેરણા અને શ્રી ભાઈલાલભાઈ પટેલ (ભાઈકાકા) ના પ્રોત્સાહનથી ઈ.સ.1949માં સ્થાપ્યું હતું.

→ અહીં કલા તથા પુરાતત્વ વિદ્યાને લગતી વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

**12. <u>ખેતી સંગ્રહાલય (એગ્રીકલ્ચરલ મ્યુઝિયમ)</u>**

→ ગુજરાતના બે સ્થલોએ એગ્રીકલ્ચરલ મ્યુઝિયમ આવેલાં છે -

(1) આણંદ

(2) વડોદરા

→ આ મ્યુઝિયમમાં ખેતી વિષયક માહિતી અને વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

→ આ બંને મ્યુઝિયમો ખાનગી કે બિનસરકારી મ્યુઝિયમો છે.

**13 <u>મેડિકલ કૉલેજ મ્યુઝિયમ</u>**

→ મેડિકલ કોલેજ મ્યુઝિયમ વડોદરામાં આવેલું છે.

→ આ મેડિકલ કોલેજ મ્યુઝિયમના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે -

(1) ટોકસીકોલોજી વિભાગ ધરાવતું મ્યુઝિયમ

(2) એનેટોમી વિભાગ ધરાવતું મ્યુઝિયમ

(3) ફાર્મોકોલોજી વિભાગ ધરાવતું મ્યુઝિયમ

(4) પેથોલોજી અને પ્રિવેન્ટિવ મેડિસિન વિભાગ ધરાવતું મ્યુઝિયમ

**14. <u>એન. સી. મહેતા સંગ્રહાલય</u>**

→ આ સંગ્રહાલય અમદાવાદના સંસ્કાર કેન્દ્ર ખાતે આવેલ છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1961માં કરવામાં આવી હતી.

→ આ મ્યુઝિયમ **"મ્યુનિસિપલ મ્યુઝિયમ"** તરીકે પણ જાણીતું છે.

→ ગુજરાત મ્યુઝિયમ સોસાયટી સંચાલિત આ મ્યુઝિયમમાં એન. સી. મહેતાએ એકત્રિત કરેલાં ચિત્રોનો સંગ્રહ છે. જેમાં 483 હસ્તપ્રતો, 585 લઘુચિત્રો અને 12 હસ્તપ્રતોની પોથીઓનાં કવરનો સમાવેશ થાય છે.

**15. <u>ભો. જે. વિદ્યાભવન-અધ્યયન અને સંશોધન મ્યુઝિયમ</u>**

→ ભો. જે. વિદ્યાભવન-અધ્યયન અને સંશોધન મ્યુઝિયમ અમદાવાદમાં આવેલો છે.

→ આ એક સંદર્ભ મ્યુઝિયમ છે, જેમાં સિક્કાઓ, તાડપત્રો, હસ્તપ્રતો, ફોસિલ્સ, વગેરે પ્રાચીન અવશેષોનું સંગ્રહ અને પ્રદર્શન કરવામાં આવેલું છે.

**16. <u>બી. જે. મેડિકલ કૉલેજ મ્યુઝિયમ</u>**

→ આ મ્યુઝિયમ અમદાવાદમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમના ચાર વિભાગ પાડવામાં આવ્યા છે અને દરેક વિભાગમાં પોતપોતાના વિષયોના નમૂનાઓ દર્શાવવામાં આવ્યા છે.

(1) પેથોલોજી વિભાગ ધરાવતું મ્યુઝિયમ

(2) એનેટોમી વિભાગ ધરાવતું મ્યુઝિયમ

(3) ફાર્મોકોલોજી વિભાગ ધરાવતું મ્યુઝિયમ

(4) હાઈજીન અને ફોરેન્સિક મેડિસિન વિભાગ ધરાવતું મ્યુઝિયમ

### 17. વોટ્સન મ્યુઝિયમ

→ આ મ્યુઝિયમ રાજકોટમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1888માં થઈ હતી.

→ આ સૌરાષ્ટ્રનું સૌથી જૂનું મ્યુઝિયમ છે.

→ ગુજરાતમાં વડોદરામાં મ્યુઝિયમ પછીનું મહત્વનું મ્યુઝિયમ રાજકોટનું આ વૉટ્સન મ્યુઝિયમ છે.

→ આ મ્યુઝિયમને બહુહેતુક મ્યુઝિયમ કહી શકાય, કારણકે અહીં ઓછામાં ઓછા 25 પ્રકારના પ્રદર્શિત નમૂનાઓ છે. જેમાં હસ્તઉદ્યોગના નમૂનાઓ, કાષ્ઠના નમૂનાઓ, દરબારખંડ, સંગીતવાદ્યો, નૃવંશવિદ્યા વિષયક નમૂનાઓ, શિલ્પો, સિક્કાઓ, લઘુચિત્રો, હસ્તપ્રતો, કાપડના નમૂનાઓ, ચાંદીના કલાકારીગરીના નમૂનાઓ, તામ્રપત્રો, પ્રાકૃતિક ઈતિહાસના નમૂનાઓ વગેરેનો સમાવેશ થાય છે.

### 18. દરબાર હૉલ સંગ્રહાલય

→ આ મ્યુઝિયમ જૂનાગઢમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1947માં થઈ હતી.

→ આ મ્યુઝિયમ પણ બહુહેતુક મ્યુઝિયમ છે. મ્યુઝિયમમાં પાંચ પ્રકારના નમૂનાઓ છે, જેમાં હથિયારો, તૈલચિત્રો, ઐતિહાસિક ફોટોગ્રાફસ, પાલખીઓ, કાપડના નમૂનાઓ અને ગાલચીઓ વગેરેનો સમાવેશ થાય છે.

→ આ મ્યુઝિયમમાં જૂનાગઢ રાજ્યના રાજવીઓનું શાહી રાચરચીલું પણ જોવાં મળે છે.

→ આ મ્યુઝિયમની સૌથી મહત્વની ગેલેરી દરબાર હૉલ છે, જે જૂનાગઢ રાજ્યના શાહી રાજવીઓના દરબાર હૉલનું વાસ્તવિક ચિત્ર રજૂ કરે છે.

### 19. જૂનાગઢ મ્યુઝિયમ

→ આ મ્યુઝિયમ સકકરબાગ-જૂનાગઢમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1901માં થઈ હતી.

→ આ મ્યુઝિયમ આઝાદી પહેલાં રસૂલખાનજી મ્યુઝિયમ તરીકે પ્રખ્યાત હતું. આઝાદી પછી આનું નામ બદલીને જૂનાગઢ મ્યુઝિયમ રાખવામાં આવ્યું છે.

→ આ મ્યુઝિયમને બહુહેતુક મ્યુઝિયમ કહી શકાય, કારણકે આમાં મુખ્યત્વે કલા, પુરાતત્વવિદ્યા અને પ્રાકૃતિક ઈતિહાસ એમ લગભગ 15 પ્રકારના નમૂનાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

### 20. બાર્ટન મ્યુઝિયમ

→ આ મ્યુઝિયમ ભાવનગરમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1882મા થઈ હતી.

→ આ મ્યુઝિયમને બહુહેતુક મ્યુઝિયમ ગણી શકાય, કારણકે આમાં લગભગ 25 પ્રકારના પ્રદર્શિત નમૂનાઓનો સંગ્રહ છે. જેમાં શિલ્પો, શિલાલેખો, તામ્રપત્રો, સંસ્કૃત હસ્તપ્રતો, વલભીના માટી કામનાં નમૂનાઓ, ધાતુની પ્રતિમાઓ, તૈલચિત્રો, ફોસિલ્સ, સિક્કાઓ, તાડપત્રો, હથિયારો, લોકકલાના નમૂનાઓ, વહાણવટાના નમૂનાઓ, ભૂસ્તર વિદ્યાના નમૂનાઓ, બાળવિભાગ માટેના નમૂનાઓ, મોતીકામ-ભરતકામ, પુરાતત્વ વિષયક પ્રાચીન અવશેષો વગેરેનો સમાવેશ થાય છે.

### 21. ગાંધી સ્મૃતિ મ્યુઝિયમ

→ આ મ્યુઝિયમ ભાવનગરમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમમાં રાષ્ટ્રપતિ મહાત્મા ગાંધીજીની અંગત વસ્તુઓ, તસ્વીરો, દસ્તાવેજો, હસ્તલિખિત પત્રો વગેરેનો સંગ્રહ પ્રદર્શિત કરેલો છે.

→ ગુજરાતનું આ મ્યુઝિયમ પર્સોલેનિયા પ્રકારનું મ્યુઝિયમ છે. એટલે કે એમાં એક જ વ્યક્તિના જીવનથી સંબંધિત વસ્તુઓ પ્રદર્શિત કરેલી છે.

### 22. લેડી વિલ્સન મ્યુઝિયમ

→ આ મ્યુઝિયમ વલસાડ જિલ્લાના ધરમપુરમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1928માં ધરમપુરના મહારાજાએ કરી હતી.

→ આ મ્યુઝિયમ આદિવાસી વિસ્તારમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમમાં ગુજરાત, ભારત અને વિદેશની આદિવાસી જાતિઓની કલા સંસ્કૃતિનો અદ્‌ભુત સંગ્રહ

કરવામાં આવ્યો છે. વિશેષ કરીને ગુજરાતના આદિવાસીઓની કલા અને સંસ્કૃતિનો.

→ આઝાદી પહેલાં આ મ્યુઝિયમ ધરમપુરના મહારાજાના હસ્તક હતું. આઝાદી પછી ઈ.સ.1948માં આ મ્યુઝિયમનો વહીવટ મુંબઈ રાજ્યના ઉદ્યોગ વિભાગને સોંપવામાં આવ્યો હતો. ઈ.સ.1960માં ગુજરાત રાજ્યની સ્થાપના પછી તેનો વહીવટ ગુજરાત સરકાર હસ્તક આવ્યો હતો.

→ આ મ્યુઝિયમમાં માનવજાત શાસ્ત્રને લગતા નમૂનાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

**23. <u>મ્યુઝિયમ ઑફ એન્ટિક્વિટિઝ</u>**

→ આ મ્યુઝિયમ જામનગરમાં આવેલું છે.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1946માં નવાનગર રાજ્યમાં લાખોટા નામના મહેલમાં કરી હતી.

→ આ મ્યુઝિયમમા પાંચ પ્રકારના નમૂનાઓ પ્રદર્શિત કરેલાં છે જેમાં કલા તથા પુરાતત્વવિદ્યા વિષયક વસ્તુઓ જેમ કે શિલ્પો, ચિત્રો, લોકકલાના નમૂનાઓ, પ્રાકૃતિક ઈતિહાસના નમૂનાઓ અને સિક્કાઓનો સમાવેશ થાય છે.

**24. <u>પ્રભાસપાટણ મ્યુઝિયમ</u>**

→ આ મ્યુઝિયમ ગીર સોમનાથ જિલ્લામાં આવેલું છે. પહેલાં આ જૂનાગઢ જિલ્લામાં હતું.

→ આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1951માં કરવામાં આવી હતી.

→ આ મ્યુઝિયમની સ્થાપનાનો મુખ્ય ઉદ્દેશ સોલંકી કાળના જૂના સોમનાથ મંદિરના અવશેષોને સંગ્રહિત કરવાનો હતો કારણકે ઈ.સ.1950માં સોમનાથના મંદિરનું નવેસરથી જીર્ણોદ્ધાર કરવામાં આવ્યું હતું.

→ આ મ્યુઝિયમ મુખ્યત્વે પુરાતત્વવિદ્યા વિષયક મ્યુઝિયમ છે, જેમાં કલા, પુરાતત્વવિદ્યા અને પ્રાકૃતિક ઈતિહાસને લગતા નમૂનાઓ તેમજ બીજા લગભગ 3500 જેટલા નમૂનાઓ અત્રે પ્રદર્શિત કરવામાં આવ્યા છે.

**25. <u>ગિરધરભાઈ બાળસંગ્રહાલય</u>**

→ આ મ્યુઝિયમ અમરેલીમાં આવેલું છે.

→ મુંબઈ રાજ્યના નાણાંમંત્રી ડૉ.જીવરાજ મહેતાના પ્રોત્સાહનથી શ્રી પ્રતાપરાય મહેતાએ મ્યુઝિયમ સ્થાપવાનું વિચાર્યુ.

→ રાજ્ય સરકાર તરફથી રંગમહલનું મકાન સંગ્રહાલય માટે પ્રદાન કરવામાં આવ્યું અને અંતે ઈ.સ.1955માં શ્રી પ્રતાપરાય મહેતાએ આ મ્યુઝિયમની સ્થાપના કરી.

→ શ્રી પ્રતાપરાય મહેતાના પિતાનું નામ ગિરધરલાલ મહેતા હતું અને તેમના નામ પરથી આ સંગ્રહાલયનું નામ પાડવામાં આવ્યું છે.

→ આ મ્યુઝિયમ બાલોપયોગી સાર્વજનિક મ્યુઝિયમ છે.

**26. <u>અન્ય સંગ્રહાલયો</u>**

| <u>ક્રમ</u> | <u>સંગ્રહાલયનું નામ</u> | <u>વિશિષ્ટતા</u> |
|---|---|---|
| 1. | ગાંધી મેમોરિયલ રેસિડેન્શિઅલ મ્યુઝિયમ | - આ મ્યુઝિયમ પોરબંદરમાં આવેલું છે.<br>- આ મ્યુઝિયમમાં ગાધીજીથી સંબંધિત ચીજવસ્તુઓ અને જીવનનો ઈતિહાસ પ્રદર્શિત કરવામાં આવ્યો છે. |
| 2. | ધીરજબહેન પરીખ બાળ સંગ્રહાલય | - આ મ્યુઝિયમ ખેડા જિલ્લાના કપડવંજમાં આવેલું છે.<br>- આ મ્યુઝિયમ બાલોપયોગી સાર્વજનિક મ્યુઝિયમ છે. |
| 3. | રજની પરીખ મ્યુઝિયમ | - રજની પરીખ આર્ટ્સ કોલેજ - આર્કિયોલોજિકલ મ્યુઝિયમ આણંદ જિલ્લાના ખંભાતમાં આવેલું છે.<br>- આ મ્યુઝિયમમાં ખંભાત આર્કિયોલોજિકલ વિષય અંગેનો સંગ્રહ કરવામાં આવ્યો છે. |
| 4. | વડોદરા મ્યુઝિયમ અને પિકચર ગેલેરી | - આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1894માં વડોદરામાં કરવામાં આવી હતી.<br>- પિકચર ગેલેરી આ મ્યુઝિયમમાં ઈ.સ.1914માં જોડવામાં આવી હતી.<br>- આઝાદી પછી ઈ.સ.1948માં આ મ્યુઝિયમનો વહીવટ મુંબઈ સરકારના |

| | | |
|---|---|---|
| | | શિક્ષણ વિભાગને હસ્તક હતો.<br>- હાલમાં આ મ્યુઝિયમનો વહીવટ ગુજરાત સરકાર હસ્તક છે અને મ્યુઝિયમ ખાતાના નિયામકશ્રી તેનું સંચાલન કરે છે.<br>- આ મ્યુઝિયમ રાજ્યકક્ષાનું સૌથી મોટું મ્યુઝિયમ છે. |
| 5. | મહારાજા ફતેહસિંહરાવ મ્યુઝિયમ | - આ મ્યુઝિયમ વડોદરામાં આવેલું છે.<br>- આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1961માં થઈ હતી.<br>- આ મ્યુઝિયમ તેની આધુનિક પ્રદર્શન પદ્ધતિ માટે જાણીતું છે.<br>- આ એક કલાવિષયક મ્યુઝિયમ છે, જેમાં રોમન અને યૂરોપીયન શિલ્પોની અનુકૃતિઓ, યૂરોપીયન તૈલચિત્રોના ઉત્કૃષ્ટ નમૂનાઓ, ફેલીસીનાં શિલ્પો, ફ્રેન્ચ ફર્નિચર વગેરેનો સંગ્રહ કરવામાં આવ્યો છે. |
| 6. | હેલ્થ મ્યુઝિયમ | - આ મ્યુઝિયમ વડોદરામાં આવેલું છે.<br>- આ મ્યુઝિયમમાં આરોગ્ય અને સ્વાસ્થ્યને લગતા નમૂનાઓ પ્રદર્શિત કરવામાં આવ્યા છે. |
| 7. | સરદાર પટેલ સ્મારક મ્યુઝિયમ | - આ મ્યુઝિયમ બારડોલીમાં આવેલું છે.<br>- આ મ્યુઝિયમ પર્સોલેનિયા પ્રકારનું મ્યુઝિયમ છે, જેમાં સરદાર પટેલના જીવનકાલની સિદ્ધિઓને આલેખતા ફોટોગ્રાફસ અને ઐતિહાસિક દસ્તાવેજોનો સંગ્રહ છે. |
| 8. | સરદાર વલ્લભભાઈ પટેલ મ્યુઝિયમ | - આ મ્યુઝિયમ સૂરતમાં આવેલું છે.<br>- આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1891માં થઈ હતી.<br>- આઝાદી પહેલાં આ મ્યુઝિયમનું નામ **"વિન્ચેસ્ટર મ્યુઝિયમ"** હતું.<br>- આ મ્યુઝિયમમાં સરદાર પટેલ સંબંધિત વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. |
| 9. | શ્રેયસ મ્યુઝિયમ | - આ મ્યુઝિયમ અમદાવાદમાં આવેલું છે.<br>- આ મ્યુઝિયમની સ્થાપના ઈ.સ.1977માં અમદાવાદના શ્રેયસ ફાઉન્ડેશને કરી હતી.<br>- ભારતમાં લોકકલા દર્શાવતું આ પ્રથમ મ્યુઝિયમ છે. |



# 11. ગુજરાતનું વાવ સ્થાપત્ય

→ ગુજરાતમાં પ્રાચીન કાળથી જ અનેક વાવો બંધાતી હતી.

→ વાવ એ પગથિયાંવાળો કૂવો છે. એમાં એક છેડે કૂવો આવેલો હોય છે. એમાંથી ઉપરથી ગરગડી અને દોરડા વાટે પાણી ભરી શકાય. પરંતુ આ સગવડ ન હોય, તો મુસાફરો અને સ્થાનિક લોકો પગથિયાં વાટે નીચે ઊતરી કૂવાના જળની સપાટી સુધી પહોંચી શકે તેવા પગથિયાં તથા વચ્ચે-વચ્ચે પડથારોનું બાંધકામ કરવામાં આવતું.

→ આ પડથારોની બંને બાજુની દીવાલોમાં ગોખલાઓમાં દેવદેવીઓની પ્રતિમાઓ તથા વિવિધ સુશોભનાત્મક શિલ્પ કંડારવામાં આવતાં.

→ વાવનાં પગથિયાંને એક, બે, ત્રણ કે ચાર મુખ અને ત્રણ, છ, નવ કે બાર ફૂટ (મજલા) હોય છે. એના આધારે એને નંદા, ભદ્રા, જયા અને વિજયા પ્રકારની ગણતા.

## ★ ગુજરાતની પ્રમુખ વાવો

### 1. અડાલજની વાવ

→ હાલમાં આ અડાલજની વાવ ગાંધીનગર જિલ્લામાં આવેલી છે. આ વાવ અમદાવાદથી લગભગ 15 કિમી. દૂર છે.

→ આ વાવમાંથી ઈ.સ.1499 ની સાલનો સંસ્કૃત ભાષામાં લખાયેલો એક લેખ મળી આવેલ છે તેની પરથી જાણવા મળે છે કે રૂડાદેવી (રૂડીબાઈ) એ તેમના પતિ વીરસંગ વાઘેલાની યાદમાં આ અડાલજની વાવ બંધાવી હતી.

→ આ વાવ વિશે એવી અનુશ્રુતિ પ્રચલિત છે કે મહમૂદ બેગડાએ અડાલજ ગામમાં ઈ.સ.1499ની સાલમાં વીરસંગ વાઘેલાની પત્ની રાણી રૂડીબાઈ માટે આ અડાલજની વાવ બંધાવી હતી. કારણકે મહમૂદ બેગડો રૂડાદેવીના રૂપથી મોહાન્ધ થઈ તેની સાથે લગ્ન કરવા માંગતો હતો. ત્યારે રૂડાદેવીએ એક ઉત્તમ વાવ બંધાવવાની માંગણી કરી હતી.

→ આ વાવ ચૂના પથ્થરથી નિર્મિત હિન્દૂ-મુસ્લિમ સ્થાપત્ય કળાનો એક ઉત્કૃષ્ટ નમૂનો છે.

→ આ વાવની કુલ લંબાઈ 251 ફૂટ છે, જેમાં ત્રણ પ્રવેશદ્વાર છે અને પાંચ માળ ઊંડી છે.

→ આ વાવ જમીનમાંના પાણીના પ્રથમ ઝરણાં સુધી બનાવવામાં આવી છે. આ વાવની બાંધણી આલંકારિક છે, જેમાં સ્તંભો, ગોખ અને ઝરોખાઓમાં સુંદર નકશીકામ કરવામાં આવ્યું હતું.

→ આ વાવ માં પ્રવેશ કરતાં લગભગ 7.5 મીટરનો એક ચોરસ મંડપ નજરે પડે છે. મંડપના હાલના અવશેષો જોતાં જણાય છે કે ભૂતકાળમાં આ મંડપ ઉપર ઘુમ્મટ હશે.

→ આ વાવના એક ગોખમાં ગુજરાતી આકારની નવ ગાગર ત્રણ-ત્રણની ઊતરડમાં કોતરેલી છે. બીજા ગોખમાં મુસ્લિમ કલ્પવૃક્ષ અને ચિરાગની આકૃતિઓ કંડારેલી છે.

→ વાવના બીજા મજલે અષ્ટકોણ કૂવાની ભીંતમાં નવગ્રહની પ્રતિમાઓ કંડારેલી છે અને તેમાં છેક નીચે સુધી જવા માટે બાજુએ ગોળ સીડી આવેલી છે.

→ આ વાવ ગુજરાતની સર્વ વાવોમાં ઉત્તમ છે અને સ્થાપત્યની દૃષ્ટિએ આ વાવ જયા પ્રકારની છે. આ પ્રકારના સ્થાપત્ય વિશ્વમાં ગુજરાત અને રાજસ્થાનમાં જ જોવાં મળે છે.

→ ભારત સરકાર દ્વારા આ અડાલજની વાવને સંરક્ષિત સ્થળ તરીકે જાહેર કરવામાં આવ્યું છે.

### 2. દાદા હરિની વાવ

→ દાદા હરિની વાવ અમદાવાદના અસારવા વિસ્તારમાં આવેલી છે.

→ બાઈ શ્રી હરિરે ઈ.સ.1499માં આ દાદા હરિની વાવ બંધાવી હતી.

→ આ બાઈ શ્રી હરિરે એ સુલ્તાન મહમૂદ બેગડાના જનાનખાનામાં ધાવ તરીકે કામ કરતી હતી.

→ આ વાવના બાંધકામની દેખરેખ રાખનાર મુસ્લિમ અધિકારીઓ હતા, જયારે તેનું બાંધકામ કરનાર હિંદુ કડિયાઓ હતા.

→ આ વાવની લંબાઈ લગભગ 75 મીટર છે. વાવનો મંડપ લગભગ 5.5 મીટર અને કૂવો અષ્ટકોણ છે. વાવના દરેક ખંડમાં ગોખ છે.

→ આ વાવ જો કે અડાલજની વાવ જેટલી કલાપૂર્ણ નથી છતાં પણ તેનું બાંધકામ ખૂબ જ વ્યવસ્થિત છે.

→ ગુજરાતના પ્રથમ પંક્તિના ઈતિહાસકાર શ્રી રત્નમણિરાવ જાટે એ આ વાવને "ભદ્રા" પ્રકારની વાવ કહી છે.

### 3. માતા ભવાનીની વાવ

→ માતા ભવાનીની વાવ અમદાવાદના અસારવા વિસ્તારમાં આવેલી છે.

→ આના બાંધકામના સમય વિશે કોઈ ચોક્કસ માહિતી મળતી નથી પણ અમુક વિદ્વાનો આ વાવને સલ્તનતકાલીન માને છે.

→ આ વાવનો ઉલ્લેખ **"મિરાતે અહમદી"** નામના ગ્રંથમાં પણ મળે છે.

### 4. સાંપાની વાવ

→ આ વાવ સાબરકાંઠા જિલ્લાના બાયડ પાસે આવેલા સાંપા નામના ગામના પાદરમાં આવેલી છે.

→ આ વાવ સુલ્તાન મહમૂદ બેગડાના સમયમાં બંધાવવામાં આવી હતી.

→ આ વાવના પાછળના ભાગમાં કૂવો છે. તેની ડાબી-જમણી બાજુમાં બે શિલાલેખો છે.

→ આ વાવમાં નવગ્રહ, ગણેશ, સિદ્ધિ, બુદ્ધિ વગેરેની પ્રતિમાઓ તથા સુંદર ભૌમિતિક આકૃતિઓ કંડારેલી જોવાં મળે છે.

→ આ વાવ સ્થાપત્યને જોતાં તેને **"નંદા"** પ્રકારની વાવ કહી શકાય.

### 5. રાણકી વાવ

→ રાણકી વાવ ગુજરાતના પાટણ જિલ્લામાં આવેલી પ્રસિદ્ધ ઐતિહાસિક વાવ છે.

→ સોલંકી વંશના ભીમદેવ પહેલાંની પટરાણીનું નામ ઉદયમતી હતું. ઉદયમતીએ પોતાના પતિની યાદમાં પાટણના સહસ્ત્રલિંગ તળાવ પાસે આ સુંદર રાણકીવાવ બંધાવી હતી.

→ આ વાવ જમીનની સપાટીએથી સાત મજલા (માળ) ઊંડી છે. દરેક માળની દીવાલો પર દેવ-દેવીઓ, નર્તકીઓ, દ્વારપાળો, પ્રાણીઓ વગેરેના સુંદર શિલ્પો છે.

→ આ વાવના સ્તંભો અને દીવાલો સોલંકી વંશ અને તેની વાસ્તુકલાના ઉત્કૃષ્ટ નમૂના છે. આ વાવમાં રામ, વામન, કલ્કિ, મહિષાસુરમર્દિની વગેરે અવતારો શિલ્પો પર સુંદર રીતે કંડારેલા છે.

→ ભારતની આઝાદી પછી આ વાવનું ઉત્ખનન કરવામાં આવ્યું અને ઐતિહાસિક વારસાનું એક અપ્રતિમ સ્વરૂપ આપણાને જોવાં મળ્યું.

→ રાણકી વાવ એકમાત્ર એવી વાવ છે જે વિશ્વ વિરાસત સ્થળની સૂચિમાં (23 જૂન, 2014ના રોજ) સામેલ થઈ છે.

### 6. ભમ્મરિયો કૂવો

→ ખેડા જિલ્લામાં વાત્રક નદીના કિનારે આવેલા મહેમદાવાદ શહેરમાં સલ્તનતકાળ દરમિયાન બંધાયેલો એક કૂવો આવેલો છે. જે **"ભમ્મરિયા કૂવા"** તરીકે પ્રખ્યાત છે.

→ સુલતાન મહમૂદ બેગડાએ મહેમદાવાદ શહેર વસાવ્યું હતું અને તેણે જ આ ભમ્મરિયો કૂવો બંધાવ્યો હતો.

→ આ કૂવો 22.5 મીટર ઊંડો અને 7.5 મીટર પહોળો, આઠ ખંડો ધરાવતો, પાણી સુધી પગથિયાંવાળો કૂવો છે.

→ આ કૂવામાં શૈલગૃહની પદ્ધતિએ પથ્થર અને ઈંટોનો બાંધકામમાં સુંદર રીતે ઉપયોગ થયો છે. કૂવો હમામખાના તથા આરામગાહનો ભાગ ભજવે છે. તેમાં નાહવાના ખંડો છે. આ ખૂબ વિશાળ કૂવામાં ભોંયતળિયાની નીચે ઓરડાઓના માળ નીચે માળ બંધાયેલા જોઈ હેરત પામી જવાય છે.

→ ગુજરાતમાં અને ભારતમાં આવો બીજો એક જ કૂવો છે - જૂનાગઢનો નવઘણ કૂવો.

→ આ કૂવો સ્થાપત્યકલાનો એક ઉત્તમ નમૂનો છે. આથી જ અનેક ગીતોમાં **"ભમ્મરિયો કૂવાને કાંઠડે"**ના ઉલ્લેખ થયા છે.

### 7. નવઘણ કૂવો અને અડીકડીની વાવ

→ નવઘણ કૂવો અને અડીકડી (અડીચડી)ની વાવ જૂનાગઢ જિલ્લામાં આવેલી છે.

→ અડીકડી વાવ સાંકડી અને ઊંડી છે, જ્યારે નવઘણ કૂવો મહેમદાવાદના ભમ્મરિયા કૂવા જેવો સ્થાપત્યનો વિસ્મયજનક નમૂનારૂપ છે.

→ કહેવત છે ને કે, **"અડીચડી વાવને નવઘણ કૂવો,
ના જુએ તે જીવતે મૂવો."**

→ આ સ્થાપત્યના ઉત્કૃષ્ટ નમૂના 10મી સદીના મનાય છે.

### 8. અમૃતવર્ષિણી વાવ

→ આ વાવ અમદાવાદના પાંચ કૂવા વિસ્તારમાં આવેલી છે.

→ આ વાવ ઈ.સ.1723માં રઘુનાથે બંધાવી હતી. આ વાવના મુખ્ય સ્થપતિ (આર્કિટેકટ) સોમપુરા જ્ઞાતિના શિલ્પકાર કાશીદાસ અને રામદાસ હતા.

→ આ વાવનું મુખ્ય પશ્ચિમ દિશા તરફનું છે અને તેમાં એક બાજુથી જ પ્રવેશ લઈ શકાય છે. ત્રણ માળ ધરાવતી આ વાવના સ્થાપત્યને જોતાં તેને **"નંદા"** પ્રકારની વાવ કહી શકાય.

→ આ વાવને ઈ.સ.1969માં રાજ્ય સરકારના પુરાતત્વ વિભાગ દ્વારા રક્ષિત સ્મારક તરીકે જાહેર કર્યુ છે.

9. **કુંકાવાવ**

→ આ વાવ ખેડા જિલ્લાના કપડવંડમાં આવેલી છે.

→ આ વાવ સોલંકી કાળના રાજવી સિદ્ધરાજ જયસિંહે બંધાવેલી છે.

→ આ વાવની લંબાઈ લગભગ 1300 મીટરની છે અને તેમાં સંખ્યાબંધ ગોખ તેમજ તેમાંના પગથિયાંની રચના સુંદર છે. ઠેર-ઠેર સુંદર કોતરણી કરેલી છે.

→ આ વાવ સ્થાપત્યની દૃષ્ટિએ ઉત્કૃષ્ટ માનવામાં આવે છે.

→ કુંકાવાની બહાર અડીખમ ઊભેલા કીર્તિસ્તંભની કલા કારીગરી પણ બેનમૂન છે.

10. **અન્ય વાવો**

| ક્રમ | વાવ | ક્યાં આવેલી છે ? |
|---|---|---|
| 1. | દુધિયા વાવ | ભદ્રેશ્વર (જિલ્લો-કચ્છ) |
| 2. | રણમલસર રાં'ની વાવ | ઈડર (જિલ્લો-સાબરકાંઠા) |
| 3. | પાંડવકુંડ વાવ | ભદ્રેશ્વર (જિલ્લો કચ્છ) |
| 4. | નડાબેટ | બનાસકાંઠા |
| 5. | ધમેશ્વરી વાવ | મોઢેરા (મહેસાણા) |
| 6. | 72 કોઠાની વાવ | મહેસાણા |
| 7. | કાઝીવાવ | હિંમતનગર (સાબરકાંઠા) |
| 8. | હીરુવાવ | મોડાસા (અરવલ્લી) |
| 9. | વણઝારી વાવ | મોડાસા (અરવલ્લી) |
| 10. | કાંઠાની વાવ | કપડવંજ (ખેડા) |
| 11. | રાણી વાવ | કપડવંજ (ખેડા) |
| 12. | સીગર વાવ | કપડવંજ (ખેડા) |
| 13. | જ્ઞાનવાળી વાવ | ખંભાત (ખેડા) |
| 14. | નવલખી વાવ | વડોદરા |
| 15. | માધાવાવ | વઢવાણ (સુરેન્દ્રનગર) |
| 16. | ઉપરકોટની વાવ | ગિરનાર (જૂનાગઢ) |
| 17. | બ્રહ્મકુંડ વાવ | પ્રભાસપાટણ |
| 18. | સેલોર વાવ | ભદ્રેશ્વર (કચ્છ) |
| 19. | વડવાળી વાવ | ખંભાત (ખેડા) |
| 20. | ખોડિયાર માતાની વાવ | નારોલ (અમદાવાદ) |
| 21. | સાસ-વહુની વાવ | વટવા (અમદાવાદ) |
| 22. | જેઠાભાઈની વાવ | ઈસનપુર (અમદાવાદ) |
| 23. | મહાકાળીની વાવ | ધોળકા (અમદાવાદ) |
| 24. | ધોળીવાવ (ચોસર) | દસક્રોઈ (અમદાવાદ) |
| 25. | ઊંટવાળી માતાની વાવ | ધોળકા (અમદાવાદ) |
| 26. | કલીકુંડની વાવ | ધોળકા (અમદાવાદ) |
| 27. | ભવાની વાવ | ધંધુકા (અમદાવાદ) |
| 28. | રાજબાઈની વાવ | વીરમગામ (અમદાવાદ) |
| 29. | અલીગઢ વાવ | વીરમગામ (અમદાવાદ) |
| 30. | રાણીની વાવ (જેતલપુર) | દસક્રોઈ (અમદાવાદ) |

★ **ગુજરાતના પ્રમુખ કુંડ**

| ક્રમ | કુંડનું નામ | સ્થલ |
|---|---|---|
| 1. | બડબડિયો કુંડ | અંકલેશ્વર (ભરૂચ) |
| 2. | ત્રિવેણી કુંડ | ચાંપાનેર (પંચમહાલ), ઉના (ગીર સોમનાથ) |
| 3. | રામકુંડ | મોઢેરા (મહેસાણા) |
| 4. | શિવકુંડ | કપડવંજ (ખેડા) |
| 5. | શક્તિકુંડ | આખાજ (મહેસાણા) |
| 6. | અષ્ટકોણી કુંડ | ચાંપાનેર (પંચમહાલ) |
| 7. | ગૌરી કુંડ | વડનગર (મહેસાણા) |
| 8. | સપ્તેશ્વર મહાદેવનો કુંડ | ઈડર (સાબરકાંઠા) |
| 9. | દેસણનો ભૃગુકુંડ | ભિલોડા (અરવલ્લી) |
| 10. | લસુંદ્રાના કુંડ | લસુંદ્રા (ખેડા) |
| 11. | સૂર્ય કુંડ | હાસોટ (ભરૂચ) |
| 12. | જલેશ્વર કુંડ | વિસનગર (મહેસાણા) |
| 13. | ગંગવોકુંડ | દેવરદા, વઢવાણ (સુરેન્દ્રનગર) |
| 14. | ઉનાઈનો કુંડ | ઉનાઈ (નવસારી) |
| 15. | ત્રિદેવકુંડ | સુરેન્દ્રનગર |
| 16. | કતાર કુંડ (કતાર ગામ) | ચોર્યાસી (સુરત) |
| 17. | બ્રહ્મકુંડ | શિહોર (ભાવનગર) કોડીનાર (ગીર સોમનાથ) |
| 18. | રેવતી કુંડ | લસુંદ્રા (ખેડા), જૂનાગઢ |
| 19. | પંચકુંડ | અમરેલી |
| 20. | તુલસીશ્યામ કુંડ | તુલશીશ્યામ (ગીર સોમનાથ) |
| 21. | દામોદર કુંડ | જૂનાગઢ |
| 22. | મૃગીકુંડ | જૂનાગઢ |
| 23. | કમંડલકુંડ | જૂનાગઢ |
| 24. | લાડચી માતાનો કુંડ | રોડા |
| 25. | બાલસમુદ્ર કુંડ | હિંમતનગર (સાબરકાંઠા) |
| 26. | ગંગાજીનો કુંડ | જૂનાગઢ |

| | | |
|---|---|---|
| 27. | યમુનાજીનો કુંડ | જૂનાગઢ |
| 28. | પ્રયાગરાજનો કુંડ | જૂનાગઢ |

★ **ગુજરાતના ચાર ઐતિહાસિક પુલ**

| **ક્રમ** | **પુલનું નામ** | **વિશિષ્ટતા** |
|---|---|---|
| 1. | એલિસબ્રિજ | - આને **"લક્કડિયો પુલ"** પણ કહેવાય છે. <br> - આ પુલનું નિર્માણ ઈ.સ.1887માં થયું હતું. <br> - આ પુલનું નામ તેને બંધાવનાર અંગ્રેજ અધિકારી સર બેરો એલિસ પરથી પડ્યું હતું. <br> - આ પુલ હિંમતલાલ ધીરજરામ નામના ગુજરાતી ઈજેનેરે બાંધ્યો હતો. <br> - આ અમદાવાદનો પહેલો પુલ છે. |
| 2 | ગોલ્ડન બ્રિજ | - આ પુલ ભરૂચ શહેર પાસે નર્મદા નદી પર બાંધવામાં આવ્યો છે. <br> - આ પુલનું નિર્માણ ઈ.સ.1881માં થયું હતું. <br> - આ પુલ 2 કિમી. જેટલો લાંબો છે. આને બાંધવું ખૂબ જ મુશ્કેલ હતું. આ પુલના નિર્માણમાં ખૂબ ખર્ચો થવાથી આનું નામ ગોલ્ડન બ્રિજ રાખવામાં આવ્યું. |
| 3. | હોપ પુલ | - આ પુલ સુરત શહેરમાં તાપી નદી પર બાંધવામાં આવ્યો છે. <br> - આ પુલનું નિર્માણ ઈ.સ.1877માં થયું હતું. <br> - આ ગુજરાતનો સૌથી જૂનો અને સૌપ્રથમ પુલ છે. <br> - આ પુલનું નામ તે સમયના અંગ્રેજ અધિકારી મિસ્ટર હોપના નામ પરથી પડ્યું હતું. |
| 4. | દાંડી પુલ | - આ પુલ અમદાવાદમાં આવેલો છે. <br> - આ પુલ ઈ.સ.1915 પહેલાં બંધાવ્યાનું મનાય છે. <br> - આ પુલની અગત્યતા એ છે કે જ્યારે ગાંધીજીએ વિશ્વપ્રસિદ્ધ દાંડીયાત્રા કરી હતી ત્યારે તેઓ આ પુલ ઉપરથી પસાર થયા હતા. |

## 12. ★ગુજરાતી સિનેમા જગત

→ સંસ્કૃતિ અને મનોરંજનનું સશક્ત માધ્યમ અને મહત્વપૂર્ણ ઉદ્યોગ ચલચિત્ર 19મી સદીની એક મહત્વપૂર્ણ શોધ છે.આજે આને એટલું વ્યાપક રૂપ ધારણ કરી લીધું છે કે સામાન્ય માણસના જીવનનો એક અભિન્ન અંગ બની ગયો છે.

→ ઈ.સ.1879માં ફ્રાન્સના ચાર્લ્સ એમાઈલ રેનાડ એ **"પ્રોક્સિનોસ્કોપ"** ની શોધ કરી અને ઈ.સ.1881માં આલ્વા એડિસને **"કાઈનેટોસ્કોપ"** એટલે કે મૂવી કેમરો અને કાનેટોગ્રાફનો આવિષ્કાર કર્યો હતો.

→ ઈ.સ.1882માં એકવર્ડ મેબ્રિજ એ ગતિશીલ વસ્તુઓને છાયાંકિત કરવાની પદ્ધતિનો આવિષ્કાર કર્યો.

→ **"ઈન્ટરમિટેંટ મોશન મૈકેનિજમ"** નો અવિષ્કાર અમેરિકામાં ટૉમસ આર્મેટ અને ફ્રાંસમાં લુમિયર બંધુઓએ કર્યો.

→ દુનિયાના આંગળીના વેઢે ગણી શકાય એટલા જ દેશો પોતાના દેશમાં સિનેમાની શતાબ્દી ઊજવી શકયા છે. ભારત તેમાંનો એક છે.

→ ફ્રાંસમાં સિનેમાનું પ્રથમ જાહેર પ્રદર્શન થયું હતું તેના થોડા જ સમય (લગભગ 7 મહિના) પછી ભારતમાં સિનેમાનું આગમન થઈ ચૂક્યું હતું.

→ મુંબઈમાં પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમની સામે આવેલી વૉટસન હોટેલમાં 7મી જુલાઈ, 1896ના રોજ પહેલીવાર સિનેમાના શોધક ગણાતા ફ્રાંસના લુમિયર બંધુઓએ બનાવેલી મોશન પિક્ચર ફોટોગ્રાફી સિનેમેટોગ્રાફનો શો (પ્રદર્શન) હતું. તે દિવસે ભારતમાં સિનેમાનું આગમન થયું ગણાય.

→ લુમિયર બંધુઓના એ સિનેમેટોગ્રાફમાં જે લઘુ ફિલ્મોનો સમાવેશ કરાયો હતો તેમાં -

(1) એરાઈવલ ઑફ એ ટ્રેન

(2) એ ડિમોલિશન

(3) લિવિંગ ધ ફેકટરી

(4) લેડિઝ એન્ડ સોલ્જર્સ ઑફ ધ વ્હીલ

→ તેના પરથી પ્રેરણા લઈને ઘણા ભારતીયોએ પણ આ ક્ષેત્રમાં ઝંપલાવ્યું. આવા પ્રારંભિક સાહસિકોમાં એક હતા - **"હરિશચંદ્ર સખારામ ભાટવડેકર"**. તેઓ **"સાવેદાદા"** ના નામે જાણીતા થયા હતા.

→ **દાદા સાહેબ ફાળકે :**

- મૂળ નામ - ઘુંડીરાજ ગોવિંદ ફાળકે

- ભારતમાં ફિલ્મોના જનક દાદાસાહેબ ફાળકે ગણાય છે.

- ભારતની પ્રથમ ફીચર ફિલ્મ **"રાજા હરિશચંદ્ર"** નું નિર્માણ તેમણે કર્યું હતું.

- આ ફિલ્મમાં રાજા હરિશચંદ્રની ભૂમિકા ડી. ડી. દાબકેએ અને રાજાના પુત્ર રોહિતની ભૂમિકા ફાળકેના પુત્ર ભાલચંદ્રે ભજવી હતી. આ ફિલ્મ 90 મિનિટ હતી.

→ આ ફિલ્મનો એક રોચક પ્રસંગ આ છે કે રાજા હરિશચંદ્રની પત્ની તારામતીની ભૂમિકા સાળુકે નામના એક યુવાને ભજવી હતી. કારણકે તે સમયમાં નાટક-સિનેમામાં કામ કરવા કોઈ મહિલા તૈયાર થતી ન હતી. અહીં સુધી કે ગણિકાઓ પણ ફિલ્મમાં કામ કરવા તૈયાર ન હતી.

- 21 એપ્રિલ, 1913ના રોજ ઓલિમ્પિયા પિકચર પેલેસમાં રાજા હરિશચંદ્રનો પ્રિવ્યુ રખાયો હતો અને 13 મે, 1913ના રોજ ફિલ્મ પ્રદર્શિત થઈ તે સાથે ભારતમાં ફિલ્મોનો ઈતિહાસના સોનેરી પ્રકરણનો આરંભ થયો હતો.

## ★ સેન્સર બોર્ડ

→ કોઈપણ ફિલ્મ પ્રદર્શિત કરતા પહેલાં સેન્સર બોર્ડ પાસેથી તે માટેનું પ્રમાણપત્ર મેળવવું પડે છે. સેન્સર બોર્ડ જાહેર કરાયેલી માર્ગદર્શિકાનું પાલન થયું છે કે નહિં. આ તપાસ કર્યા પછી જ ફિલ્મને થિયેટરોમાં પ્રદર્શન માટે પ્રમાણપત્ર આપે છે.

→ ઈ.સ.1918માં ફિલ્મની સેન્સરશિપ અને સિનેમાના લાયસન્સ માટેનો **"ભારતીય સિનેમેટ્રોગાફ એકટ"** પસાર કરવામાં આવ્યો. ઈ.સ.1920માં મદ્રાસ, કોલકાતા અને મુંબઈમાં **"બોર્ડ ઑફ ફિલ્મ સેન્સર"** ની સ્થાપના થઈ. આ બધું અંગ્રેજો તેમની વિરુદ્ધ આઝાદીના આંદોલનનો પ્રચાર ન થઈ શકે તે હેતુથી કર્યુ હતું.

→ ઈ.સ.1927માં **"રંગાચારી કમિટી"**ની રચના કરવામાં આવી હતી. જેના અધ્યક્ષ ટી. રંગાચારી હતા. આ કમિટીનો ઉદ્દેશ ફિલ્મો ઉદ્યોગને પ્રોત્સાહન આપવાનો અને અમેરિકન ફિલ્મોની આયાત બને એટલી ઘટાડવા માટે શું કરી શકાય તેનો અભ્યાસ કરીને અહેવાલ આપવાનો હતો.

→ સ્વતંત્રતા મળ્યા પછી ભારત સરકારે **"પાટીલ કમિટી"**ની રચના કરી હતી. આ કમિટીએ પણ રંગાચારી કમિટીના અહેવાલને જ માર્ગદર્શક તરીકે ઉપયોગમાં લીધો હતો.

→ હાલના સેન્સર બોર્ડની સ્થાપના 15 જાન્યુઆરી, 1951ના રોજ કરવામાં આવી હતી. આ સેન્સર બોર્ડનો એક અધ્યક્ષ (ચેરમેન) અને 6 સભ્ય હોય છે, જે સરકારે નિયુક્ત કરેલા હોય છે.

→ સેન્સર બોર્ડનું મુખ્યાલય (વડુંમથક) - મુંબઈમાં છે અને પ્રાદેશિક કચેરીઓ (1) બેંગલુંરું (2) મુંબઈ (3) કોલકાતા (4) હૈદરાબાદ (5) ચેન્નઈ (6) કટક (7) નવી દિલ્હી (8) તિરુઅનંતપુરમ અને (9) ગૌહાટીમાં આવેલી છે.

→ વિદેશી ફિલ્મો મુંબઈની કચેરી (મુખ્યાલય)માં પાસ કરવામાં આવે છે.

→ સેન્સર બોર્ડ 4 શ્રેણીઓમાં ફિલ્મોને પ્રમાણપત્ર આપે છે -

(1) U : તમામને જોવાલાયક (યુનિવર્સલ)

(2) A : માત્ર પુખ્તવયના પ્રેક્ષકો માટે

(3) UA : તમામને જોવાલાયક, 12 વર્ષથી ઓછી વયના બાળકો માટે માતા-પિતાના વિવેકાધીન સૂચનાની સાથે

(4) S : વ્યક્તિઓના કોઈ વિશેષ વર્ગ માટે

## ★ ગુજરાતી સિનેમા જગત

| | | |
|---|---|---|
| 1. | કોહિનૂર ફિલ્મ કંપનીની સ્થાપના | - દ્વારકાદાસ સંપટે (1920) |
| 2. | પહેલી મૂંગી ગુજરાતી ફિલ્મ | - કૃષ્ણ - સુદામા |
| 3. | પ્રથમ ગુજરાતી સવાક્ (બોલનારી) ફિલ્મ | - નરસિંહ મહેતા (1932) |
| 4. | પ્રથમ ગુજરાતી ફિલ્મ નરસિંહ મહેતા ના ડાયરેકટર | - નાનુભાઈ વકીલ |
| 5. | બીજી ગુજરાતી સવાક્ ફિલ્મ | - સતી સાવિત્રી (1932) |
| 6. | પ્રકાશ પિકચર્સ નામે ફિલ્મ નિર્માણની સંસ્થા સ્થાપનાર | - વિજયભટ્ટ અને શંકરભટ્ટ (1934) |

| | | |
|---|---|---|
| 7. | રાણકદેવી ફિલ્મનું દિગ્દર્શન કરનાર | - વી.એમ.વ્યાસ (1946) |
| 8. | **''લાખ લાખ દીવડાની આરતી ''** અને **''મારે તે ગામડે એક વાર આવજો''** જેવા લોકપ્રિય ગીતો | - રાણકદેવી ફિલ્મના |
| 9. | પ્રથમ રંગીન ગુજરાતી ફિલ્મ | - લીલુડી ધરતી (1970) |
| 10. | ગુજરાત સરકારે ગુજરાતી ફિલ્મોને મનોરંજન કરમાંથી મુકિત આપી | - 1971 |
| 11. | પ્રથમ ઈસ્ટમેન કલર ફિલ્મ | - જેસલ-તોરલ |
| 12. | જેસલ- તોરલ ના દિગ્દર્શક | - રવીન્દ્ર દવે |
| 13. | ઉપેન્દ્ર ત્રિવેદીનો સ્ટાર તરીકે ઉદય કરનાર ફિલ્મ | - જેસલ-તોરલ |
| 14. | વિનોદિની નીલકંઠની વાર્તા પરથી બનેલી ફિલ્મ | - કાશીનો દીકરો (1979) |
| 15. | પહેલી સિનેમાસ્કોપ ગુજરાતી ફિલ્મ | - સોનબાઈ ની ચૂંદડી |
| 16. | ગુજરાતી સિનેમાને રાષ્ટ્રીય- આંતરરાષ્ટ્રીય સ્તરે માન અપાવનાર ફિલ્મ | - ભવની ભવાઈ (કેતન મહેતાની -1980) |
| 17. | ગુજરાતની ફિલ્મ ભારતની નવ જેટલી ભાષાઓમાં | - મહિયરની ચુંદડી (1983) |
| 18. | આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલી ફિલ્મ | - કંકુ ( કાંતિ રાઠોડની) |
| 19. | ગુજરાતી રંગભૂમિ અને ગુજરાતી ફિલ્મી દુનિયા નું બેડી બંદરનું પાણીદાર મોતી | - રામજીભાઈ વાણિયા |
| 20. | ગુજરાતના મિલેનિયમ સુપર સ્ટાર | - નરેશ કનોડિયા |
| 21. | વોઈસ ઑફ લતા મંગેશકર તરીકે જાણીતા | - મહેશ કનોડિયા |
| 22. | રામાયણ સિરિયલમાં લંકેશ -રાવણ ની ભૂમિકા ભજવનાર | - અરવિંદ ત્રિવેદી |
| 23. | લોક ડાયરા ના બેતાજ બાદશાહ | - મણિરાજ બારોટ |
| 24. | સૌપ્રથમ ગુજરાતી ફિલ્મ ગીતકોશ તૈયાર કરનાર | - હરીશભાઈ રઘુવંશી |
| 25. | 35 એમ.એમ.સિનેમા સ્કોપ પ્રથમ ગુજરાતી ફિલ્મ | -દરિયા છોરું ( વિપુલ શાહ) |
| 26. | ગુજરાતી કાવ્ય કૃતિ પરથી બનેલી પ્રથમ ફિલ્મ ( કવિ કલાપી ના કાવ્યહૃદયત્રિપુટી પર થી બનેલી) | - મનોરમા |
| 27. | ગુજરાત સરકારની કરમુકિત મેળવનાર પ્રથમ ગુજરાતી ફિલ્મ | -અખંડ સૌભાગ્યવતી (1963) |
| 28. | ગુજરાતી ફિલ્મોની સુવર્ણ જયંતી | -1982 |
| 29. | ગુજરાતી ફિલ્મોની પ્લેનિયમ જયંતી | -2007 |
| 30. | 2002 ના અક્ષરધામ મંદિર પર થયેલા હુમલા પર બનેલી ફિલ્મ | - કર્મભૂમિ |

★★★★★

## 13. ગુજરાતમાં નાટયકલા

→ ભારતમાં પ્રાચીન કાળથી નાટયલેખન અને મંચન અતિ લોકપ્રિય છે.

→ ભરતમુનિ રચિત **"નાટયશાસ્ત્ર"** નામનો ગ્રંથ આ કલાક્ષેત્રે અતિ પ્રચલિત છે.

→ બધી કલાઓનો સંયોગ આ નાટયકલામાં છે. તેને વર્ણવતાં ભરતમુનિ કહે છે કે, **"એવું કોઈ શાસ્ત્ર નથી, એવું કોઈ શિલ્પ નથી, એવી કોઈ વિદ્યા નથી, એવું કોઈ કર્મ નથી કે જે નાટયકલામાં ન હોય."**

→ નાટક એ દશ્ય-શ્રાવ્ય માધ્યમ છે. અભિનય તેનો પ્રાણ છે. એટલે રંગભૂમિ નાટક સાથે અવિચ્છિન્ન રૂપે સંકળાયેલી છે. મુદ્રણના આગમન પછી નાટકો લિખિત રૂપે ઉપલબ્ધ થાય છે.

→ આ નાટયપ્રવૃત્તિમાંથી નાટકનું સ્વરૂપ બે ધારાઓમાં વિકસ્યું છે.

(1) લોકનાટ્ય (2) શિષ્ટનાટ્ય

→ ભારત વિશાળ અને બહુભાષી પ્રદેશ છે. તેમાં પ્રત્યેક પ્રદેશને પોતાનું લોકનાટ્ય છે. શિષ્યનાટ્ય એ લોકપરંપરામાંથી કે ધર્મક્રિયામાંથી વિકસીને થતું સુબદ્ધ કળા સ્વરૂપ છે.

### ★ ભારતીય લોકનાટય સંઘ (ઈપ્ટા (IPTA) )

→ **"ઈપ્ટા"** એટલે કે **"ઈન્ડિયન પીપલ્સ થિયેટર એસોસિએશન"** (Indian Peoples Theatre Association - IPTA))

→ ઈ.સ.1942માં કમળાદેવી ચટ્ટોપાધ્યાયની પ્રેરણા અને પ્રયત્નથી મુંબઈમાં સ્થપાયેલો ભારતીય જનનાટ્ય સંઘ - પ્રચલિત નામ ઈપ્ટા એક સંસ્થા છે.

→ દેશના સાંસ્કૃતિક ક્ષેત્રે આ સંસ્થાએ મોટું નામ મેળવ્યું છે. તેણે ગામડાઓમાં અને શહેરોમાં જનતાના પ્રશ્નોને નાટયાત્મક રૂપે પ્રતિબિંબિત કર્યા છે.

→ મુંબઈમાં ખ્વાજા અહમદ અબ્બાસે ઈપ્ટાની પ્રથમ ફિલ્મ **"ધરતી કે લાલ"** બનાવી અને તે આંતરરાષ્ટ્રીય પ્રશંસા પામી.

→ 25 મે, 1943ના રોજ મુંબઈના મારવાડી વિદ્યાલય હૉલમાં અખિલ ભારતીય પીપલ્સ થિયેટરની પ્રથમ પરિષદ ભરાઈ. ઈપ્ટાની પ્રથમ શાખા મુંબઈમાં સ્થાપાયેલી. આ પરિષદના કારણે લગભગ 500 જેટલી ઈપ્ટાની શાખાઓ સમગ્ર દેશમાં શરૂ થઈ.

→ બિજોન ભટ્ટાચાર્ય લેખિત અને શંભુમિત્ર દિગ્દર્શિત ચાર અંકનું નાટક **"નવાન્ન"** (ન્યૂ હાર્વેસ્ટ) ઈ.સ.1944માં કલકતામાં પ્રથમ વાર રજૂ થયું. આ નાટકથી બંગાળની આધુનિક રાષ્ટ્રીય રંગભૂમિનો જન્મ થયો.

→ ઈ.સ.1960ના સમયમાં ઈપ્ટાના વળતાં પાણી થયાં. ત્યારે ઈપ્ટા કર્મીઓ જ્યાં-જ્યાં ગયા ત્યાં નવીનતા સર્જક કામ કરનાર આગેવાન બની રહયા. તેમને સ્થાપેલા થિયેટરના નામ છે -

| ક્રમ | થિયેટરનું નામ | સ્થલ | નેતૃત્વકર્તા |
|---|---|---|---|
| 1. | જુહૂ આર્ટ થિયેટર | મુંબઈમાં | બલરાજ સાહનીના નેતૃત્વ તળે |
| 2. | રંગભૂમિ | મુંબઈમાં | પ્રતાપ ઓઝા અને લીલા જરીવાલા (ગુજરાતી કલાકારો) |
| 3. | અમર કલાપથક | મુંબઈમાં | અમર શેખના નેતૃત્વ તળે |
| 4. | ભરત નાટયપીઠ | ગુજરાતમાં | જશવંત ઠાકરના નેતૃત્વ તળે |
| 5. | દિલ્હી આર્ટ થિયેટર | દિલ્હીમાં | શીલા ભાટિયા અને સ્નેહ સન્યાલ |
| 6. | હિન્દુસ્તાની થિયેટર | દિલ્હીમાં | બેગમ કુદસિયા ઝૈદી, શમા ઝૈદી (તેમની પુત્રી), એમ. એસ. સત્યુ (તેમના પતિ) |
| 7. | નયા થિયેટર | દિલ્હીમાં | હબીબ તનવીર |
| 8. | ઉમંગ (બાળનાટય થિયેટર) | દિલ્હીમાં | રેખા જૈન |
| 9. | બહરૂપી થિયેટર | બંગાલમાં | શંભુમિત્ર અને તૃપ્તિમિત્ર |
| 10. | લિટલ થિયેટર | બંગાલમાં | ઉત્પલ અને શોભા દત્ત |
| 11. | લિટલ બેલે ટૂપ | બંગાલમાં | શાંતિબર્ધન અને ગુલબર્ધન |

### ★ ગુજરાતનું લોકનાટ્ય

→ ગુજરાતના લોકનાટયનો ઈતિહાસ સેંકડો વર્ષ જૂનો ગણી શકાય. સોલંકી- વાઘેલા સમયમાં ગુજરાતમાં રચાયેલાં અને ભજવાયેલાં બિલ્હણનું **"કર્ણસુંદરી"** અને જયસિંહસૂરિનું **"હમ્મીરમર્દન", "ગંગાદાસ પ્રતાપ વિલાસ"** વગેરે કૃતિઓ સંસ્કૃત નાટકો હતા.

→ આધુનિક ગુજરાતી રંગભૂમિના આરંભનો યશ પારસીઓને છે. ભાષા તરીકે **"પારસી"** એ ગુજરાતીની જ એક કોમ દ્વારા બોલાતી વિશિષ્ટ બોલી છે. **"પારસી નાટક મંડળી"** એ પ્રથમ નાટકમંડળી.

→ દેશભરમાં પારસી નાટક મંડળીનો પ્રભાવ શરૂ થઈ ચૂક્યો હતો. સિનેમા માધ્યમના પ્રવેશ પહેલાં આ મંડળીઓએ રામાયણ, મહાભારત આધારિત કથા સામગ્રીની પારંપરિક, લોકનાટયગત ભજવણીઓની સમાંતર એક પ્રભાવ ઊભો કર્યો હતો.

→ દલપતરામથી માંડી નર્મદ, કાન્ત સહિતના લેખકો નાટયલેખન તરફ વળ્યા ત્યારે ભલે સ્વરૂપગત નબળાઈઓથી બચી ન શકયા હોય પણ તેમનો પ્રયત્ન ગુજરાતીપણાની શોધનો હતો અને તેથીય વધુ સંસ્કૃત નાટયપંરપરાને અપનાવી પોતાના નાટયસ્વરૂપને વિકસાવવાનો પણ હતો.

→ દલપતરામે ઈ.સ.1851માં ભલે એરિસ્ટોફેનિસના **"પ્લુટસ"** નાટકનો આધાર લઈ **"લક્ષ્મી"** નાટક લખ્યું હોય, પણ પછી 1871માં **"મિથ્યાભિમાન"** લખ્યું ત્યારે ગુજરાતની ભવાઈ-પરંપરા, ભાષાકીય લઢણો અને ચરિત્રને તેમણે પૂરા સામર્થ્યથી અપનાવ્યાં.

→ ઈ.સ.1867માં નવલરામે **"ભટ્ટનું ભોપાળું"** લખ્યું. તે મોલિયેરના નાટકના ભાવાનુવાદ રૂપે હતુ પણ તે વડે તેમણે પ્રહસનના સ્વરૂપને વધુ નક્કરતાથી ઉઘાડવાનો પ્રયત્ન કર્યો હતો.

→ ઈ.સ.1867માં જ નગીનદાસ મારફતિયાનું **"ગુલાબ"** નાટક પ્રકાશિત થયું અને તેમાં કાલિદાસનો પ્રભાવ ઝિલાયો હતો. નર્મદે પણ **"કૃષ્ણાકુમારી, સારશાકુંતલ, રામ જાનકી દર્શન અને દ્રૌપદીદર્શન"** લખ્યા. આ બધી મથામણો પેલા પારસી મંડળીના નાટકો સામે ગુજરાતી નાટકને ખીલવવાની હતી.

→ વીસમી સદીની શરૂઆત પહેલાંની આ મથામણો બે પ્રકારની જણાય છે -

(1) સીધા રંગભૂમિ સાથે સંકળાયેલા, ભજવણીની સભાનતા સાથે લખતા લેખકો વડે થતી મથામણો.

(2) સાહિત્યકારો વડે થતી મથામણો.

→ નાટકમાં પ્રેક્ષકનું મહત્વ એ સ્વરૂપના જ અનિવાર્ય ભાગરૂપ છે. એ સ્વીકારીએ તો આ પહેલી મથામણવાળા (સીધા રંગભૂમિવાળા) લેખકોનો જ પ્રભાવ વધારે ઝિલાયો.

→ રણછોડભાઈ ઉદયરામ દવે એવો પ્રભાવ ઊભો કરનાર પ્રથમ નાટય લેખક હતા. રંગભૂમિનું સ્વરૂપ પારસીઓએ અપનાવ્યું તે છે પણ નાટકનું સ્વરૂપ રણછોડભાઈએ આપ્યું તે છે. આથી જ તેમને **"ગુજરાતી નાટકના પિતા"** નું બિરુદ અપાયું છે.

→ રણછોડભાઈએ પણ શરૂમાં તો તમિળ નાટકનો આધાર લઈને જ **"હરિશચંદ્ર"** લખ્યું હતું અને તે જબરદસ્ત સફળ રહયું. તેમણે ઈ.સ.1866માં **"લલિતા દુ:ખ દર્શક"** નાટક લખ્યું ત્યારે સામાજિક પ્રશ્નોને તેમણે મેલોડ્રામેટિક તત્વો સાથે એ રીતે ઉઠાવી આપવાનું આરભ્યું કે તેમાંથી તત્કાલીન સમાજની મર્યાદાઓ સાથે નાટકો લખાવાં શરૂ થયાં.

→ ડાહયાભાઈ ધોળશાજીએ ગુજરાતમાં પાકું થિયેટર બંધાવ્યું ત્યારે તેમણે એમની મંડળીનું નામ **"દેશી નાટક સમાજ"** રાખેલું. રામવિયોગ, અશ્રુમતી, વિક્રમાદિત્ય, ઉમાદેવડી, વીણાવેલી જેવાં તેમનાં પ્રશસ્ત નાટકો પ્રજા માનસમાં રહેલા કથાઘટકોને જ આલેખતાં હતા. આ નાટકો વચ્ચે તેમણે **"મ્યુનિસિપલ ઈલેકશન"** જેવું નાટક લખીને ચૂંટણીમાં ખેલાતા રાજકારણ અને ગેરરીતિને પણ કટાક્ષ વડે ઉપસાવી હતી.

→ ગોવર્ધનરામ ત્રિપાઠીએ ઈ.સ.1891માં **"ક્ષેમરાજ અને સાધ્વી"** નાટક લખ્યું ત્યારે કાન્તે **"ગુરુ ગોવિંદસિંહ"** નાટક લખ્યું.

→ પંડિત વાડીલાલ શિવરામ, દલસુખરામ ભોજક, મૂળચંદ મામા, કાસમભાઈ મીર, મોહન જુનિયર જેવા સંગીતકારો ડાહયાભાઈ ધોળશાજી, પ્રભુલાલ દ્વિવેદી, રઘુનાથ બ્રહ્મભટ્ટ, કવિ ત્રાપજકર, જી. એ. વૈરાટી, મનસ્વી પ્રાંતિજવાલા, પ્રફુલ્લ દેસાઈ વગેરેનાં લખેલાં ગીતોના

સ્વરાંકન કરતા. આ ગીત - સંગીત આગળ જતાં ગુજરાતી સુગમ સંગીતના સમૃદ્ધ વારસા રૂપે સ્વીકારાયાં.

→ ઈ.સ.1902માં કવિ નથુરામ સુંદરજીએ નાટકો લખવા ઉપરાંત ભરતના **"નાટયશાસ્ત્ર"** નો ગુજરાતી અનુવાદ પ્રગટ કર્યો.

→ ઈ.સ.1912માં છોટાલાલ સુખદેવ શર્માએ ગો. મા. ત્રિપાઠીની **"સરસ્વતીચંદ્ર"** નવલકથાનું નાટ્યરૂપ સૂરતમાં ભજવ્યું.

→ મૂળશંકર મૂલાણીએ દેશી રજવાડા અને ગોરા અમલદારોના સંબંધ વિશે **"કુંદબાળા"** નાટક લખ્યું. તેમણે હોમરૂલ ચળવળ અને સ્વદેશીની ભાવનાથી સભર **"ધર્મવીર"** નાટક પણ લખ્યું.

→ ઈ.સ.1923માં નૃસિંહ વિભાકરે **"રંગભૂમિ"** નામનું ત્રૈમાસિક પ્રગટ કરવું શરૂ કર્યું.

→ ચંદ્રવદન ચી. મહેતા (ચ.ચી. મહેતા) એ ઈ.સ.1927માં **"અખો"** અને ઈ.સ.1936માં **"આગગાડી"** ગુજરાતી રંગભૂમિના વિકાસનું સીમાચિહ્ન છે. રણછોડભાઈથી પરંપરિત થયેલ નાટકના અને રંગભૂમિના ખ્યાલને સમૂળગો ઉથાપી નવો ખ્યાલ ચંદ્રવદન દ્વારા સ્થપાય છે. એટલે કે તેમના નાટકોની ભજવણીએ નવી રંગભૂમિનો આરંભ કરી દીધો હતો.

→ નાટયલેખક, દિગ્દર્શક, અભિનેતા, નાટયાચાર્ય અને અત્યંત ઉત્સાહી અને ઉદ્દામ અભિનેવેશી નાટ્યપ્રેમી અને પ્રસારક તરીકે ચંદ્રવદનનું કાર્ય અસાધારણ છે. તેઓ નવશિક્ષિત સમાજ પર પ્રભાવ મૂકે એવી સંગઠનશક્તિ પણ ધરાવતા હતા.

→ ચં. ચી. મહેતા એ ઈ.સ.1925માં વડોદરામાં **"કલાસમાજ"** સંસ્થા સ્થાપી.

→ અમદાવાદમાં ઈ.સ.1939માં **"રંગમંડળ"**, રાજકોટમાં ઈ.સ.1940માં **"સૌરાષ્ટ્ર કલાકેન્દ્ર"**, મુંબઈમાં ઈ.સ.1942માં **"ઈપ્ટા"** અને ઈ.સ.1944માં **"ઈન્ડિયન નેશનલ થિયેટર"** સ્થપાયું.

→ અમદાવાદમાં ઈ.સ.1949માં ગુજરાત વિદ્યાસભાએ **"નાટયવિદ્યા મંદિર"** શરૂ કર્યું.

→ ઈ.સ.1953માં સંગીત નાટક અકાદમી અને 1958માં નેશનલ સ્કૂલ ઑફ ડ્રામા સ્થપાયાં. તેમાં મુખ્ય હેતુ તો ભારતીય રંગભૂમિની ખોજનો હતો. જુદા-જુદા ભાષા પ્રદેશમાં લોકનાટયના વિવિધ રૂપોમાં જે જીવિત પરંપરાઓ હતી તેના અનુસંધાન વડે એ દિશામાં ગતિ સંભવિત હતી. તેની સાથે જ વિદેશની રંગભૂમિ પર વિવિધ લેખકીય, દિગ્દર્શકીય ચળવળ રૂપે મંચનનું જે સ્વરૂપ બદલાઈ રહયુ હતું તેને પણ આ ભારતીય રંગભૂમિ સાથે જોડાવાનો હેતુ હતો.

→ **<u>મેનાં ગુર્જરી નાટક :</u>**

- ઈ.સ.1953માં મેનાંગુર્જરી નાટકની ભજવણી.
- રસિકલાલ પરીખ દ્વારા લિખિત
- આ નાટકમાં ભવાઈના ઘટકો ઉપરાંત ચીની ઓપેરાનો પણ વિનિયોગ સધાયેલો.
- ભજવણીની શૈલીમાં લોકનાટયની સરળતા અને સંગીત, ગીત, નૃત્યની સમૃદ્ધિ ભળી હતી.
- મેનાંનું પાત્ર **"દીના પાઠકે"** ભજવ્યું હતું.
- આ નાટકમાં મેનાના પિતાની ભૂમિકા **"જયશંકર સુંદરી"** એ ભજવી હતી.
- આ સંગીતનાટકના સંગીતકાર રસિકલાલ ભોજક હતા.
- મેનાં ગુર્જરી ખરા અર્થમાં તો ગુજરાતી રંગભૂમિની પરંપરાને અપનાવી નવી રંગભૂમિની દિશા ચીધતું સમર્થ નાટક હતું. તેની 150 થી વધુ વાર ભજવણી થઈ તેના પરથી કહી શકાય કે આ શૈલી-શોધને લોકસ્વીકૃતિ પણ મળી હતી.

### ★ <u>ગુજરાતનું લોકનાટ્ય - ભવાઈ</u>

→ ભારતમાં પ્રાચીન નાટય પરંપરામાં બે વિશિષ્ટ પ્રકારની નાટયશૈલીઓ ભરતમુનિના સમયથી ચાલી રહી છે -

(1) સંસ્કૃત નાટય

(2) નૃત્યભેદા

→ 13મી સદીમાં **"ભાવપ્રકાશ"** નામના ગ્રંથના રચયિતા શારદાતનયે કોઈ એક નાટયગૃહમાં 30 પ્રકારના નાટયપ્રયોગો જોયાંનું લખ્યું છે. તે 30 પૈકી 10 તો ભરતમુનિએ પોતાના નાટયશાસ્ત્ર નામના ગ્રંથમાં વર્ણવેલા રૂપકપ્રકારો છે. બાકીના 20 તેમણે **"નૃત્યભેદાઃ"** કહીને એ બધાની વ્યાખ્યા કરી છે.

→ ભાવપ્રકાશ નામનાં ગ્રંથમાં વર્ણવેલા 20 પ્રકારોના નામ આ પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| (1) ત્રોટક | (2) નાટિકા | (3) ગોષ્ઠી |
| (4) સંલાપ | (5) શિલ્પક | (6) ડોમ્બી |

(7) પારિજાતક (8) મલ્લિકા (9) કપ્પવલ્લી
(10) દુર્મલ્લિકા (11) હલ્લીસ (12) ઉલ્લાપ્યક
(13) રાસક (14) નાટયરાસક (15) પ્રેક્ષણ
(16) કાવ્ય (17) પ્રસ્થાન (18) ભણિકા
(19) સટ્ટક (20) શ્રીગદિત

→ આ બધાય નાટયપ્રકારો નૃત્યપ્રધાન, કાવ્યપ્રધાન અને ગીતપ્રધાન હતા.

→ ભરતમુનિના નાટયશાસ્ત્રમાં વર્ણવેલા પૂર્વરંગ અને રૂપકોના લક્ષણોમાંથી તેમજ ગેયપ્રેક્ષ્ય પ્રકારોમાંથી વિવિધ અંશો જેમાં સચવાયા તે આ પારંપરિક ભારતીય લોકનાટયપ્રકારોમાં મહારાષ્ટ્રમાં **"તમાશો"** અને **"લાવણી"**, ઉત્તરપ્રદેશમાં **"નૌંટકી"**, બંગાળમાં **"જાત્રા"** (યાત્રા), પંજાબ-હરિયાણામાં **"સ્વાંગ"**, કર્ણાટકમાં **"યક્ષગાન"**, તમિલનાડુમાં **"તેરકુટૂ"**, કેરળમાં **"ચાકયાર"**ની જેમ ગુજરાતમાં **"ભવાઈ"** નો સમાવેશ થાય છે.

→ ભવાઈ એ નૃત્યનાટકનો ગુજરાતી પ્રકાર છે. રંગભૂમિની સૌથી જૂની પરંપરાગત લોકનાટયનું સ્વરૂપ **"ભવાઈ"** ભાવપૂર્ણ અભિવ્યક્તિ દ્વારા પરંપરાગત લોકકથાનો પ્રચાર કરતું નાટયસ્વરૂપ ગુજરાતમાં ખૂબ પ્રચલિત છે.

→ ભવાઈ ભવ ´ આઈ એમ બે શબ્દોનો બનેલો છે. ભવ એટલે વિશ્વ, જગત કે સર્વકાળ અને આઈ એટલે માતા, મા, જનની, જગદંબા, માં અંબાની ભક્તિને કેન્દ્રમાં રાખી રજૂ થતો લોકનાટયનો પ્રકાર એટલે ભવાઈ.

→ મા અંબાને સમર્પિત આ લોકનાટય તેની ભક્તિનું જ સ્વરૂપ છે. આજે પણ અંબાજી માના મંદિરે દર નવરાત્રીએ ભવાઈ દ્વારા મા અંબાનું પૂજન-અર્ચન કરાય છે. મા અંબાના પૂજનના એક પ્રકાર તરીકે કલાકારો ભવાઈને ભજવે છે.

→ ભવાઈ નામના નાટયપ્રકારના રચનાકાર **"અસાઈત ઠાકર"** ને માનવામાં આવે છે. તેથી અસાઈત ઠાકરને **"ભવાઈનો આદ્યપિતા"** પણ કહેવાય છે.

→ અસાઈત ઠાકર સિદ્ધપુરના યર્જુવેદી ઔદિચ્ય બ્રાહ્મણ અને એકમાત્ર વિદ્વાન કથાકાર રાજારામ ઠાકરના કુળમાં જન્મેલા. અસાઈત પોતે પણ કવિ-કથાકાર હતા.

→ એવું મનાય છે કે અલાઉદ્દીનના સૈન્યે સિદ્ધપુર પર ચઢાઈ કરી ત્યારે પોતાને ત્યાં મહેમાન થઈ આવેલી તેમના યજમાન હેમા પટેલની પુત્રી ગંગાનું શિયળ રક્ષવા સૂબાની સભામાં તેની સાથે ભોજન લેવાને કારણે સિદ્ધપુરની અને ઊંઝાની બ્રાહ્મણ જ્ઞાતિ દ્વારા તેમને જ્ઞાતિબહાર (નાતબહાર) મૂકવામાં આવેલાં.

→ તેથી અસાઈતે પોતાનો રોષ અલાઉદ્દીનના સૈન્ય સામે કે રૂઢિચુસ્ત અણઘડ બ્રાહ્મણો સામે ઠાલવવાને બદલે તેને સર્જનાત્મક દિશા તરફ વાળ્યો અને તેમાંથી આકાર પામી તે ભવાઈ.

→ તેમના ત્રણ પુત્રો સાથે અસાઈત ઊંઝામાં આવી વસ્યા. યજમાન પટેલોએ તેને આજીવિકા અર્થે વર્ષાસન બાંધી આપ્યું. તેના ત્રણ પુત્રોના ત્રણ ઘરની ન્યાત **"ત્રાગાળા"** (તરગાળા) ના નામે જાણીતી થઈ અને તેમણે આજ સુધી લોકભવાઈની પરંપરા જાળવી છે. એટલું જ નહિં પણ આ ક્ષેત્રમાં ઉત્તમ કલાકારો આપ્યા છે.

→ ભવાઈના પ્રદર્શનમાં નૃત્ય, ગીત અને અભિનય એ ત્રણેયનો અનોખો સંગમ જોવાં મળે છે. ભવાઈનો નાટયપ્રકાર અન્ય નાટ્યપ્રકારોથી જુદો એ રીતે પડે છે કે તેનું વાચિક ગેય પદ્યમાં તેમજ ગદ્યમાં પણ છે.

→ અસાઈત ઠાકરે આશરે 360 ભવાઈ વેશ લખ્યાની અને તેમના ત્રણ પુત્રો સાથે ભજવ્યાની લોકવાયકા છે. તે પૈકી આજે તો અમુક વેશ જ ઉપલબ્ધ છે - તેય કેટલાક ફેરફારો સાથે અને મુદ્રિત સ્વરૂપે.

→ ભવાઈમાં ગાયન, વાદન, નર્તન અને ગદ્યાત્મક તેમજ પદ્યાત્મક કથન દ્વારા કથાવસ્તુને દશ્ય-શ્રાવ્ય બનાવાય છે, તેને **"વેશ"** કહેવાય છે.

→ તેમાં **"રામદેવનો વેશ"** જૂનામાં જૂનો વેશ ગણાય છે.

→ અસાઈતે માહિતીસભર કથનાત્મક વેશો ઉપરાંત સામાજિક કુરિવાજો ઉપર પણ પ્રહાર કરતા વેશો આપ્યા છે. જેમ કે **"જૂઠણ"**, **"છેલબટાઉ"**, **"ભગતાણી"**, **"ઝંડા ઝૂલણ"**, **"મીયાંબીબી"**, **"બજાણિયો"**, **"સરાણિયો"** અને **"કજોડો"**. કજોડાના વેશમાં નાનકડા વર અને યુવાન પત્નીના જીવનનો ચિતાર આવે છે અને તેમાં રંગાજી-રંગલો

એ બેની વચ્ચેના સંવાદોને જોડતો, હસાવતો, કટાક્ષ કરતો દેખાય છે.

→ આ ઉપરાંત **"કાળિકાનો વેશ"** - ધાર્મિક વેશ, **"શંકર-ભીલડી"**, **"તાડકા"**, **"રામ-લક્ષ્મણ"**, **"વામન-બલિ"**, **"કાન-ગોપી"** જેવા પૌરાણિક વેશ હોય, **"જસમા-ઓડણ"**, **"શૂરો રાઠોડ"**, **"રામદેવપીર"** જેવા ઐતિહાસિક - અર્ધઐતિહાસિક વેશ પણ હોય છે.

→ ભવાઈ મંડળીઓ **"પેડા"** નામથી તેનો મોવડી **"નાયક"** નામથી અને ભવાઈ કરનાર **"ભવૈયા"** તરીકે ઓળખાતા.

→ મોટાભાગના વેશોમાં બે થી ત્રણ પાત્રો એક સાથે ચાચરમાં હોય છે -

(1) નાયક (2) નાયિકા અને (3) મશકરો

→ આ મશ્કરો જુદા-જુદા વેશોમાં જુદા-જુદા નામે ઓળખાય છે -

(1) કાન-ગોપીના વેશમાં - સુખાજી

(2) ઝંડા-ઝૂલણના વેશમાં - અડવા

(3) જસમા-ઓડણના વેશમાં - રંગલો

→ ભવાઈનું લક્ષ્ય સામાન્યત : લોકશિક્ષણ સાથે લોકરંજનનું પણ તેનો વિકાસ બન્ને દિશામાં થયો. એક બાજુ માતાના મંદિરના પ્રાંગણમાં ચાચરચોકમાં રમાતી ભવાઈ તરીકે માતાની ભક્તિ તરીકે, તો બીજી બાજુ પ્રાકૃત મનોરંજનનો ઉદ્દેશ. આમ, વિવિધ પ્રકારના, વિવિધ સ્તરના, વિવિધ કોમોને આવરી લેતા વેશો દ્વારા લોકોને જ્ઞાન, શિક્ષણ અને મનોરંજન પુરું પાડવામાં આવતું.

→ તે જમાનામાં સિનેમા, ટીવા કે રેડિયો ન હતા. તેથી ભવૈયાઓને આજના ફિલ્મી દુનિયાના સેલિબ્રિટી જેવું સન્માન મળતું હતું. ગામમાં ભવૈયાઓ પ્રવેશતા ત્યારે ઢોલ-નગારાં દ્વારા તેમનું સ્વાગત કરવામાં આવતું અને લોકો ગામના ચોક (ચોરા)માં ભવાઈ જોવા ભેગાં થતાં હતા. ભવાઈમાં કોઈપણ ધર્મ, સંપ્રદાય કે વાડની મર્યાદા ન હતી.

→ ભવાઈના વેશોમાં ઉત્તર ગુજરાતની બોલીનો તળપદો રંગ, સૌરાષ્ટ્રની બોલીનો છાંટ, ચરોતરી રંગ અને ગુજરાત સમસ્તના ઢંગ છે.

→ આ લોકનાટ્યની આ જ મઝા છે. એમાં હાસ્ય, નર્મ-મર્મ, કટાક્ષ, સ્વભાવદર્શન, સમાજનું દર્શન, શક્તિનું પ્રગટીકરણ, ગૂઢ મર્મ, ઉઘાડો પ્રેમ, નાટ્યતત્વ, સમયાનુકૂળ અભિમત અર્થ અને શિક્ષણ પ્રગટ થાય છે.

→ ભવાઈમાં ગદ્ય નહિવત્ હોય છે, ગીત-કવિતા મુખ્ય હોય છે. આ વેશોમાં દોહરો, સોરઠો, ચોપાઈ, જેકરી, ચરણાકુળ, સવૈયો, હોળા, કુંડલિયો, છપ્પો, ચંદ્રાવલો, ઝૂલણા જેવાં છંદો છે.

→ ભૂંગળ, નરઘાં અને કાંસીજોડાં એ ભવાઈના વાંજિત્રો છે. ભવાઈનો આરંભ ભૂંગળાવાદનથી થાય છે. ભૂંગળ વિશિષ્ટ લોકવાદ્ય છે. તેની જુદા-જુદા પ્રકારની ભજવણીથી દૂરથી પણ જાણકાર કયો વેશ કે કયો પ્રસંગ ભજવાય છે તે કહી શકે.

→ નાના મોટા પ્રત્યેક પાત્રનાં આવણાં એટલે કે પ્રવેશગાન હોય છે. સાંજિદાઓ પાત્રોના પ્રવેશ પહેલાં જ ગાન દ્વારા જે તે પાત્રોના વ્યક્તિત્વ અને તેની ખાસિયતોથી પ્રેક્ષકોને પરિચિત કરે છે.

→ ભવાઈમાં ચક્રાત્મક ગતિક્રિયા, હલન-ચલન, પદગતિના ઠેકા છે એ અન્ય કોઈ નૃત્યપ્રકારમાં જોવા મળતા નથી.

→ ભવાઈની શરૂઆત ગણેશ, માતાજી વગેરેની સ્તુતિથી થાય છે. મોં આગળ થાળી રાખીને અભિનેતા ગણેશનું પાત્ર કરે છે. ભારતીય સંસ્કૃતિમાં વિઘ્નહર્તા ગણેશની સ્તુતિ પછી શુભકાર્યની શરૂઆત થાય છે -

દૂંદાળો દુઃખભંજનો સદાયવાલે વેશ ।
અવસર પેલો સમરિયે, ગવરી પુત્ર ગણેશ ।।
ત્યારબાદ ......
ભવાઈ કરીએ ભક્તિથી અંબા મોર ઈશ ।
ઓછું ઓછું બોલીએ, તે રખે ધરો તમે રીસ ।।

આમ, અંબાજીની સ્તુતિ પછી જે કોઈ વેશ કે વાત હોય તે રંગલા-રંગલીના વેશથી શરૂ થાય છે.

→ ભવાઈમાં સ્ત્રી-પુરુષોના બધા પ્રકારનાં પાત્રો પુરુષો જ કરે તેવી પરંપરા છે. સ્ત્રીપાત્રો ભજવનાર પુરુષવાળી મંડળી **"કાંચળિયા"** તરીકે ઓળખાય છે.

→ ભવાઈના કલાકારો પાછળથી નટ અને નટી તરીકે પણ ઓળખાયા, ને ગુજરાતની રંગભૂમિને જીવંત કરવામાંને રાખવામાં તેમનું બહુમૂલ્ય પ્રદાન રહયું. આમ, પ્રશિષ્ટ અને

લૌકિક બંને નાટ્યપ્રણાલીઓ અનેક રીતે ભિન્ન હોવા છતાં પણ પરસ્પર આદાન-પ્રદાનના સંબંધો જોડાયેલી હતી.

→ આધુનિક સમયમાં સરકાર વગેરે દ્વારા લોકકલાઓને મળતા પ્રોત્સાહનનો લોકભવાઈને પણ લાભ મળ્યો છે અને ભવાઈની પરંપરાગત રીતિની તાલીમ, તેના કલાકારો મંડળીઓ વગેરેને સરકાર તરફથી સહાય મળી રહી છે. આથી તેમાં પ્રવેશેલી અસ્વીકાર્ય રીતિનીતિઓ ગળાઈને ભવાઈ વધુ લોકસ્વીકૃત કલા તરીકે પ્રચલિત થઈ રહી છે.

→ ભવાઈની ભજવણી રીતિને એની નાટ્યાત્મકતાને કારણે અર્વાચીન નાટકોમાં પણ અપનાવી લેવાઈ છે. નર્મદના નાટકોમાં દલપતરામના નાટકોમાંના સંવાદોમાં ભવાઈના સંવાદોની છટા છે.

→ શ્રી રસિકલાલ પરીખના **"મેનાગુર્જરી"** નાટકમાં તેમજ શ્રી ચંદ્રવદન મહેતાએ **"હોહોલિકા"** નામે ભવાઈ રચી છે. તો શ્રી બકુલ ત્રિપાઠીએ **"લીલા"** નામે ભવાઈના અંશો-મિશ્રિત વેશ રચ્યો છે.

→ ડૉ. કૃષ્ણકાંત કડકિયા નાટક, લોકકળાઓ તેમજ ભવાઈમાં ઊંડા સંશોધન કાર્ય માટે સુપ્રસિદ્ધ છે. તેમણે લોકનાટય ભવાઈ પર ઊંડું અભ્યાસ કરી પાંચ સંપાદન ગ્રંથો આપ્યા છે.

## ★ ગુજરાતના પ્રખ્યાત નાટયકારો

### 1. રણછોડભાઈ ઉદયરામ દવે

→ જન્મ - ઈ.સ.1833માં મહુધામાં

→ તેમને **"અર્વાચીન ગુજરાતી નાટકના પિતા"** ગણવામાં આવે છે.

→ રણછોડભાઈ જ્યારે મનસુખરામ સૂર્યરામ સંપર્કમાં આવ્યા ત્યારથી તેમનો સાહિત્યશોખ જાગૃત થયો.

→ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરનાર એલેકઝાંડર ફાર્બસના સહયોગી તરીકે રણછોડભાઈ આ સોસાયટીના સ્થાપનાકાળથી જ સાથે હતા અને તેઓ **"બુદ્ધિપ્રકાશ"** ના સંપાદનમાં સહાયક પણ બન્યાં હતા.

→ ભવાઈની બેઢંગી રજૂઆતથી અકળાઈને શેકસપિયરનાં નાટકો અને સંસ્કૃત નાટકોની શૈલીઓમાં એમણે નવા નાટક ઉપજાવ્યાં.

→ તેમણે **"મુંબઈ-ગુજરાતી નાટક મંડળી"**ની સ્થાપના કરી.

→ રણછોડભાઈએ પણ શરૂમાં તો તમિળ નાટકનો આધાર લઈને જ **"હરિશચંદ્ર"** લખ્યું હતું અને તે જબરદસ્ત સફળ રહયું. તેમણે ઈ.સ.1866માં **"લલિતા દુ:ખદર્શક"** નાટક લખ્યું ત્યારે સામાજિક પ્રશ્નોને તેમણે મેલોડ્રામેટિક તત્વો સાથે એ રીતે ઉઠાવી આપવાનું આરભ્યું કે તેમાંથી તત્કાલીન સમાજની મર્યાદાઓ સાથે નાટકો લખાવાં શરૂ થયા.

→ તેઓ કચ્છમાં દીવાન પણ બન્યાં હતાં, તેમની સર્વગ્રાહી સેવાઓની કદરરૂપે અંગ્રેજ સરકારે **"દીવાન બહાદુર"**ના ઈલ્કાબથી તેમને નવાજ્યા.

→ ગુજરાતી સાહિત્યમાં રણછોડભાઈની બે પ્રવૃત્તિઓ ચિરંજીવ બની છે. એક તો તેમના હાથે થયેલી નાટક અને રંગભૂમિની કાયાપલટ અને બીજી સેવા તે **"રણપિંગળ"** ગ્રંથની રચના.

→ તેઓ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ પદે પણ રહયા હતા.

→ તેમનું અવસાન 23 એપ્રિલ, 1923ના રોજ થયું હતું.

### 2. કેખુશરૂ કાબરાજી

→ જન્મ - ઈ.સ.1842માં

→ ગુજરાતી નાટકના પિતા રણછોડભાઈ ગણાય છે. પરંતુ ગુજરાતી રંગભૂમિના વિકાસમાં સૌથી મોટો ફાળો કેખુશરૂ કાબરાજીનો રહયો હતો.

→ કાબરાજીનું યાદગાર પ્રદાન નાટયલેખન અને નાટય - દિગ્દર્શન ક્ષેત્રે ગણાય છે.

→ કાબરાજીએ નાટયલેખનના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો તે પહેલાં તેઓ પારસી સમાજના સુધારક તરીકે જાણીતા હતા. તેમણે **"રાસ્ત ગોફતાર", "સત્યપ્રકાશ"** અને **"સ્ત્રીબોધ"** જેવા પત્રોમાં ધારદાર લેખો લખ્યાં હતા. જેથી સમાજ-પરિવર્તનના ક્ષેત્રે તેમનું નામ આગળ પડતું હતું.

→ કાબરાજીએ શેકસપિયરના **"કોમેડી ઑફ એરર્સ"** નામના નાટકનું રૂપાંતર કરી નાટક ક્ષેત્રમાં પ્રવેશ કર્યો હતો.

→ કાબરાજીનું **"શાહનામા"** નાટક ખૂબ જ યાદગાર છે કારણ કે આ નાટકના આધારે જ તેમણે પારસીઓના ઈતિહાસને જાગ્રત કરી તેમનું આત્મગૌરવ - તેમની અસ્મિતા ને જાગ્રત કરી હતી.

→ તેમણે **"નાટક ઉત્તેજક મંડળી"** ની સ્થાપના કરી હતી. આ મંડળીમાં રણછોડભાઈ ઉદયરામનું **"હરિશચંદ્ર"** નાટક ભજવ્યું અને રણછોડભાઈએ દિગ્દર્શન કર્યું હતું.

→ તેમણે નળદમયંતી, નંદબત્રીસી અને લવકુશ વગેરે અનેક નાટકો લખ્યાં છે - ભજવ્યાં છે.

→ તેમનું અવસાન ઈ.સ.1904માં થયું હતું.

**3. અમૃત કેશવ નાયક**

→ જન્મ - ઈ.સ.1877માં

→ અત્યંત ગરીબ અવસ્થામાં ઉછરતા અમૃત નાયકને 11 વર્ષની ઉંમરે કમાવાની જરૂર પડી અને તે આલ્ફ્રેડ નાટકની કંપનીમાં જોડાઈ ગયા.

→ અમૃત સફળ અભિનેતા તેમજ સફળ દિગ્દર્શક હતા. માતૃભાષા ગુજરાતી હોવા છતાં ઉર્દૂ ભાષામાં નાટકો ભજવવામાં તેમનું નામ અગ્રણી હરોળમાં છે.

→ તેમનામાં જાતે જ ગીતો રચવાની અને બંદિશો બાંધવાની આવડત અને સૂઝ હતી સાથે-સાથે મીઠું ગળું, મધુરી જબાન અને અનોખી અદાકારી તેમને જન્મજાત કલાકારની હરોળમાં બેસાડે છે.

→ આ આલ્ફ્રેડ કંપનીમાં તેમણે શેક્સપીયરના હેમ્લેટ, રોમિયો-જુલિયટ, સિમ્બેલાઈનના ઉર્દૂ રૂપાંતરોમાં તેમ જ સંગીતપ્રધાન નાટકોમાં અનેક ભૂમિકાઓ ભજવી હતી.

→ 18 જુલાઈ, 1907ના રોજ માત્ર 30 જ વર્ષે અવસાન પામનાર અમૃત નાયકની સ્મશાન યાત્રામાં માનવમહેરામણ ઊમટ્યો હતો જે તેમની લોકપ્રિયતા દર્શાવે છે. સરકારે જાહેરમાર્ગોના નામ તેમના નામ પરથી રાખીને તેમનું સન્માન વધાર્યું છે.

**4. ફૂલચંદ માસ્તર**

→ જન્મ - ઈ.સ.1879માં

→ ફૂલચંદ ભાઈ વ્યવસાયે ચિત્ર શિક્ષક હતા તેથી **"માસ્તર"** તરીકે જાણીતા હતા.

→ ફૂલચંદભાઈ એક ઉત્તમ ચિત્રકાર, કવિ અને નાટ્યલેખક તરીકે પણ પ્રખ્યાત છે.

→ ગુજરાતી સાહિત્યના મોટા મહાનુભાવો ગોવર્ધનરામ ત્રિપાઠી, મણિલાલ નભુભાઈ અને બાલાશંકર જેવા સાહિત્યકારો ફૂલચંદભાઈના મિત્ર હતા. તેમની પ્રેરણા અને સહકારથી ફૂલચંદભાઈએ સાહિત્ય તરફ રૂચિ કેળવી.

→ તેમણે સૌપ્રથમ **"મહાસતી અનસૂયા"** નામનું નાટક ઈ.સ.1907માં **"મોરબી આર્યસુબોધ નાટક મંડળી"** ને લખી આપ્યું હતું.

→ ત્યારબાદ તો તેમણે અનેકો નાટક લખ્યા હતા જેમાં મુખ્ય નાટકોમાં **"વિશ્વધર્મ"**, **"શુકદેવજી"**, **"મુદ્રા-પ્રતાપ"**, **"માલતી-માધવ"**, **"સુકન્યા સાવિત્રી"**, **"મહાશ્વેતા કાદંબરી"** વગેરેનો સમાવેશ થાય છે.

→ તેમણે સૌપ્રથમ સિનેમાની ફ્લેશબેકની ટેકનીક પણ અપનાવી હતી.

→ નાટકમંડળીમાં પણ ગંદુ રાજકારણ રમાતું હોવાથી તેમણે રંગભૂમિ પરથી સન્યાસ લઈ લીધો હતો.

→ તેમનું અવસાન ઈ.સ.1954માં થયું હતું.

**5. જયશંકર ભોજક**

→ જન્મ - ઈ.સ.1889માં વીસનગર પાસે ઊંઢાઈમાં

→ **"સુંદરી"** ના હુલામણા નામથી પ્રખ્યાત છે.

→ આ સુંદરી જેવું હુલામણું નામ તેમને 12 વર્ષની ઉંમરે ભજવેલ **"સૌભાગ્યસુંદરી"** નામના નાટકમાં સ્ત્રીની ભૂમિકા ભજવવા બદલ મળેલ છે. આ નાટક ખૂબ જ પ્રસિદ્ધિ પામ્યું હતું.

→ તેમણે પોતાના જીવનકાળ દરમિયાન અનેક નાટકો ભજવ્યાં પરંતુ ફક્ત બે જ નાટકોમાં તેમણે પુરુષની ભૂમિકા નિભાવી હતી. બાકી બધામાં સ્ત્રીની જ ભૂમિકા ભજવી હતી.

→ જયશંકર ભોજક (સુંદરી) ની આત્મકથા **"થોડાં આંસુ : થોડાં ફૂલ"** નામે પ્રકાશિત થઈ હતી. આ આત્મકથા સુંદરીએ ગુજરાતી ભાષામાં લખી હતી, પરંતુ નેશનલ સ્કૂલ ઑફ ડ્રામા - દિલ્હીએ આ પુસ્તકનો હિન્દીમાં અનુવાદ પણ પ્રકાશિત કર્યો છે. આ જ સંસ્થાએ તેમની આત્મકથાના આધારે એક નાટક પણ બનાવ્યું. જેનું નામ **"An Actors Prepares"** છે જે ભારતના વિવિધ શહેરોમાં દર્શાવવામાં આવ્યું હતું.

→ તેમણે અમદાવાદમાં **"નાટ્યવિદ્યામંદિર"** અને **"નટમંડળ"** ની સ્થાપના કરી હતી.

→ ગુજરાત સરકારના સાંસ્કૃતિક વિભાગ દ્વારા અમદાવાદમાં તેમની સ્મૃતિમાં **"જયશંકર સુંદરી નાટ્યગૃહ"** નામ આપવામાં આવ્યું.

→ ભારત અને ગુજરાત સરકાર દ્વારા અનેકો ખિતાબ મેળવનાર જયશંકર સુંદરીનું અવસાન 22 જાન્યુઆરી, 1975 ના રોજ થયું હતું.

**6. જશવંત ઠાકર**

→ જન્મ - ઈ.સ.1915માં ખેડા જિલ્લાના મહેળાવ ગામે

→ તેઓ **"ગુજરાતના નાટયગુરુ"** તરીકે પ્રખ્યાત છે.

→ ગુજરાતમાં તેમણે **"ઈપ્ટા"** (IPTA) ની સ્થાપના કરી અને ત્યારબાદ નટમંડળ, ભરત નાટ્યપીઠ એમ જુદા-જુદા મંડળો દ્વારા તેમણે રંગભૂમિનો વિકાસ કર્યો.

→ જશવંતભાઈએ પશ્ચિમનાં નાટકોનું રૂપાંતર કર્યુ પણ તેમનું મહત્વું કાર્ય તો શેક્સપિયરના નાટકોને ગુજરાતીમાં ઉતારવાનું છે.

→ **ભરત નાટયપીઠ :**

- ઈ.સ.1949માં જશવંત ઠાકરે લોકનાટય સંઘમાંથી છૂટા થઈ ભરતનાટયપીઠની સ્થાપના કરી હતી.

- આ નાટ્યપીઠનું પ્રથમ નાટક હતું - **"ઊંડા અંધારેથી"** જે મેક્સિમ ગોર્કીના નાટકનો અનુવાદ હતો.

- આ સંસ્થાએ એક રીતે તો વિદ્યાપીઠનું કાર્ય કર્યુ છે. આ સંસ્થાએ અનેક નાટકો ભજવ્યા છે. જેમ કે - સિકંદર સાની, શંકુતલા, અંતરનો અપરાધી, બાણશય્યા વગેરે.

→ જશવંત ઠાકરનું સંપૂર્ણ જીવન નાટયતાલીમ અને નટ-દિગ્દર્શકની મથામણમાં જ પ્રસાર થયું છે. તેમણે તાલીમ માટે અનેક પુસ્તકો લખ્યાં, નાટકોના અનુવાદ કર્યા, મૌલિક નાટકો લખ્યાં. એમાં મહત્વનાં તે આ - નાટય શિક્ષણનાં મૂળ તત્વો, નાટય પ્રયોગ શિલ્પ, લોકનાટ્ય અને ગામડું.

→ ગુજરાતી રંગભૂમિના નાટયકાર, નટ, દિગ્દર્શક અને અનેક એવોર્ડ મેળવનાર જશવંત ઠાકરનું અવસાન 25 ડિસેમ્બર, 1996ના રોજ થયું હતું.

## 7. અન્ય નાટ્યકાર

| ક્રમ | નાયટકારનું નામ | વિશેષતા |
|---|---|---|
| 1. | અશરફ ખાન<br>(1893-1962) | - જન્મ ઈન્દોર (મધ્યપ્રદેશમાં)<br>- ઈ.સ.1960માં ગોંડલમાં **"ગુજરાત કલામંદિર"** નામની પોતાની નાટક કંપની ખોલી.<br>- તેમની દરગાહ અમદાવાદમાં દાણી લીમડા પાસે છે. |
| 2. | ગોવર્ધન પંચાલ<br>(1913-1996) | - **"દાદા"** ના હુલામણા નામથી જાણીતા.<br>- તેમના શિષ્યોમાં ઓમપુરી, શબાના આઝમી, નસીરુદ્દીન શાહ, બંસી કોલ વગેરેનો સમાવેશ થાય છે.<br>- **"કુડિયાપટ્ટમ"** અને **"થિયેટર્સ ઑફ ભારત"** તેમના પ્રખ્યાત ગ્રંથો છે. |
| 3. | કાંતિ મડિયા<br>(1932-2004) | - **"કાશીનો દીકરો"** ફિલ્મનું દિગ્દર્શન કર્યુ.<br>- પ્રાગજી ડોસા લિખિત હાથશાળની પ્રવૃત્તિ પર આધારિત **"સહકારના દીવા"** નામનું પહેલું ત્રિઅંકી નાટક દિગ્દર્શન કર્યું.<br>- 1 ઓગસ્ટ, 1967ના રોજ **"નાટયસંપદા"** નામની પ્રખ્યાત નાટયસંસ્થાની સ્થાપના કરી. |
| 4. | પ્રવીણ જોશી<br>(1936-1979) | - તેમને **"આધુનિક રંગભૂમિના અભિમન્યુ"** તરીકે પણ ઓળખવામાં આવે છે.<br>- એમના નાટયસર્જનોમાં **"મોગરાના સાપ"** ચંદરવો, સંતુરંગીલી, સપ્તપદી, માણસ નામે કારીગર વગેરેનો સમાવેશ થાય છે. |
| 5. | નિમેષ દેસાઈ<br>(1956) | - તેમણે **"કોરસ"** નામની સંસ્થા સ્થાપી અને તેના દ્વારા રંગભૂમિ અને ટી.વી.ના માધ્યમના વિવિધ પાસાઓની પદ્ધતિસર તાલીમ આપે છે.<br>- ઈ.સ.1983-84માં તેમની ફિલ્મ **"નસીબની બલિહારી"**ને શ્રેષ્ઠ ફિલ્મ, દિગ્દર્શન સહિત રાજ્ય સરકારે 8 (આઠ) એવોર્ડ આપ્યા હતા.<br>- તેમને **"યૂનો-2003"** નો આંતરરાષ્ટ્રીય એવોર્ડ પણ મળ્યો છે.<br>- તેમને **"રંગપર્વ"** નામનું નાટ્ય-સામયિક શરૂ કર્યુ. |
| 6. | હસમુખ બારાડી | - તેઓ નાટયપ્રવૃત્તિને સમર્પિત લેખક-કલાકાર છે. |

| | | |
|---|---|---|
| | (1938) | - **''નાટય સરીખો નાદર હુન્નર''** તેમના નાટક અને રંગભૂમિને લગતા લેખોનો સંગ્રહ છે.<br>- નેશનલ બુક ટ્રસ્ટ (NBT) - દિલ્હીના ઉપક્રમે તેમણે **''ગુજરાતી રંગભૂમિનો ઈતિહાસ''** નામનો ગ્રંથ લખ્યો છે.<br>- યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ માટે **''ટીવી પ્રોડકશન''** વિષય પર પાઠ્યપુસ્તક તૈયાર કર્યુ. જેને તે વર્ષે શ્રેષ્ઠ પુસ્તક તરીકે પારિતોષિક મળ્યું હતું.<br>- **''BUDETRI''** નાટ્યશિક્ષણ સંશોધન સંસ્થા છે. જે બટુભાઈ ઉમરવાડિયાની સ્મૃતિમાં સ્થપાયેલી. આ સંસ્થાના કાર્યવાહક અને **''નાટક''** ત્રૈમાસિકના તંત્રી તરીકે તેઓ હાલમાં સેવા આપી રહયા છે. |
| 7. | પ્રાણસુખ નાયક<br>(1910-1989) | - મિથ્યાભિમાન નાટકમાં જીવરામ ભટ્ટની ભૂમિકા એવી સચોટ ભજવી કે લોકો તેમને જીવરામ ભટ્ટ કહેતા થઈ ગયા.<br>- **''પ્રાણ થિયેટર્સ''** નામે પોતાની સંસ્થા સ્થાપી. |
| 8. | પ્રભુલાલ દ્વિવેદી<br>(1892-1962) | - લોકપ્રિય નાટક લખનાર<br>- તેમનું લખેલું **''વડીલોના વાંકે''** નાટકે વિક્રમ સર્જ્યો. તે 500 વાર કરતાં વધારે ભજવાયું. |

★ **ગુજરાતના પ્રખ્યાત નાટક-એકાંકી**

| ક્રમ | નાટક-એકાંકી | લેખક |
|---|---|---|
| 1. | વડ અને ટેટા | જ્યોતિન્દ્ર દવે |
| 2. | વંઠેલા | કાન્ત |
| 3. | કડલાં | ઉમાશંકર જોશી |
| 4. | પહેલું સુખ તે મૂંગીનાર | વિનોદ ભટ્ટ |
| 5. | પ્રતાપ | મહેતા ગણપત રામજી |
| 6. | ઝબૂકિયાં | જ્યંતિ દલાલ |
| 7. | દેડકાની પાંચશેરી (સાહિત્યકારોની લાક્ષણિક મજાક) | ચં. ચી. મહેતા |
| 8. | અંતિમ ધ્યેય, અનાર્યાવર્ત, પુત્ર સમોવડી, અરુંધતી અને વસિષ્ઠનો પ્રેમ | દલપત ચૌહાણ |
| 9. | માયાપુરુષ | ધીરુબહેન પટેલ |
| 10. | પરાજય | ચંદ્રકાન્ત બક્ષી |
| 11. | **''વૈશાખી કોયલ''**, આ માણસ મદ્રાસી લાગે છે, કેમ મકનજી કયાં ચાલ્યા છે ?, તોખાર, લેડી લાલ કુંવર, એક સપનું બહુ શૈતાની, ખગ્રાસ, છબીલી રમતી છાનુમાનું | સિતાંશુ મહેતા |
| 12. | **''લાલ, પીળોને વાદળી''**, **''મામુનીનાં શ્યામ ગુલાબ''** **''શાંતિના પક્ષી''** | વિભૂત શાહ |
| 13. | ડિમલાઈટ, ઝૂલતા મિનારા, સિકંદર સાની | રઘુવીર ચૌધરી |
| 14. | સ્વપ્ન પિંજર | ચંદ્રકાન્ત શેઠ |
| 15. | મને દશ્યો દેખાય છે | મહેશ દવે |
| 16. | કેટલા વાગ્યા ? | દિવા પાંડેય |
| 17. | કોઈ કયારે આવશે ? | મનહર મોદી |
| 18. | કરંટ | દલપત પઢિયાર |
| 19. | વડ તેવા ટેટા | સુવર્ણા રાય |
| 20. | **''હું પશલો છું''**, **''સી. શિવાભાઈ''** | ઈન્દુ પવાર |

| | | |
|---|---|---|
| 21. | ચોરસ ઈંડા અને ગોળ કબરો | મુકુંદ પરીખ |
| 22. | લીલા પીળા જવાળામુખી | મફત ઓઝા |
| 23. | તિરાડ, ચાર ચહેરા એક માણસ | શ્રીકાંત શાહ |
| 24. | નો પાર્કિંગ | સતીશ વ્યાસ |
| 25. | મંચલિપિ | ચૂંપ વ્યાસ |
| 26. | ચોપગું, રૂમનો ટી. બી. પેશન્ટ, રાક્ષસ, કયાં ચાલ્યા ?, શાલિટાકા, કયા માધવલાલ, કુમુદ | રમેશ શાહ |
| 27. | બહારના પોલાણ, દીવાલ, સોળ વર્ષ, બસ સ્ટોપ, સુમનલાલ ટી. દવે | સુભાષ શાહ |
| 28. | ડાયલનાં પંખી, કોલબેલ, હુકમ માલિક, એટલે કે તમે | ચિનુ મોદી |
| 29. | પેન્સિલની કબર અને મીણબત્તી, હાથપગ બંધાયેલા છે, જે નથી તે, ખરેખર દરવાજા બંધ છે, એક ચમચી અવનીનું અમૃત | આદિલ મનસુરી |
| 30. | ઝેરવું, કુમારની અગાસી, અશ્વત્થામા, કોઈ એક ફૂલનું નામ બોલો તો, કલ્કિ, સંતુરંગીલી, **“કાગડી, કાગડા, માણસો”** | ત્રધુરાય |
| 31. | બાથટબમાં માછલી, મરીજવાની મજા, કાહ કોયલ શોર મચાયે, કાદવ કીચડ, કુદરતી, વૃક્ષ, મનસુખલાલ મઝઠિયા, પીળું ગુલાબ અને હું | લાભશંકર ઠાકર |
| 32. | પૃથ્વીના આંસુ ઉત્સવિકા, ઉલ્લાસિકા | દુર્ગેશ શુકલ |
| 33. | પગરખાંનો પાળિયો | ઈન્દુલાલ ગાંધી |
| 34. | મદનમંદિર, શરતઘોડા, ઝાંઝવાં | યશવંત પંડ્યા |
| 35. | ચમારચાલ, મંગલપાંડે, હયાતી | જયંત ખત્રી |
| 36. | સાપઉતારા, મુક્તિ પ્રસૂન, પાંખ વિનાનાં પારેવા, નીલાંચલ, ગંગાવતરણ | શિવકુમાર જોષી |
| 37. | રંગદા, રકતતિલક | ચુનીલાલ મડિયા |
| 38. | જમાઈરાજ, વૈતરણીને કાંઠે, ઢોલિયા આગ સીસમના | પન્નાલાલ પટેલ |
| 39. | જલિયાંવાલા, અઢારસો સત્તાવન, પરિત્રાણ | દર્શક |
| 40. | શર્વિલક | રસિકલાલ પરીખ |
| 41. | વડલો, પિયોગોરી, મોરના ઈંડા | શ્રીધરાણી |
| 42. | ગરીબની ઝૂંપડી, અર્વાચીના (નૃત્ય નાટિકા) | ધનસુખલાલ મહેતા |
| 43. | રાજા રાણી | ઝવેરચંદ મેઘાણી |
| 44. | ધરાજગુર્જરી, સંતાકૂકડી, કપૂરનો દીવો, અખો, આગગાડી | ચ. ચી. મહેતા |
| 45. | સાપના ભારા, શહીદ, હવેલી | ઉમાશંકર જોશી |
| 46. | પડઘા, ઠંડી ફરતાં, એકલવ્ય | ધૂમકેતુ |
| 47. | કાકાની શશી, તર્પણ, ધ્રુવસ્વામિની દેવી | કનૈયાલાલ મુનશી |
| 48. | રોમન સ્વરાજ્ય, ગુરુગોવિંદ સિંહ | કાન્ત |
| 49. | રાઈનો પર્વત | રમણભાઈ નીલકંઠ |
| 50. | લલિતા દુઃખદર્શક | રણછોડભાઈ ઉદયરામ |



# 14. ગુજરાતની મહત્વની સંસ્થાઓ

## ★ ગુજરાતની અગત્યની સંસ્થાઓ

| ક્રમ | સંસ્થાનું નામ | સ્થાપના વર્ષ | સ્થળ |
|---|---|---|---|
| 1. | અનસૂયા લેપ્રેસી એસોસિયેશન | - | વડોદરા |
| 2. | અમદાવાદ ટેક્સટાઈલ ઈન્ડસ્ટ્રીઝ રિસર્ચ એસોસિયેશન ((ATIRA) અટીરા) | 1952 | અમદાવાદ |
| 3. | અશક્તાશ્રમ | 1912 | સૂરત |
| 4. | અંકુર શાળા (મંદબુદ્ધિ બાળકોની) | 1978 | ભાવનગર |
| 5. | અંજુમને ઈસ્લામ | - | અમદાવાદ |
| 6. | અંજુમને કુત્બી | 1945 | જામનગર |
| 7. | આણદાબાબા સેવા સંસ્થા | 1691 | જામનગર |
| 8. | કાશી વિશ્વનાથ સંસ્કૃત મહાવિદ્યાલય | 1936 | અમદાવાદ |
| 9. | કસ્તૂરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટ | - | કોબા |
| 10. | કલા શાળા | 1877 | ભુજ |
| 11. | કલાભવન | 1880 | વડોદરા |
| 12. | કદમ્બ | - | અમદાવાદ |
| 13. | કચ્છી સાહિત્ય અકાદમી | - | ગાંધીનગર |
| 14. | ઓક્યપેશનલ હેલ્થ રિસર્ચ ઈન્સ્ટિટ્યૂટ | 1966 | અમદાવાદ |
| 15. | એસિલ નવસર્જન ગ્રામ વિકાસ પ્રતિષ્ઠાન | 1979 | વાપી |
| 16. | ઊર્મિ સ્ત્રી સંસ્થા | 1953 | અતુલ |
| 17. | ઉર્દૂ સાહિત્ય અકાદમી | - | ગાંધીનગર |
| 18. | આદિવાસી કન્યા આશ્રમ | 1939 | દાહોદ |
| 19. | આદિવાસી સંગ્રહાલય | - | સાપુતારા |
| 20. | આનંદ નિકેતન આશ્રમ | 1949 | રંગપુર |
| 21. | આર્યકન્યા ગુરુકુળ | 1915 | પોરબંદર |
| 22. | ઈન્સ્ટિટ્યૂટ ઑફ રુરલ મેનેજમેન્ટ (ઈરમા) | 1979 | આણંદ |
| 23. | ઈન્ડિયન પીપલ્સ થિયેટર એસોસિયેશન | 1943 | અમદાવાદ |
| 24. | ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ | 1936 | રાજપીપળા |
| 25. | ગુજરાત વિશ્વકોશ ટ્રસ્ટ | 1985 | અમદાવાદ |
| 26. | ગુજરાત વિદ્યાસભા | 1848 | અમદાવાદ |
| 27. | ગુજરાત લલિત કલા અકાદમી | 1960 | ગાંધીનગર |
| 28. | ગુજરાત રક્તપિત નિવારણ સેવાસંઘ | 1960 | વડોદરા |
| 29. | ગુજરાત ગ્રામ શ્રમિક કલ્યાણ મંડળ | 1981 | ગાંધીનગર |
| 30. | ગુજરાત કલાસંઘ (ચિત્રશાળા) | 1934 | અમદાવાદ |
| 31. | ગિરધરભાઈ બાલસંગ્રહાલય | 1955 | અમરેલી |
| 32. | ગાંધી શ્રમ સંસ્થાન | 1983 | અમદાવાદ |
| 33. | ગાંધી વિદ્યાપીઠ | 1970 | વેડદી |
| 34. | કોશલકેન્દ્ર મઠ | - | અમદાવાદ |
| 35. | કોચરબ આશ્રમ | - | અમદાવાદ |
| 36. | કૈવલ્યધામ સૌરાષ્ટ્ર મંડળ | 1943 | રાજકોટ |
| 37. | કેલિકો કાપડ સંગ્રહાલય | 1949 | અમદાવાદ |
| 38. | કીર્તિમંદિર | - | પોરબંદર |
| 39. | કાંતા સ્ત્રી વિકાસ ગૃહ | 1945 | રાજકોટ |
| 40. | જ્યોતિસંઘ | 1934 | અમદાવાદ |
| 41. | ગુજરાત સંગીત, નાટક, નૃત્ય અકાદમી | 1960 | ગાંધીનગર |
| 42. | ગુજરાત સંગીત મહાવિદ્યાલય | 1954 | અમદાવાદ |
| 43. | ગુજરાત સાહિત્ય અકાદમી | 1981 | ગાંધીનગર |
| 44. | ગુજરાત સાહિત્ય સભા | 1929 | અમદાવાદ |
| 45. | ગુજરાત સાહિત્ય પરિષદ | 1905 | અમદાવાદ |
| 46. | ગ્રામ દક્ષિણામૂર્તિ | 1938 | આંબલા |
| 47. | ગુજરાત વિદ્યાપીઠ | 1920 | અમદાવાદ |
| 48. | ગુજરાત હરિજન સેવક સંઘ | 1932 | અમદાવાદ |

| | | | |
|---|---|---|---|
| 49. | દર્પણ | 1949 | અમદાવાદ |
| 50. | દૂધસાગર ડેરી | - | મહેસાણા |
| 51. | દ્વારકાધીશ સંસ્કૃતિ વિદ્યાપીઠ | 1968 | ધરમપુર |
| 52. | નર્તન સ્કૂલ ઑફ કલાસિકલ ડાન્સિંગ | - | અમદાવાદ |
| 53. | નર્મદ સાહિત્ય સભા | 1923 | સૂરત |
| 54. | નંદકુવરબા અનાથ બાલાશ્રમ | 1918 | ભાવનગર |
| 55. | નાટ્ય વિદ્યાલય | - | અમદાવાદ |
| 56. | નારાયણગુરુ આદ્ય વ્યાયામ શાળા | 1883 | વડોદરા |
| 57. | નૃત્ય ભારતી | - | અમદાવાદ |
| 58. | નેશનલ ડેરી ડેવલપમેન્ટ બોર્ડ | - | આણંદ |
| 59. | પર્વતારોહણ પ્રશિક્ષણ શાળા | - | આબુ |
| 60. | પુરાત્તત્વ સંગ્રહાલય | - | લોથલ |
| 61. | પૂતળીબા ઉદ્યોગ મંદિર | 1935 | રાજકોટ |
| 62. | પ્રણવ સેવા સંસ્થા | 1984 | રાજપીપળા |
| 63. | પ્રાચ્ય વિદ્યા મંદિર | 1927 | વડોદરા |
| 64. | પ્રેમાનંદ સાહિત્ય સભા | 1916 | વડોદરા |
| 65. | ફાર્બસ ગુજરાતી સભા | 1863 | મુંબઈ |
| 66. | બાલ સંગ્રહાલય | 1958 | ભાવનગર |
| 67. | બાલસાહિત્ય અકાદમી | 1995 | અમદાવાદ |
| 68. | બી. એમ. ઈન્સ્ટિટયૂટ ઑફ મેન્ટલ હેલ્થ | 1951 | અમદાવાદ |
| 69. | બૃહદ ગુજરાત સંસ્કૃત પરિષદ | 1951 | અમદાવાદ |
| 70. | બૃહદ ગુજરાત સંગીત સમિતિ | 1957 | અમદાવાદ |
| 71. | ભક્તિનિકેતન આશ્રમ | - | દંતાલી |
| 72. | ભાતખંડે સંગીત મહાવિદ્યાલય | 1948 | અમદાવાદ |
| 73. | ભારત ઉદય મંડળ | 1928 | પોરબંદર |
| 74. | ભારત કલા કેન્દ્ર | - | નવસારી |
| 75. | ભારત કલા મંડળ | 1926 | વડોદરા |
| 76. | ભીલ સેવા મંડળ | 1922 | દાહોદ |
| 77. | ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન | 1939 | અમદાવાદ |
| 78. | મંગલ ભારતી | 1970 | વડોદરા |
| 79. | મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ | 1892 | અમદાવાદ |
| 80. | મહર્ષિ વેદવિજ્ઞાન અકાદમી | 1981 | અમદાવાદ |
| 81. | મજૂર મહાજન સંઘ | 1917 | અમદાવાદ |
| 82. | લોકભારતી | 1953 | સણોસરા |
| 83. | લેડી વિલ્સન સંગ્રહાલય | - | ધરમપુર |
| 84. | લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર | 1957 | અમદાવાદ |
| 85. | રૂપાયતન | 1959 | જૂનાગઢ |
| 86. | રંગમંડળ | 1937 | અમદાવાદ |
| 87. | સપ્તક સ્કૂલ ઑફ મ્યૂઝિક | - | અમદાવાદ |
| 88. | સપ્તકલા | - | અમદાવાદ |
| 89. | શારદાપીઠ | - | દ્વારકા |
| 90. | શારદાગ્રામ | 1921 | માંગરોળ |
| 91. | વોટસન સંગ્રહાલય | 1888 | રાજકોટ |
| 92. | વોટસન સંગ્રહસ્થાન | 1949 | વલ્લભવિદ્યાનગર |
| 93. | વિશ્વગુર્જરી | - | અમદાવાદ |
| 94. | હઠીસિંહ વિડ્યુઅલ આર્ટ સેન્ટર | - | અમદાવાદ |
| 95. | સ્વરાજ આશ્રમ | 1922 | બારડોલી |
| 96. | સૌરાષ્ટ્ર કલાકેન્દ્ર | 1947 | રાજકોટ |

## ★ ગુજરાતના મહાનુભાવો (ખ્યાતનામ વ્યક્તિઓ

| ક્રમ | નામ | ક્ષેત્ર | વિશિષ્ટતા |
|---|---|---|---|
| 1. | સરિતા જોશી | રંગમંચ | વિખ્યાત અભિનેત્રી |
| 2. | હોમી શેઠના | વિજ્ઞાન | પરમાણુ વિજ્ઞાન નિષ્ણાંત |

| | | | |
|---|---|---|---|
| 3. | સલીમઅલી | પ્રકૃતિવિજ્ઞાન | વિખ્યાત પક્ષીવિદ્ |
| 4. | હોમી ભાભા | વિજ્ઞાન | પરમાણુ વિજ્ઞાનના નિષ્ણાંત |
| 5. | સંજીવકુમાર | ચલચિત્ર | પ્રખ્યાત અભિનેતા |
| 6. | સબળસિંહ વાળા | વિશ્વદર્શન | વિશ્વના પગપાળા યાત્રી |
| 7. | હેમુ ગઢવી | લોક ડાયરો | લોકગીતના પ્રખ્યાત ગાયક |
| 8. | હાજીમુહમ્મદ અલ્લા રખિયા શિવજી | પત્રકારત્વ | વીસમી સદી નામના માસિકના સ્થાપક |
| 9. | સામપિત્રોડા | ટેકનોલૉજી | દૂરસંચારના નિષ્ણાંત |
| 10. | સુલેમાન પટેલ | છબીકલા | કુશળ  છબીકાર અને પ્રાણીવિદ્ |
| 11. | સોમાલાલ શાહ | ચિત્રકલા | પ્રખ્યાત ચિત્રકાર |
| 12. | હંસાબહેન મહેતા | શિક્ષણ | એમ. એસ. યુનિવર્સિટીના પ્રથમ કુલપતિ |
| 13. | હસમુખ સાંકળિયા | પુરાતત્વ | વિખ્યાત પુરાતત્વવિદ્ |
| 14. | હરિલાલ કાણિયા | કાયદો | સુપ્રિમ કોર્ટના પ્રથમ ન્યાયાધીશ |
| 15. | હરિનારાયણ આચાર્ય | પ્રકૃતિવિજ્ઞાન | પ્રખ્યાત પ્રકૃતિવિદ્ |
| 16. | હરકુંવર શેઠાણી | સમાજસેવા | અમદાવાદમાં મોટી સખાવત કરનાર |
| 17. | સ્વામી સહજાનંદ | ધર્મ | સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક |
| 18. | સ્વામી ગંગેશ્વરનંદજી | ધર્મ | વેદમંદિરોના સ્થાપક |
| 19. | સ્વામી આનંદ | સાહિત્ય | ગાંધીવાદી સાહિત્યકાર |
| 20. | અનસૂયાબહેન સારાભાઈ | શ્રમસંગઠન | મજૂર સંગઠનનાં અગ્રણી |
| 21. | અમૃત કેશવ નાયક | નાટયકલા | પ્રખ્યાત અભિનેતા |
| 22. | અવિનાશ વ્યાસ | સંગીત | પ્રખ્યાત સંગીતકાર |
| 23. | અસાઈત ઠાકર | લોકનાટય | ભવાઈના સ્થાપક |
| 24. | આઈ. જી. પટેલ | અર્થશાસ્ત્ર | લંડન સ્કૂલ ઑફ ઈકોનોમિકસના પૂર્વ નિયામક |
| 25. | આદિત્યરામ વ્યાસ | શાસ્ત્રીય સંગીત | પ્રખ્યાત મૃદંક વાદક |
| 26. | આનંદશંકર ધ્રુવ | સાહિત્ય-શિક્ષણ | બનારસ હિન્દુ યુનિવર્સિટીના ઉપકુલપતિ |
| 27. | કેખુશરો કાબરાજી | નાટયકલા | ગુજરાતી નાટયમંડળીના માલિક |
| 28. | કુમુદિની લાખિયા | નૃત્ય | કથક શૈલીમાં પ્રસારક |
| 29. | ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ | પત્રકારત્વ | **"ગુજરાતી"** સાપ્તાહિકના સ્થાપક |
| 30. | ઈલા ભટ્ટ | સમાજસેવા | સેવા (SEWA) સંસ્થા |
| 31. | ઉછરંગરાય ઢેબર | રાજકારણ | સૌરાષ્ટ્રના પ્રથમ મુખ્યમંત્રી |
| 32. | કિશોરલાલ મશરૂવાળા | તત્વજ્ઞાન | ગાંધીદર્શનના ભાષ્યકાર |
| 33. | કાંતિ પટેલ | શિલ્પકલા | કુશલ શિલ્પી |
| 34. | કંચનલાલ મામાવાળા | સંગીત | સંગીતના વિવેચક |
| 35. | કલ્યાણજી-આણંદજી | ચલચિત્ર | પ્રખ્યાત સંગીતકાર |
| 36. | કનૈયાલાલ મુનશી | રાજકારણ-સાહિત્ય | ભારતીય વિદ્યાભવનના સ્થાપક |
| 37. | કનુ દેસાઈ | ચિત્રકલા | પ્રખ્યાત ચિત્રકાર |

| | | | |
|---|---|---|---|
| 38. | ઓમકારનાથ ઠાકુર | સંગીત | પ્રખ્યાત સંગીતજ્ઞ |
| 39. | જયશંકર સુંદરી | નાટયકલા | રંગમંચના પ્રખ્યાત અભિનેતા |
| 40. | જગન મહેતા | છબીકલા | કુશળ છબીકાર |
| 41. | છગનલાલ જાદવ | ચિત્રકલા | પ્રખ્યાત ચિત્રકાર |
| 42. | ચિનુભાઈ ચીમનભાઈ | ઉદ્યોગ | અમદાવાદના પ્રથમ મેયર |
| 43. | ચંદ્રવદન મહેતા | નાટય | આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનાર નાટયકલાકાર |
| 44. | બંસીલાલ વર્મા (ચકોર) | ચિત્રકલા | પ્રખ્યાત વ્યંગ્યચિત્રકાર |
| 45. | ગોવર્ધન પંચાલ | કલા | ગુજરાતમાં સંસ્કૃત નાટય પ્રયોગના પ્રવર્તક |
| 46. | ગિજુભાઈ બધેકા | શિક્ષણ | નૂતન બાળશિક્ષણના આર્ષદ્રષ્ટા |
| 47. | ગણેશ વાસુદેવ માવળંકર | રાજકારણ | ભારતની પ્રથમ લોકસભાના અધ્યક્ષ |
| 48. | ખુશાલભાઈ શાહ | અર્થકારણ | સ્વતંત્રભારતના આર્થિક આયોજનના પ્રથમ ઘડવૈયા |
| 49. | કાંતિલાલ વોરા | જાદુકલા | વિશ્વવિખ્યાત જાદુગર |
| 50. | નર્મદ | સાહિત્ય | અર્વાચીન સાહિત્યનો આદ્યપ્રવર્તક |
| 51. | નયના ઝવેરી | નૃત્ય | મણિપુરી નૃત્ય-નિષ્ણાંત |
| 52. | ધાર્મિકલાલ પંડયા | ધર્મ | આધુનિક માણભટ્ટ |
| 53. | દુલાકાગ | લોકસાહિત્ય | લોકગીતોના સર્જક |
| 54. | દીના પાઠક | રંગભૂમિ | પ્રખ્યાત અભિનેત્રી |
| 55. | દિવાળીબહેન ભીલ | લોકગીત | કુશળ ગાયિકા |
| 56. | દાદાભાઈ નવરોજી | દેશસેવા | બ્રિટિશ સંસદના પ્રથમ હિન્દી સભ્ય |
| 57. | ત્રિભુવનદાસ પટેલ | સહકારી પ્રવૃત્તિ | અમૂલ ડેરીના સ્થાપક |
| 58. | ઝુબીન મહેતા | સંગીત | પાશ્ચાત્ય સંગીતના વૃંદવાદન નિષ્ણાંત |
| 59. | ઝવેરચંદ મેઘાણી | સાહિત્ય | રાષ્ટ્રીય શાયર |
| 60. | જશવંત ઠાકર | નાટયકલા | પ્રખ્યાત અભિનેતા અને દિગ્દર્શક |
| 61. | નાનાભાઈ ભટ્ટ | શિક્ષણ | ગ્રામ વિદ્યાપીઠના પ્રણેતા |
| 62. | નારાયણ મોરેશ્વર ખરે | સંગીત | ગાંધીવાદી સંગીતશાસ્ત્રી |
| 63. | પીરાજી સાગરા | ચિત્રકલા | પ્રખ્યાત ચિત્રકાર |
| 64. | પ્રભાશંકર સોમપુરા | સ્થાપત્યકલા | પ્રખ્યાત સ્થપતિ |
| 65. | પ્રવીણ જોશી | નાટયકલા | અભિનેતા-દિગ્દર્શક |
| 66. | ફૈયાઝ ખૉ | શાસ્ત્રીય સંગીત | પ્રખ્યાત ગાયક |
| 67. | બાપુલાલ નાયક | નાટયકલા | પ્રખ્યાત અભિનેતા |
| 68. | બાળકૃષ્ણ દોશી | સ્થાપત્યકલા | વિશ્વવિખ્યાત સ્થપતિ |
| 69. | ભગવાનલાલ ઈંદ્રજી | પુરાતત્વ | પુરાતત્વવિદ્ |
| 70. | ભાઈલાલભાઈ પટેલ | ઈજનેર | વલ્લભ વિદ્યાનગરના વિશ્વકર્મા |
| 71. | ભિક્ષુ અખંડાનંદ | સાહિત્ય | સસ્તું સાહિત્યના સ્થાપક |
| 72. | મધુસૂદન ઢાંકી | સ્થાપત્યકલા | મંદિર સ્થાપત્યના નિષ્ણાંત |

| | | | |
|---|---|---|---|
| 73. | મહાદેવભાઈ દેસાઈ | સમાજસેવા | મહાત્મા ગાંધીના રહસ્યમંત્રી |
| 74. | મૃણાલિની સારાભાઈ | નૃત્ય | દર્પણ એકેડેમીના સ્થાપક |
| 75. | મૃદુલા સારાભાઈ | સમાજસેવા | જ્યોતિસંઘના સ્થાપક |
| 76. | મોતીલાલ સેતલવાડ | કાયદો | સ્વતંત્ર ભારતના પ્રથમ એટર્ની જનરલ |
| 77. | રણજિતરામ વાવાભાઈ મહેતા | સાહિત્ય | ગુજરાતની અસ્મિતાના આદ્યપ્રવર્તક |
| 78. | રત્નમણિરાવ જોટે | ઈતિહાસ | ગુજરાતના ઈતિહાસકાર |
| 79. | રવિશંકર મહારાજ | સમાજસેવા | મૂક લોકસેવક |
| 80. | રવિશંકર રાવળ | ચિત્રકલા | કલાગુરુ |
| 81. | વર્ગીઝ કુરિયન | ડેરી વિજ્ઞાન | શ્વેતક્રાંતિના સર્જક |

★★★★★